# માનસી

સર્જન અને ચિન્તનની ગ્રંથશ્રેણી

વર્ષ ૮ : ગ્રંથાંક ૧

માર્ચ ૧૯૪૩



પૂર્ણસંખ્યા ૨૯

સંચાલક

પ્રા. વિજયરાય કલ્યાણરાય વૈદ્ય

પ્રકાશનસ્થાન : આનંદ પ્રેસ : સ્ટેશનરોડ : ભાવનગર.

### 'માનસી'ની શાખાઓ

**માનસી ગ્રંથશ્રેણી :** સંચાલક વિજયરાય ક. વૈદ્ય, કરજ મહોલ્લો; નાનપરા : સુરત. **લવાજમ** રૂ. ૫]; દેશાવર રૂ. ૬]; છૂટક, રૂ. ૧I. **શાખાઓ : (૧) મુંબાઈ,** મેસર્સ એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની પ્રિન્સેસ સ્ટ્રીટ. **(૨) સૂરત :** પ્રતાપ પ્રેસ, ફ્લપીઠ. **(૩) વડોદરા :** સાધના પ્રેસ, રાવપુરા. **(૪) પોરબંદર :** રા. દામોદર કે. ભટ્ટ; રામટેકરી. **(૫) ભાવનગર :** આનંદ પ્રેસ, સ્ટેશન રોડ.

શ્રી. કિશનસિંહ ચાવડાએ સાધના પ્રેસ રાવપુરા વડોદરામાં છાપી પ્રગટ કરી.

# વિષયદર્શન

વ. ૮, અં. ૧ : : પૂર્ણસંખ્યા ૨૯

માર્ચ ૧૯૪૩ (પ્રક્ટ, એપ્રિલ '૪૩)

## સર્જન અને નિબન્ધો



## નિકષ



અનુસન્ધાન પૃ. ૧૧૬મે



# માનસી

વર્ષ ૮, અંક ૧ ] ════════ [ માર્ચ ૧૯૪૩

## પ્રા. વામનરાવની વાર્તાકલા

[ શ્રી નાથીબાઈ મહિલા-વિદ્યાપીઠના પ્રાધ્યાપક રા. વામનરાવ મ. જોષીની ષષ્ઠ્યબ્દપૂર્તિ ( સાઠમી જયન્તી ) જાન્યુઆરીમાં પૂનામાં ઉજવાઈ હતી. એ પ્રસંગને અનુલક્ષી, નીચેનું લખાણ હમણાં ફેબ્રુઆરીમાં જ અવસાન પામેલા, વડોદરાવાળા રા. નેને-પ્રકાશિત સાહિત્યેતિહાસના ગ્રન્થ અર્વાચીન મરાઠી સાહિત્ય ( ૧૯૩૫ )-માંથી ( પૃ. ૨૦૩ ) ઉતાર્યું છે, તે રસપ્રદ થશે. આ ઉતારો, એને અન્તે આપેલી ટીપમાંની માહિતી તથા આ અંકના 'ધ્વનિ'માંનો આ વિષય પરનો લેખ, પ્રા. જોષી જેવા સમર્થ ચિન્તનપરાયણ નવલકથાકારની કૃતિઓ તરફ ગુજરાતી વાચકને અધિક આકર્ષશે એવી આશા રાખીએ છીએ. —સં. **માનસી** ]

વામનરાવની જગત ભણી જોવાની દૃષ્ટિ અન્તર્મુખ હોવાથી તેમની નવલકથાઓમાં પાત્રોના પહેરવેશ, તેમનાં સ્વરૂપવર્ણન, દીવાનખાનાંનાં વર્ણન, પાત્રો સંભાષણ કરે ત્યારના તેમના હાવભાવ, સૃષ્ટિવર્ણન ઇત્યાદિ બાબતો આપણે જોતા નથી.........એવી બાહ્ય વસ્તુઓ તરફ દુર્લક્ષ હોવાથી વામનરાવ પાત્રોનું વર્ણન બહુધા એ પ્રત્યેકના સ્વભાવને વળગી રહીને કરે છે. પ્રા. ફડકે પ્રમાણે ઝીણી ઝીણી બાબતોના વર્ણનથી તે કથાનકને તથા પાત્રોનાં સંભાષણને સત્યાભાસનો ઉઠાવ આપતા નથી. તો પણ આ ઊણપ પાત્રની કોઈ વિશિષ્ટ લઢણના ઉલ્લેખથી અને સ્વભાવ-સ્વભાવ વચ્ચેના ફરક વડે પૂરવાનો તે યત્ન કરે છે. વામનરાવને પુરુષ પાત્રો કરતાં સ્ત્રીપાત્રો આલેખવા વધારે ફાવે છે એમ દેખાઈ આવે છે. મનની સૂક્ષ્મ છટા ચીતરવામા તે કુશળ છે. તેમની નવલોમાં બુદ્ધિગમ્ય વિનોદ સર્વત્ર જોવામાં આવે છે. તેમની ચિકિત્સક બુદ્ધિ, તર્કપદ્ધતિ, તત્ત્વજિજ્ઞાસા, સત્યશોધ માટેની કકડ઼ા અને વિચારવિલાસને લીધે એમની કૃતિઓએ મરાઠી વાઙ્મયમાં સ્વતંત્ર સ્થાન મેળવ્યું છે. સૉક્રેટીસે સ્વર્ગમાંથી પૃથ્વી પર આણેલું તત્ત્વજ્ઞાન ઍડિસને પોતાના નિબન્ધો દ્વારા ઈંગ્લંડમા ઘેરેઘેર પ્રસાર્યું એમ કહેવાય છે; એ જ પ્રમાણે વામનરાવે પશ્ચિમ તથા પૂર્વનું તત્ત્વજ્ઞાન પોતાની નવલકથાઓ દ્વારા મરાઠી વાચકવર્ગને તો સુલભ કરી આપ્યુ છે એમ કહેવામાં હરકત નથી. સત્ય સુલભ, સહેલું ને સરળ છે એવી ઘણાં મનુષ્યોની માન્યતા હોવાથી સામાન્ય લોકોને એવી ઇચ્છા રહે છે કે પ્રત્યેક પ્રશ્નનો એક જ નિર્ણાયક ઉત્તર નિઃસંદિગ્ધ ભાષામાં મેળવાય. પરન્તુ સત્યના જેટલું અટપટું આ જગતમાં બીજું કશું પણ નહિ હોવાથી, વામનરાવ જેવા તત્ત્વજિજ્ઞાસુ મનુષ્ય તરફથી કોઈ પણ ગહન પ્રશ્નનો નિર્ણાયક ઉત્તર આપવામાં આવે નહિ એ હકીકત તેમના પ્રામાણિકપણાની દ્યોતક છે એમ માનવું જ ડહાપણભરેલું ગણાય.[1]

---

૧ રા. વામન મલ્હાર જોશી કૃત પાંચમાંથી ત્રણ (રાગિણી, આશ્રમહરિણી, સુશીલાચેં દેવ) નવલ ગુજરાતીમાં મળી શકે છે. એ છેલ્લીની પ્રા. ફડકેએ લખેલી સમીક્ષા ને પ્રા. જોશીનું જ એક ભાષાન્તરરૂપ લખાણ 'કૌમુદી'માં (જુલાઈ ને સપ્ટે. ૧૯૩૦) આવેલાં; 'માનસી'-માના પ્રા. પાઠકના લેખમાં (માર્ચ'૩૯) તથા એ જ વર્ષના ડિસે.-અંકમાં બે સ્થળે ટૂંકા ઉલ્લેખ છે; 'આ. ઉ'નું પ્રા. રામનારાયણના સંગ્રહ 'સાહિત્ય-વિમર્શ'માંનું અવલોકન ને ભગિનીભાષા-સાહિત્ય-પ્રવાહવિષયક (૧૨મું સા. સંમેલન, અમદાવાદ) દિગ્દર્શન પણ ઉપયોગી જણાશે.

અતિમાનવનું પ્રાકટ્ય:

# શ્રી અરવિંદનું

## ભાવિદર્શન

આ ઑગસ્ટ માસની ૧૫મી તારીખે શ્રી અરવિંદનો જન્મદિવસ[1] હોવાથી એમના જીવનસંદેશના વિશાળ પ્રદેશમાંથી એકાદને વિશદતાથી રજૂ કરવાનો પ્રયત્ન સર્વથા ઉચિત લાગે છે. એમના જીવન-સંદેશના સર્વ પ્રદેશોમાંથી આપણા—આજના માનવના હૃદયનું સૌથી વધારે સફળતાથી આકર્ષણ કરનાર વસ્તુ માનવમાંથી અતિ-માનવનો વિકાસ થશે એવી તેમની ભવિષ્યવાણી છે.

### નીત્શેનો અતિમાનવ

માનવથી ચડિયાતી જાતિની કલ્પના એમ તો સર્વ દેશોના અને સર્વકાલના સાહિત્યમાં મળી આવે છે,—કદાચ તે માનવ જેટલી જ પ્રાચીન છે. પરંતુ: "અતિ-માનવ" (સુપરમેન) શબ્દનો પ્રથમ પ્રયોગ કરવાનું માન જર્મન તત્ત્વચિંતક નીત્શેને ભાગે જાય છે. તે કહે છે કે "માનવ એ તો ઉલ્લંઘી જવાનો નમૂનો છે," વળી તેણે એમ પણ કહ્યું છે કે "માનવની મહત્તા એ છે કે તે પોતે અંત-છેડો-નથી પરંતુ સેતુ છે." પોતાના માનીતા દ્રષ્ટા ઝરથુસ્ત્રના મુખમાં તેણે આ શબ્દો પણ મૂક્યા છે:

---

૧. આ અનુલક્ષણ એમની ૭૦ મી જયન્તીના (૧૫-૮-'૪૨) દિવસનું છે. લેખ શ્રી અરવિન્દ તથા પૂર્ણયોગના સમર્થ અભ્યાસી, બનારસ હિંદુ યુનિ.વાળા ડૉ. શિશિરકુમાર મૈત્રનો, ફેબ્રુ. '૪૩ ના 'આર્યનપાથ'માં છે. એના તંત્રીની તથા લેખકની સંમતિથી એ અહીં છાપતાં આનંદ થાય છે. તેનું આ ભાષાન્તર અમારી વિનંતિથી 'માનસી' માટે રા. અંબાલાલ પુરાણીએ કરી આપ્યું છે.—સં. માનસી.

દૂર સુંદર સ્વર્ગમાં રહેલ કોઈ આનંદ કે સુખને ખાતર નહિ પરંતુ જેઓ પોતાની જાતને પાર્થિવ ભૂમિકાને અર્પણ કરે છે, એટલે કે પૃથ્વી ઉપર અતિ-માનવનું પ્રભુત્વ પ્રગટાવવા માટે જેઓ પોતાનું સર્વસ્વ હોમે છે, તેઓને હું ચાહું છું. આ પાર્થિવ સદન અતિ-માનવને માટે તૈયાર થાય, અખિલ પૃથ્વી, પ્રાણીઓ, અને વનસ્પતિ તેનું સન્માન કરે, તેનાં જ બની રહે, એટલા ખાતર જે વ્યક્તિ કાર્ય કરે છે તથા લાગણી ધરાવે છે તેને હું ચાહું છું કારણ કે પોતાનો (માનવ તરીકે) અંત આવે એવી અભીપ્સા તે સેવી રહ્યો છે.

અતિ-માનવ (સુપરમેન) શબ્દનો પ્રથમ પ્રયોગ કરવાનો યશ આપણે નીત્શેને આપીએ તો સાથે આજ અતિ-માનવતાના આદર્શને હલકો પાડવાની, આસુરી અને રાક્ષસી માનવતાને સાચી અતિ-માનવતા તરીકે સ્થાપન કરવાની જવાબદારી પણ તેની છે. તેની કલ્પેલી અતિ-માનવજાતિ માનવ કરતાં કદાચ ઘણી ઘણી વધારે સમર્થ અને પરાક્રમી હશે પરંતુ આજની માનવજાતિ કરતાં તે શ્રેષ્ઠ કે ચડિયાતી તો નથી એ નક્કી છે. ખરું જોતાં, એ અતિ-માનવજાતિ વધારે દયાહીન અને ક્રૂર છે. નીત્શે અતિ-માનવતાના જે ગુણો કલ્પે છે તેની નોંધ તપાસતાં આ મુદ્દો સ્પષ્ટપણે તરી આવે છે. અતિ-માનવની નીતિના ધોરણને તે "પ્રભુની નીતિ"—સમર્થની નીતિ કહી તેમાં હિંમત, સાહસ, વિજિગીષા, પ્રભુત્વ વગેરે ગુણો ગણાવે છે. પરંતુ સહાનુભૂતિ, ઉદારતા, પરોપકાર, દયા, ક્ષમા વગેરે જે ગુણો આપણે માનવ તરીકે સૌથી વધારે અગત્યના ગણીએ તેમને અતિ-માનવને માટે અઘટિત ગણીને તેણે બાતલ કરેલા છે.

## —અને શ્રી અરવિંદનો

પરંતુ શ્રી અરવિંદ જે અતિ-માનવ કલ્પે છે તે દિવ્ય-માનવ છે,—વિજ્ઞાનમય ચેતનાવાળો માનવ છે. એ પણ આજકાલના માનવથી ચડિયાતો હશે ખરો પણ તે શારીરિક બળમાં કે પરાક્રમમાં નહિ પરંતુ આધ્યાત્મિક સંપત્તિમાં. શ્રી. અરવિંદ અને નીત્શે એ બન્ને વચ્ચે સામાન્ય માન્યતા એ છે કે એ બન્ને ભારપૂર્વક પ્રતિપાદન કરે છે કે જગતને તે અત્યારે છે તેનાથી ઉચ્ચતર ભૂમિકા પર સાચેસાચ ઊર્ધ્વારોહણ કરવું હશે તો તે કાર્ય વ્યક્તિગત મુક્તિ સાધવાથી નહિ પરંતુ માનવજાતિમાંથી પ્રગટેલી કોઈ નવતર અને ઉચ્ચતર જાતિના પ્રાકટ્ય—અતિ-માનવજાતિ—વડે જ સાધી શકાશે. આપણા પ્રાચીન ઋષિમુનિઓ વ્યક્તિના મુક્તિના માર્ગના

પક્ષપાતી હતા. વળી એ પણ નિઃશંકપણે સાચું છે કે સૈકાઓ સુધી હજારો લોકોએ એ માર્ગનો આશ્રય લઈને તેની વ્યવસ્થિત સાધના-પ્રણાલિનું અનુસરણ કરેલું હોવાથી સમસ્ત માનવજાતિમાં માનવતાથી ઊર્ધ્વતર ચેતનાના વિકાસ માટે અનુકૂલ આધ્યાત્મિક વાતાવરણ તૈયાર થઈ શક્યું છે. પરંતુ શ્રી અરવિંદ માને છે કે એટલું બસ નથી કારણ કે એટલેથી ક્રમવિકાસની પ્રક્રિયાના અંતિમ ઉદ્દેશની, એટલે કે પ્રકૃતિના આ મૂળ રૂપાંતરની, વિશ્વમાં એક પ્રકારના મૌલિક પ્રસ્થાનના આરંભની,-સિદ્ધિ શક્ય નથી.

ત્યારે શ્રી અરવિંદનો અતિ-માનવ કેવો છે? શ્રી અરવિંદ માને છે કે અતિ-માનવનો ઉદ્‌ગમ એ ક્રમવિકાસની પ્રક્રિયાની જ એક આવશ્યકતા છે. અચેતનનામાંથી આરંભાયલો આ પાર્થિવ ભૂમિકા ઉપરનો ક્રમવિકાસ એક પ્રકારની આરોહણની ક્રિયા છે. એ આરોહણ વડે આત્મા પોતાના અસલ સ્વરૂપ પ્રત્યે ગતિ કરે છે, જેમ આરંભમાં પૂર્ણ જ્ઞાન, પૂર્ણ ચેતના અને પૂર્ણ આનંદમાંથી તેણે ક્રમેક્રમે અધોલોકરૂપે પોતાનો વિસર્ગ કરીને પોતાના સ્વરૂપને તિરોભૂત કર્યું હતું. એટલે અવરોહણનું પ્રત્યેક પગથિયું ક્રમવિકાસના પુનરારોહણના પ્રત્યેક પગથિયા સાથે બંધએસતું હોય છે. જેટલે અંશે આત્મતત્ત્વે પાર્થિવતામાં અવતરણ કર્યું છે તેટલે અંશે તે ક્રમવિકાસ સાધીને ઊર્ધ્વારોહણ કરી શકે છે. આત્મતત્ત્વ છેક પાર્થિવ તત્ત્વમાં તિરોભૂત થઈ અચેતનતામાં ઊતર્યું છે એટલે પાર્થિવતામાંથી પ્રાણનો ઉદ્‌ગમ શક્ય છે. તે જ પ્રમાણે મનોમય ચેતનાનો વિકાસ પણ આવશ્યક બને છે, કારણ કે જે જે પગલે આત્માએ સ્વરૂપને તિરોભૂત કર્યું છે તે તે પગલાની ક્રમવિકાસની ક્રિયા દરમ્યાન તે ઊલટા ક્રમમાં પુનરુક્તિ કરે એ જ સ્વાભાવિક ગણાય. અને જ્યાં સુધી અવચેતનાના પડમાંથી મુક્ત થઈ આત્મા પોતાના અસલ પૂર્ણ સ્વરૂપને પ્રાપ્ત કરે નહિ ત્યાં સુધી ક્રમવિકાસની એ ક્રિયા અટકી શકે નહિ. અત્યાર સુધી ક્રમવિકાસ યાને ઉત્ક્રાંતિને પરિણામે ચાર તત્ત્વો પ્રગટ થઈ શક્યાં છે:

૧. પદાર્થ તત્ત્વ. ૨. પ્રાણ. ૩. અંતરાત્મા યાને ચૈત્ય પુરુષ. ૪. મન. હવે પછી મોડો વહેલો પણ સમય આવવો જ જોઈએ જ્યારે મનોમય ચેતનાથી ઉપરની વિજ્ઞાનમય—અતિ-માનસ—ચેતના પ્રગટ થશે.

આ રીતે જોતાં અતિ-માનવનું પ્રાકટ્ય પણ ઉત્ક્રાંતિની પ્રક્રિયાની

એક આવશ્યકતા ગણી શકાય. કારણ કે અતિ-માનવ એટલે તે વ્યક્તિ જેનામાં અતિ-માનસ ચેતનાનું અવતરણ થયું હોય. પરંતુ અતિ-માનસ ચેતનાનું એ અવતરણ કેવળ અતિ-માનવતાવાળી વ્યક્તિનું નહિ પરંતુ અતિ-માનવતાવાળી જાતિનું પ્રાકટ્ય સાધશે. એ પ્રમાણે નવી અતિ-માનવ-જાતિનો ઉદય થતાં વિશ્વની સમગ્ર પ્રકૃતિમાં—એટલે કે સ્થૂલ પ્રાણમય તથા મનોમય પ્રકૃતિમાં-આમૂલ રૂપાંતર થઈ જશે. ખરું જોતાં જડતત્વ, પ્રાણ, અંતરાત્મા અને મનોમય ચેતનામાં સમૂલ રૂપાંતર થશે નહિ ત્યાં સુધી અતિ-માનવ પ્રગટ થઈ શકશે નહિ એમ કહેવું વધારે ઉપયુક્ત છે. શ્રી અરવિંદ જે સમુત્ક્રાંતિવાદનું પ્રતિપાદન કરે છે તે ઉપરથી એ પરિણામ આપોઆપ ફલિત થાય છે. પ્રકૃતિ જ્યારે ક્રમવિકાસનું એક પગથિયું મૂકીને તેની ઉપરનું પગથિયું સાધે છે ત્યારે પૂર્વે સિદ્ધ થયેલ ઉત્ક્રાંતિના પગથિયાનો લોપ થઈ જાય છે એમ સમજવાનું નથી; તેનું ફક્ત રૂપાંતર થઈ જાય છે. ઉદાહરણ તરીકે જ્યારે પ્રકૃતિના ક્રમવિકાસમાં મનસ્તત્ત્વનો ઉદય થાય છે ત્યારે તેની પૂર્વે પ્રગટ થયેલ પ્રાણ અને સ્થૂલ પદાર્થનાં નિમ્નતર તત્ત્વો નાશ નથી પામી જતાં પરંતુ રૂપાંતરિત થઈ જાય છે. એટલે કે મનનો વિકાસ થયા પૂર્વે એ તત્ત્વોની જે સ્થિતિ હતી તેમાં સંપૂર્ણ ફેરફાર થઈ જાય છે. નવવિકસિત એ મનનું તત્ત્વ તેનાથી નિમ્ન પ્રાણ અને અન્નનાં તત્ત્વોમાં અવતરણ કરે છે, અને તેમની સાથે સમન્વિત-એકરૂપ-થઈ જાય છે. જેથી કરીને મનોમય ચેતનાની જ્ઞાનજ્યોતિનો લાભ તેમને પણ મળે છે. એ રીતે એમની પ્રકૃતિમાં આંશિક રૂપાંતર પણ થાય છે. આ પ્રક્રિયાને શ્રી અરવિંદ સંયોગીકરણ કહે છે.

## દિવ્ય જીવનની અભીપ્સા

પરંતુ કોઈ એમ કહે કે વિકાસમાં અતિ-માનવનું પ્રાકટ્ય આવશ્યક છે એમ સ્વીકારતાં પણ તે માનવની ચેતનામાં પ્રગટ થશે એમ માનવાને શું કારણ છે? માનવ સિવાય કોઈ અન્ય પ્રાણીમાં કે કોઈ નવા જ પ્રાણીમાં શા માટે અતિ-માનવ ન પ્રગટે? માનવમાં અતિ-માનવના પ્રાકટ્યની આવશ્યકતા દર્શાવવા માટે આપણે માનવ ચેતનાનો અભ્યાસ કરીને તેની અંદર જ માનવતાથી ઊર્ધ્વમાં આરોહણ કરવાની ક્રિયાનો અંગુલિ-નિર્દેશ છે કે નહિ તે તપાસવું જોઈએ. એ પ્રમાણે તપાસ કરતાં જણાય છે કે માનવના અંતરમાં ઊર્ધ્વ ગતિ કરવાની જે અદમ્ય અભીપ્સા

આદિકાળથી જાગે છે તે અતિ-માનવતાનું પ્રાકટ્ય તેનામાં થશે એનું સૂચન કરે છે.

એ અભીપ્સા એટલે કે આ જડ પાર્થિવતાવાળી ભૂમિકા ઉપર દિવ્ય-જીવનનું સર્જન કરવાની અભીપ્સા. એ નિશ્ચિત રૂપવાળી અભીપ્સા ઉપરાંત પણ માનવમાં આદિકાળથી બીજી એક વિશિષ્ટતા છે,—તે તેનામાં રહેલ પોતાની જાતની મર્યાદાઓ વટાવવાની દુર્દમ્ય ભાવના છે. શ્રી અરવિંદ એમ માને છે કે જ્યારે માનવ કરતાં ઉચ્ચતર ચેતનાનું અવતરણ થશે ત્યારે માનવમાં રહેલી એ ભાવના તેને એ ઉચ્ચતર ચેતનાને પોતાનામાં ધારણ કરવાનો અધિકારી બનાવશે. સમસ્ત દુનિયા જેની આતુરતાથી રાહ જોઈ રહી છે એવું એ ઉચ્ચતર ચેતનાનું અવતરણ જ્યારે થશે ત્યારે માનવની પ્રકૃતિ અલબત્ત, આમૂલ બદલાઈ જશે. પરંતુ એ ઉચ્ચતર જાતિને સ્થાન આપવા માટે માનવનો વિનાશ આવશ્યક નહિ બને. ફક્ત, માનવની પ્રકૃતિનું સમૂળું રૂપાંતર થઈ જશે, એટલે કે તેની ચેતના દિવ્ય-માનવતાની ભૂમિકામાં આરોહણ કરશે. કોઈ પુછશે "શું માનવ દિવ્ય થશે?" તેનો ઉત્તર છે 'હા'. માનવની ભાવિ સાર્થકતા એ જ છે! માનવની અંતિમ પરિણતિ માનવતામાં નહિ પરંતુ કોઈ ઉચ્ચતર જાતિમાં રૂપાંતર પામવામાં રહેલી છે. માનવમાં અભીપ્સારૂપે, આ સ્પૃહારૂપે જે જે વસ્તુઓ અત્યારે આપણે જોઈએ છીએ તે બધાની ચરિતાર્થતા, તેની સંપૂર્ણ સિદ્ધિ, એ દિવ્ય માનવની જાતિના પ્રાકટ્યમાં રહેલી છે.

અતિ-માનવતાના પ્રાકટ્યની આ માન્યતા માનવતાવાદથી 'હ્યુમેનિટેરિયનિઝમ' થી ભિન્ન છે, એ યાદ રાખવું જોઈએ. માનવતાવાદ તો માનવ અને તેના કોયડાઓને મીમાંસાના એકમાત્ર ક્ષેત્ર તરીકે સ્વીકારે છે. એટલે કે માનવતાવાદ માનવની અત્યારે જે વિકાસ-દશા છે, તેની સામાજિક, આર્થિક, રાજકીય, ધાર્મિક વગેરે જે જરૂરિયાતો છે, તેના દૃષ્ટિબિંદુથી જ સર્વ પ્રશ્નોના ઉકેલ વિચારે છે. એ દૃષ્ટિબિંદુમાં માનવતાથી નિમ્ન અને માનવતાથી પર રહેલી સૃષ્ટિઓનો સમાવેશ થતો નથી. ટૂંકામાં, એ દૃષ્ટિબિંદુ અતિ સંકુચિત અને અપર્યાપ્ત છે. માનવ તથા તેના કોયડાઓ સંક્રાંતિ-પ્રક્રિયાની તાત્કાલિક, પલટાતી, આંતર દશાઓ માત્ર છે. એટલે તેમને એટલી બધી મહાન કરીને જોવી, અન્ય વિશાળ પ્રશ્નોને ઢાંકી દે એટલું મહત્ત્વ તેમને આપવું એ ભૂલ છે. મીમાંસાના એકમાત્ર કે પ્રધાન ક્ષેત્ર તરીકે પણ તેમને ગણવામાં ઔચિત્યનો

બંગ છે. આ રીતે વિચારતાં માનવતાવાદની દષ્ટિએ જ વિશ્વને જોવાનો આગ્રહ કરનારાઓ પ્રત્યે શ્રી અરવિંદની અસહિષ્ણુતા બરાબર સમજી શકાય તેવી અને સાચી ઠરે છે.

અતિ–માનવતાની મીમાંસાનું દષ્ટિબિંદુ તદ્દન જુદું જ છે. એમાં સમસ્ત વિશ્વનો તાગ લેવામાં આવે છે,—કેવળ માનવ અને તેની જરૂરિયાતનો નાનો ભાગ કે અંશ માત્ર નહિ. એ મીમાંસા એમ પ્રતિપાદન કરે છે કે માનવે માનવ કરતાં પોતે કાંઈક મહાન થઈ શકે તેમ છે એવી શક્તિ અત્યાર સુધીમાં બતાવી છે. એટલે કરીને સમસ્ત વિશ્વ અત્યારે જેવું છે તેના કરતાં તેને મહત્તર, ઉચ્ચતર, શુદ્ધતર બનાવનાર ઊર્ધ્વ દિવ્ય જ્યોતિનું અવતરણ જ્યારે થશે ત્યારે એ ચેતના માનવની અંદર અવતરણ કરશે. એવા અવતરણનું પરિણામ એ થશે કે માનવ પોતે અતિમાનવમાં રૂપાંતર પામશે, અને સાથે સાથે તેની પ્રકૃતિ પણ દિવ્ય યાને પરા પ્રકૃતિમાં પરિણત થઈ જશે. આમ અતિમાનવતા અને પરા પ્રકૃતિના-દષ્ટિબિંદુથી શ્રી અરવિંદ વિશ્વને જુવે છે. પરંતુ એ દષ્ટિબિંદુ એવું છે કે તેમાં માનવની જરૂરિયાતો અને તેના કાયદાઓનું વિશિષ્ટ મૂલ્ય કાયમ રહેવાને બદલે વધારે વિશાળ પ્રશ્નોમાં તે લય પામી જાય છે.

## અતિમાનવ અને અવતાર

પરંતુ અતિ–માનવ અને અવતાર બંને એક નથી સમજવાનાં. અવતાર આ જગતમાં વિશિષ્ટ કાર્ય સાધવા માટે જન્મ ધારણ કરે છે. તેનું કાર્ય સિદ્ધ થતાં તે જગતમાંથી પોતાની જાતને પાછી ખેંચી લે છે, અને જગતને તેની પોતાની ધીમી ઉત્ક્રાંતિની ગતિના ચક્રમાં તે પાછું મૂકે છે; તે વિશ્વના બંધારણમાં કે પ્રકૃતિમાં કોઈ પ્રકારનું આમૂલ રૂપાંતર નથી સાધતો. ઉત્ક્રાંતિની ઊર્ધ્વ ગતિમાં નડતી કોઈ બાધાને તે દૂર કરી દે છે અને પછીથી તેને તેની પોતાની ધીમી ગતિએ આગળ વધવા દે છે. અવતાર માનવદેહ ધારણ કરે છે એ સાચું છે પરંતુ તે માનવજાતિનું દિવ્યીકરણ સાધતો નથી. અવતારનું આગમન ફક્ત એટલું જ સિદ્ધ કરે છે કે માનવદેહ પ્રભુતાની દિવ્ય ધાતુને ધારણ કરવાને ક્ષમ એવું ઉદાત્ત પાત્ર છે, ઉન્નત આધાર છે. માનવમાં દિવ્ય થવાની શક્તિ રહેલી છે તેનું પ્રત્યક્ષ પ્રમાણ અવતાર માનવને આપે છે. શ્રી અરવિંદના શબ્દોમાં —

માનવ પ્રકૃતિમાં દિવ્ય પ્રકૃતિના આવિર્ભાવ રૂપે અવતાર આવે છે માનવમાં

રહેલ ક્રાઈસ્ટત્વ, બુદ્ધત્વ, કૃષ્ણત્વ, નાં દર્શન એટલા માટે કરાવવામાં આવે છે કે તેથી માનવ પોતાના વિચાર, ભાવ, ક્રિયા, જીવન વગેરેને એમની દિવ્યતાના ટાળામાં ઢાળીને પોતાની જાતનું દિવ્યતામાં રૂપાંતરસાધી શકે.

અતિમાનવ એ પ્રભુના અવતારની પેઠે કોઈ ઊર્ધ્વ લોકમાંથી થોડા સમય માટે ઊતરી આવતું પ્રાણી નથી. તે કોઈ વિશિષ્ટ કાર્ય સાધવા માટે (અવતારની પેઠે) આવતો નથી, અને તે કાર્ય સિદ્ધ થયે પાછો ઊર્ધ્વલોકમાં જતો રહેતો નથી. અતિ–માનવ પાર્થિવ જગતમાં હમેશ માટે રહેવાને આવે છે, અને તે એ પ્રમાણે રહીને સમસ્ત વિશ્વની ચેતનાને એક પાયરી ઊંચે લઈ જાય છે. તે એક વ્યક્તિ તરીકે નહિ પરંતુ માનવતાથી પર એવી જાતિના પ્રતિનિધિ તરીકે અહીં આવે છે. અતિ–માનવનું પ્રાકટ્ય થતાં સમુત્ક્રાંતિની ક્રિયા અટકી જતી નથી. તેમાં આમૂલ ફેરફાર થઈ જાય છે એટલું જ. અતિ–માનવના પ્રાકટ્ય પૂર્વે રૂપાંતરની એ ક્રિયા અજ્ઞાનમાં ચાલતી હોય છે; તે ને તે જ તેના પ્રાકટ્ય પછી જ્ઞાનપૂર્વક ગતિ કરે છે. સચ્ચિદાનંદનો આ જગતમાં આવિર્ભાવ થશે ત્યારે જ એ ક્રિયા અટકશે. મનોમય ચેતનાથી ઊર્ધ્વમાં અતિ–માનસ એટલે વિજ્ઞાનની ચેતના રહેલી છે. તેનું અવતરણ થતાં અતિ–માનવ પ્રગટ થશે એ ખરું પરંતુ તેનાથીએ ઉપર સચ્ચિદાનંદની ચેતના રહેલી છે,—એટલે કે વિશુદ્ધ સત્, ચિત્ અને આનંદની ત્રિદલ છતાં એક એવી ચેતના આવી રહેલી છે.

શ્રી અરવિંદ જે અતિ–માનવતામાં માને છે તેની આ સંક્ષિપ્ત રૂપરેખા છે. પરંતુ તેના પ્રાકટ્યને માટે માનવની પ્રકૃતિમાં સમૂળું રૂપાંતર થવું જોઈએ એ આવશ્યક શરત હોવાથી અતિ–માનવનો આવિર્ભાવ ભાવિમાં દૂર દૂર છે એમ-કદાચ આપણને લાગે. પરંતુ એવો ભય પાયા વગરનો છે કારણ કે શ્રી અરવિંદ કહે છે:

*એ રૂપાંતરની માગણી એટલે કેવળ દૂર સુદૂર રહેલી (અપ્રાપ્ય) વસ્તુ માટેનો આગ્રહ,—આપણી માનવતાને તદ્દન અપરિચિત અને અશક્ય એવી કોઈ વસ્તુ માટેનો આગ્રહ–છે એમ સમજવાનું નથી. કારણ કે જે રૂપાંતર આપણે સાધવાનું છે તેનાં બધાં ય તત્ત્વો આપણી પ્રકૃતિની અંદર પડેલાં છે,—આપણી બહાર નથી. જરૂર છે તે માનવજાતિના થોડા કે ઘણા મોટા ભાગને એ રૂપાંતરની ઝાંખી થવાની, તેને માટે અદમ્ય અભીપ્સા સતત જાગ્રત રાખવાની, તે રૂપાંતર શક્ય છે એવી શ્રદ્ધાની, પોતાની અંદર એ રૂપાંતર મૂર્ત થાય તેને માટેની તપઃશક્તિની તથા તે સાધવાનો*

માર્ગ શોધવાની તમન્નાની. એ વસ્તુઓ પણ ગેરહાજર નથી અને માનવજાતિના ભાવિના કટોકટીના પ્રસંગોના પ્રબળ તંગપણાથી ('ટેન્શન'થી) એ તૈયારી વધની જવી જોઈએ. અત્યારની માનવતાની મર્યાદાઓમાંથી છુટકારાની, મુક્તિની કે તેના ઉકેલની જરૂર છે, એવી લાગણી ધીમે ધીમે પ્રબળ થતી જવી જોઈએ, તથા કટોકટીની પરિસ્થિતિમાં આધ્યાત્મિક સિવાય બીજો ઉકેલ છે જ નહિ એવી લાગણી વધારે બળવાન બનતી જશે. માનવના અંતરના એ સાદને દિવ્ય વાસ્તવિકતામાં અને પ્રકૃતિમાં પ્રત્યુત્તર હમેશાં મળવો જ જોઈએ.

## સાક્ષાત્કાર વિશે

આધ્યાત્મિક સાક્ષાત્કાર એટલે પોતાની અંદર (અથવા બહાર, પરંતુ એ પ્રદેશમાં એનો અર્થ એક જ થાય છે) ભગવાનના ચૈતન્યનો સ્પર્શ; અને સર્વ દેશોમાં, સર્વ જનોમાં (પ્રજાઓમા) અને સર્વ કાળમાં પણ ભગવાનનો સાક્ષાત્કાર તો એક સરખો જ હોય છે. ... ... ... અને છતાં ભેદ ઉપસ્થિત થાય છે તેનું કારણ એ છે કે આધ્યાત્મિક સાક્ષાત્કાર અને તેને વાણીમાં રજૂ કરનાર રૂપ યાને ઘડતર એ બેની વચ્ચે અગાધ ઊંડી ખીણ આવી રહેલી હોય છે. જેવો તમને એક આધ્યાત્મિક સાક્ષાત્કાર થયો-(એ અનુભવ તમારી આન્તર ચેતનામાં થાય છે) કે તુરત જ તમારું શિક્ષણ, કેળવણી, તમારી માન્યતાઓ, તથા માનસિક વલણોને અનુસાર તે સાક્ષાત્કારનું તમારા બહિર્મુખ ચૈતન્યમાં અનુસ્વરૂપ (અનુરૂપ) ખડું થઈ જાય છે અને એક કે બીજે રૂપે તે આકાર ધારણ કરે છે. સત્ય એક જ છે, તત્ત્વ એક જ છે; પરન્તુ જે સ્વરૂપોમાં તે પ્રકટ થાય છે તે અસંખ્ય હોઈ શકે છે. (રા. અંબાલાલ પુરાણી કૃત ભાષાન્તર શ્રીમાતાજી સાથે વાર્તાલાપમાંથી; પૃ; ૨૯, ૩૦).

# અસ્ત અને ઉદય

ઉદય સુંદર કે અસ્ત ? દાર્જીલિંગના ઊંચામાં ઊંચા શિખર ટાઇગરહીલ પરથી જોએલો ભવ્ય સૂર્યોદય ચઢે કે ડીંડીગલના પહાડ પર આવેલા ટીપુ સુલતાનના મહેલના ખંડેરમાંથી નીરખેલો કરુણ સૂર્યાસ્ત ! પોતાની પ્રિયતમાની ચિતામાં ભસ્મ થઈ જનાર કોઈ અપાર્થિવ ગાંધર્વ સમો તાડવનની ભુલભુલામણીમાંથી નીકળીને જહૂના સાગરની ક્ષિતિજમાં ડૂબતો રવિ સુંદર કે ભૂમધ્ય સમુદ્રની પેલેપારથી તરંગો પર સવારી કરીને ઉષાને મળવા આવતો મુગ્ધાના અંતઃકરણ સમો વિષાદમય રંગભોગી ભાનુ સુંદર !

સપનાં બની ગયેલાં આ સંવેદનો આજે પુનર્જન્મ પામે છે. ઉદય અને અસ્તના સૌન્દર્યની આ સમસ્યા કોઈ કુટિલ અને કદ્રૂપ વેશ્યાના જેવી અળખામણી નહિ પણ સુરમ્ય અને સુભગ મનોરમા જેવી મીઠી લાગે છે.

"ઉદય સુંદર કે અસ્ત ?" હું જ સાંભળી શકું એટલા ધીમા અવાજે મેં મને જ પ્રશ્ન પૂછ્યો.

"હું કહું છું ઉદય અને તમે કહો છો અસ્ત." સમસ્યાનો ઉત્તર આપીને જાણ્યે અજાણ્યે પોતે જ પાછી સમસ્યા બનીને મારી પાસે બેઠી.

"બોલોને, મૂગા કેમ રહ્યા ?"

"અસ્ત વખતે મૌન જ શોભે."

"પણ સૂર્યાસ્તને તો હજી વાર છે."

"આ તો પ્રશ્ન આથમ્યો."

"ઓહ ! એટલે મૌન ઊગ્યું હતું એ હું ભૂલી ગઈ."

"હવે તો એ પણ ડૂબી ગયું."

"ક્યાં ?"

"અહીં" કહીને મેં એના હોઠ ભણી સંકેત કર્યો.

મારા સંકેતથી પ્રીતિની આંખોમાં અને પછી મુખ પર આછો વિષાદ દેખાયો. મને લાગ્યું કે મારાથી અસભ્યતા થઈ ગઈ. માફી માગવાની ઇચ્છા થઈ પણ મન ન માન્યું. વાતાવરણમાં શાંતિ હતી. અમે બન્ને પણ પળવાર એનાં અંગ બની રહ્યાં.

"પણ આ વાદળાં આજે શું કરવા બેઠાં છે! પૃથ્વી પર જેટલાં છે તેટલાં બધાં તો આજે આ મસૂરીની ખીણોમાં એકઠાં નથી થવાનાં ને?" પ્રીતિનું મૌન ધસમસતાં વાદળાંઓએ તોડ્યું.

"હોય પણ ખરું.–" મારાથી બોલાઈ જવાયું.

અમે તો જોતાં જ રહ્યાં અને વાદળાંઓનું આગમન અવિરત ચાલુ રહ્યું. સમસ્ત મસૂરીનાં ટેકરીઓ અને ખીણોમાં વાદળાંઓ જ વિસ્તર્યાં, મકાનો પણ બધાં ધીરે ધીરે ઢંકાઈ જઈને જાણે અવકાશનો જ અંશ બની ગયાં. પ્રકાશ પોતે પણ ઝંખવાણો થયો. સૂર્યને પણ આ મેઘદૂતોએ હતો ન હતો જેવો કરી નાખ્યો. અમને લાગ્યું કે અમે પણ વાદળાંઓની સોડમાં જ પૃથ્વીથી ઊંચે પૃથ્વી પરથી લાગતા કોઈ અદ્ભુત દેશમાં છીએ.

"પ્રીતિ, ચાલો ઘર ભણી. હું તને મૂકીને પછી જઈશ. આ તો વરસાદનો ડર લાગે છે."

"તમે મસૂરી પહેલી વાર આવ્યા છો ને તેથી આવું અશક્ય બોલો છો." પ્રીતિના મુખમાંથી પહેલા શબ્દો અને પછી સ્મિત બહાર આવ્યું.

"કેમ?"

"મસૂરીમાં જ્યારે ધુમ્મસ અને વાદળાંઓની આવી ઘટા જામે છે ત્યારે સંધ્યા સામાન્ય નથી હોતી, અસામાન્ય હોય છે. મને ખબર નથી કે આજની સંધ્યા કેવી હશે પણ આ તો હું મારો અનુભવ કહું છું."

આશ્રમમાં ગુરુનું કહેવું શિષ્ય જે શ્રદ્ધાથી સાંભળે તેવી રીતે મેં પ્રીતિનો અનુભવ સાંભળ્યો.

ત્યાં તો દૂર દૂર પશ્ચિમની ધારે પ્રકાશ રક્તવર્ણો થયો અને ધીરે ધીરે એ રતાશ તેજસ્વી બનતી ગઈ. પહેલાં તો પ્રકાશની એક પગદંડી પડી અને અમારી તરફ ખેંચાતી આવી, પછી એણે વિસ્તરવા માંડ્યું. વાદળાંઓ અને ધુમ્મસ પણ હળવે હળવે વિખરાયાં અને સૂર્યનો અસ્તવેળાનો વલવલાટ માનવીના મૃત્યુ પહેલાંના વલવલાટથી ય વધારે કંપ ઉપજાવનાર લાગ્યો.

અંતની અણીનો આવો અજંપો હરણોનાં જૂથમાંથી શિકારીની ગોળીથી વિંધાયલી નિર્દોષ હરિણી કરતાં ય વધારે કરુણ હતો. પળવારમાં તો પ્રાણ ગયો અને શબ રહ્યું તેમ રવિ આથમ્યો પણ દિવસ રહ્યો. મહત્ત્વાકાંક્ષાએ જાણે મોતપછાડ ખાધી. પાછળ રહેલાં સૂર્યનાં સ્વજનો જેવાં આકાશના રક્ત રંગોએ પશ્ચિમના એક ખૂણામાં આખરે દિવસનો અગ્નિસંસ્કાર કર્યો.

ચિતાની સોનેરી ઝાળોમાંથી અંતે રૂપેરી રંગના ગોટા ઊઠ્યા અને ખીણોના પાતાળમાંથી અંધકારે આવીને એમને પોતાનામાં સમાવી લીધા. પશ્ચિમની ક્ષિતિજના ઊંડાણમાંથી તેજનો ઝબકારો થયો, પૂર્વમાં એનો પડછાયો પડ્યો અને એ પડછાયા પર બેસીને મસૂરીના શિખર પર સંધ્યા ઊતરી, જાણે શિવના માથા પર ઊતરેલી જોગણી ગંગા.

વાતાવરણની શાંતિ ભેદવામાં પણ બહાદુરી જોઈએ. પ્રીતિમાં હતી એટલે એ બોલી:

"આજે તો તમને ગમે એવો સૂર્યાસ્ત થયો, નહિ?"

"પ્રીતિ, સૂર્યાસ્ત મને કેમ આટલો બધો ગમે છે તે જો જાણે તો મારી મશ્કરી કરવાનું તું મૂકી દે."

"પણ હું જાણું તો ને? તમને મશ્કરી ગમે છે માટે તો તમે મને એ જણાવતા નથી."

"વાત કઢાવવાની રીત તો સરસ છે."

"તમારી પાસેથી શીખી છું અને તમારી આગળ અજમાવું છું."

"કહું?"

પ્રીતિ મારા તરફ ન જોતાં જમીન તરફ એના અડધા ખુલ્લા પડેલા પંકજ સમા જમણા પગ તરફ જોઈ રહી, બોલી નહિ.

"જો, ઉદય પછી પ્રકાશ આવે છે અને અસ્ત પછી અંધકાર. મને અંધકાર ગમે છે માટે અસ્ત પણ." મેં બને એટલા ટૂંકાણમાં કહ્યું.

"એટલે?"

"હું કંઈ જગન્નાથ પંડિત જેવો રસિક ભાષ્યકાર નથી."

"ના, તમે તો ભવભૂતિ છો એ હું જાણું છું. વિવેચન ન કરશો, કવિતામાં જ કહો ને!"

"ના ના. આજ તો ભવભૂતિના રામના વિષાદનું સૌન્દર્ય કહેવા થોડી પળ માટે જગન્નાથ બની શકીશ."

"પણ પછી સીતાનો વલોપાત કહેતી વખતે ભવભૂતિ જ બની જજો."

ગાઢ બનતા જતા અંધકારમાં પણ અમે બન્ને એકબીજાની આકૃતિઓ સ્પષ્ટ જોઈ શકતાં હતાં.

"પ્રીતિ, પાપ ન હોય તો પુણ્યનું મૂલ્ય કેટલું? અંધકાર ન હોય તો પ્રકાશનું મહત્ત્વ શું ? અધૂરી માનવતા નહિ હોય તો સંપૂર્ણ દિવ્યતાને કોણ પૂછશે ? સાપેક્ષ મનુષ્ય નહિ હોય તો પછી નિરપેક્ષ ઈશ્વરનું અસ્તિત્વ ક્યાં રહેશે ? સોનાને હિસાબે તો પારસમણિ પથ્થર છે પણ એની કિંમત અને મહત્તા તો પોતે પથ્થર રહીને પણ લોખંડને સોનું બનાવવામાં નથી રહી ? હું તો માણસ છું અને સુખદુઃખનો બનેલો માણસ જ રહેવા ઇચ્છું છું. મારે માત્ર સુખના ભોગી દેવ નથી બનવું. મારે તો આંસુ અને સ્મિત બન્ને જોઈએ છે. અને મારા જીવનમાં સ્મિત કરતાં આંસુ વધારે મૂલ્યવાન અને મહત્ત્વનાં છે. હવે જાણ્યું કે અંધકાર મને કેમ વધારે ગમે છે ?"

પ્રીતિ જે મારા મુખ ભણી જોઈને મને સ્તબ્ધ બનીને સાંભળી રહી હતી તેણે આકાશ તરફ જોયું. મને લાગ્યું કે મેં નાહક મારું અંતઃકરણ ઉઘાડીને એને દુઃખી કરી. મેં વાત અને વાતાવરણ બન્ને બદલવાના હેતુથી કહ્યું :

"ચાલો, અંધારું થઈ ગયું. હવે જતાં જતાં હું તને મૂકતો જઈશ. બેલા તારી વાટ જોતી હશે, અને બેલાના પિતા પણ."

"એમોને, તમને તો અંધારું ગમે છે. બેલા અને બેલાના પિતા બન્ને આજે બપોરના દહેરાદૂન ગયાં છે. કાલે સવારે પાછાં આવશે. તમે એક દિવસ સાંજે તમારી એક વાર્તા મને સંભળાવી હતી એ યાદ આવે છે ?" પ્રીતિની આંખો અંધારામાં પણ ચમકતી હતી.

"ના, કઈ ?"

"પેલી 'સપનાનું સત્ય.' જેમાં તમે દાર્જિલિંગના એક શિખર પર ચાંદની રાતે કાંચનજંઘા નીરખતા તમારી સખી અંગિરા સાથે બેઠા હતા. અંગિરાએ મસ્તીમાં આવી જઈને તમને ચુંબન કરી લીધું. એટલામાં કોઈ રૂપવંતી અને સુકુમાર સ્ત્રી આવી ચઢી; કિન્નરદેશની એ કવિ નીકળી. અને તમને એનો દેશ જોવા લઈ ગઈ. ત્યાં તમે ઘણાં જીવનતત્ત્વોને મૂર્ત-સ્વરૂપે જોયાં અને રાજસભામાં સૌએ પોતાનું સર્વશ્રેષ્ઠ અર્પણ કહી સંભળાવ્યું. તેમાં છેવટે કવિતાએ કહેલું ચુંબન સર્વોત્તમ ગણાયું અને પેલી

કિન્નરી કવિએ એ સન્માન્યું. પછી એ તમને તમારા શિખર ઉપર પાછા મૂકી ગઈ અને જતાં જતાં તમારા હોઠને પોતાના હોઠથી ચૂમતી ગઈ. એ સ્પર્શથી તમે જાગી ઉઠ્યા ત્યારે તમે તો એટલું જ જોયું કે ચાંદની કાંચનજંઘા સાથે ગેલ કરી રહી હતી. ત્યારે તો તમને આ જાણે સપનું આવ્યું હોય એવો આભાસ થયો પણ સપનામાં ય જાણે સત્ય બન્યું હોય એવું તમને લાગેલું નહિ ?" પ્રીતિ જવાબની વાટ જોઈ રહી.

"હા, હા. તને એ વાર્તા ભલી યાદ રહી. એ તો કલ્પનાની વાર્તા હતી. જીવન કરતાં સર્જક કલ્પનામાં વધારે મુક્ત હોય છે. પાર્થિવ મર્યાદાઓ કલ્પનાભોમમાં ઓગળી જાય છે."

"મને તમારી એ વાર્તા ગમી હતી. એમાં કલ્પનામાં પણ સર્જક પ્રમાણિક થઈ શક્યો એ સૌથી મોટી વાતે મને આકર્ષી હતી. જીવનમાં પણ જો એ આવો પ્રમાણિક બને તો એની મહત્તા અને માનવતા બે ય ઘણાં દીપે." પ્રીતિએ સાડી પર ઓઢેલી શાલ બરાબર ઠીક કરી. હું ઘેર જવા અને પ્રીતિને સંભાળપૂર્વક ઘેર પહોંચાડવા આતુર હતો એટલે ચુપ રહ્યો. અંધારું સઘન બનતું હતું, શત્યતા આકરી બનતી જતી હતી અને રજનીનો પ્રભાવ વધારે ને વધારે જામતો હતો.

"જેમ તમને અંધકાર ગમે છે ને તેમ મને રાત ગમે છે; એટલું જ નહિ પણ રાત થવું ગમે છે." પ્રીતિએ પવનના સપાટાથી બચવા શાલની અંદરના પોતાના બન્ને હાથ વડે પોતાનું શરીર દબાવ્યું. "મને એમ થાય છે કે હું પણ આમ રાત બની જાઉં તો કેવું ? કે મારા અવસાને પણ કોઈનો ઉદય થાય !"

પ્રીતિ થોડીવાર શાંત રહી. શાલને ફરીથી શરીર સાથે બરાબર લપેટીને બોલી:

"તમને અંધકાર ગમે છે છતાં તમે મારાથી આટલા દૂર કેમ બેઠા છો ? હું તો રજની છું." કહીને પોતાના બન્ને હાથની બાથે માતા બાળકને છાતી સરસું ચાંપે તેમ મને ખેંચી લીધો. મારી આંખોમાં આંખો પરોવીને પોતાની સમસ્ત શક્તિ વડે મને છાતી સરસો દબાવીને બોલી. "પેલી તમારી વાર્તાને તમે સપનાનું સત્ય માન્યું હતું. હવે આ સત્યને સપનું માનીને જીવન જીવજો." મારા હોઠ સાથે એના હોઠ બિડાયાં. અધૂરી બાથ મારાથી પૂરી થઈ ગઈ.

ડૉ. ભદ્રસુખ કલ્યાણરાય વૈદ્ય

# નિગૂઢ માનવી

અમેરિકાનો સમર્થ સર્જક એલેક્સિસ કેરેલ અર્વાચીન યુગની પ્રતિભાસંપન્ન વ્યક્તિઓમાંની એક છે. મનુષ્યશરીરની રચના અને તેમાં પ્રવર્તતી અનેક સજીવ ક્રિયાઓનો તેનો ઊંડો અભ્યાસ નોબેલ પારિતોષિક વડે સન્માનિત થયો છે. આ સર્જક એક ક્રાંતિકાર પણ છે. ઉચ્ચ શિખરે જણાતી અત્યારની સંસ્કૃતિ તેને કૃત્રિમ અને કુદરતી નિયમોથી વિરુદ્ધ પ્રસરતી ભાસે છે. એ કહે છે કે આધુનિક સંસ્કૃતિએ ઉપસ્થિત કરેલા સંયોગો મનુષ્યના માનસિક વિકાસને રૂંધી નાખે છે. એકલું શારીરિક સ્વાસ્થ્ય જાળવવામાં કે શરીરને સપ્રમાણ બનાવવામાં ઉન્નતિમાર્ગ નથી. અનેક પ્રકારના ઔષધોથી, રમતગમતનાં અખૂટ સાધનોથી, કુદરતી ઋતુ ફેરફારોથી શરીરને કસવાને બદલે તેનાં કૃત્રિમ નિવારણોથી, અનેક વૈજ્ઞાનિક યુક્તિઓથી જીવનને બિનમહેનતુ અને સુંવાળું કરવાથી, નિરર્થક ઉદ્યોગોથી જીવનને યંત્રવત્ કરી મૂકવાથી, નિર્મર્યાદિત જીવન ગાળવાથી, મનુષ્ય વિશેના કેવળ અજ્ઞાન ઉપર રચાયેલી આપણી શિક્ષણપ્રથાઓથી, સામાજિક, રાજદ્વારી, પ્રજાકીય અને ધાર્મિક સંસ્થાઓના લોભ અને ગર્વથી, મનુષ્ય મનુષ્યને ભૂલી જઈ અધોગતિ પામી રહ્યો છે. ભિષગવિદ્યાની ભિન્ન ભિન્ન શાખાઓ મનુષ્યને પૂર્ણ રીતે સમજવા પ્રયત્ન કરતી નથી. રોગી શરીરને સાજું કરવું અને સાજાને વધુ બળવાન બનાવવા ઉપરાંત, બુદ્ધિ અને મનના વિકાસ અર્થે, નૈતિક, ચૈતન્યમય અને આધ્યાત્મિક જીવનની પૂર્ણ સમજણ માટે, વધુ અને વધુ અભ્યાસ જરૂરી છે. આધુનિક વિજ્ઞાને શરીરના જૂના રોગો મટાડ્યા હશે, તો અર્વાચીન સંસ્કૃતિએ અનેક પ્રકારના નવા માનસિક રોગો ઉત્પન્ન કર્યા છે. આના દૃષ્ટાંત રૂપે પ્રતિવર્ષે વધતાં જતાં ઉન્માદ-ગૃહોની સંખ્યા મોજૂદ છે. આ કારણને લઈને જ, જગતને દોરનાર પ્રતિભાશાળી અને બુદ્ધિમાન માનવીઓની સંખ્યા ઉત્તરોત્તર ઘટતી ચાલી છે. કેરેલ કહે છે કે આવી સંસ્કૃતિનું ખંડન કરો! બીજાં સર્વ વિજ્ઞાનો કરતાં, મનુષ્યના વિજ્ઞાનનાં ઊંડા અભ્યાસ કરી તેને સર્વાંશઃ સમજવા પ્રયત્નો આદરો અને જૂની દુનિયાનાં ખંડેર ઉપર નવી શાખાઓ, નવા સમાજ અને નવી પ્રજાઓ રચો.'

કેરેલનાં આ મન્તવ્યો રજૂ કરતા પુસ્તક 'Man the Unknown'ની દસ આવૃત્તિઓ છેલ્લાં સાત વર્ષોમાં પ્રસિદ્ધ થઈ ચૂકી છે. "કોઈકને આવું લખવાની જરૂર હતી" તેથી જ આ પુસ્તક લખાયું છે. લેખકના મિત્રો, ફિલસૂફો, વિજ્ઞાનશાસ્ત્રીઓ, ધારાશાસ્ત્રીઓ, અને અર્થવિદ્યાના મહારથીઓ, જેઓ સાથે વર્ષો થયાં આધુનિક સમયના મહાપ્રશ્નો લેખકે ચર્ચ્યા છે, તેમના આગ્રહને પરિણામે પણ આ પુસ્તક લખાયું છે. રૉકફેલર ઇન્સ્ટિટ્યુટ ઑફ મેડિકલ રીસર્ચની પ્રયોગશાળામાં, મનુષ્યનાં અંગ અને મનની દેખાતી પરિસ્થિતિઓ પાછળ ચાલી રહેલી ગૂઢ ક્રિયાઓના અભ્યાસ કરતો કેરેલ ગરીબ અને તવંગર, રોગી અને નીરોગી, પંડિત અને મૂર્ખ, નિર્બળ મનના તથા ચિત્તભ્રમ થઈ ગયેલા, કુશાગ્રબુદ્ધિવાળા અને તુરંગવાસી, સર્વ પ્રકારના માનવીના સંપર્કમાં આવ્યો છે. ખેડૂતો, ગામડિયાઓ, કારકુનો, દુકાનદારો, શાહુકારો, ઉદ્યોગપતિઓ, રાજદ્વારી પુરુષો, મુત્સદ્દીઓ, લડવૈયાઓ, પ્રાધ્યાપકો, મહેતાજીઓ, પાદરીઓ, સત્તાધારીઓ અને ઉમરાવો, જનસમાજના આવા અનેક પ્રતિનિધિઓ સાથે કેરેલને ઓળખાણ છે. તેના જીવનના પ્રસંગોએ તેને મહાબુદ્ધિમાનો, વીર નરો અને સાધુઓની સંગતિમાં પણ આણ્યો છે. આવી અસાધારણ વ્યક્તિના અનુભવો અને ચિંતનોનો ઉલ્લેખ, તેના મિત્રો અને જગતની સમગ્ર પ્રજા માગે જ.

—ભ. કે. વૈદ્ય ]

આ પુસ્તકનો આશય એક જ છે: અર્વાચીન મનુષ્ય વિશે જે વૈજ્ઞાનિક માહિતીઓ મળી છે તેને એકત્રિત કરી જનતા સમક્ષ ધરવી. અત્યારની સંસ્કૃતિની નિર્બળતા આપણને જણાવા લાગી છે. સમાજે રચેલી પ્રણાલિકાઓ તોડવા અનેક જીવો તત્પર થઈ રહ્યા છે. તેમને માટે, અને જેઓ માત્ર માનસિક, રાજકીય અને સામાજિક પરિવર્તનની જ નહિ, પણ અર્વાચીન ઔદ્યોગિક સંસ્કૃતિના નાશ અને માનવીના ઉદ્ધારના કોઈ નિરાળા જ પંથની આવશ્યકતા જોઈ રહ્યા હોય તેમને માટે પણ, આ પુસ્તક લખાયું છે. બાળકોને ઉછેરવાનું જેમનું નિત્યકર્તવ્ય છે, વ્યક્તિત્વને ઘડવાનું કે દોરવાનું જેમનું ધ્યેય છે તેમને, શિક્ષકોને, સુધારકી ઇચ્છાવાળાઓને, ભિષગ્જનોને, ધર્મગુરુઓને, સામાજિક નેતાઓને, પ્રાધ્યાપકોને, ન્યાયમૂર્તિઓને, સેનાપતિઓને, ઇજનેરોને, અર્થશાસ્ત્રીઓને, મુત્સદ્દીઓને, ઉદ્યોગના માંધાતાઓને, માત્ર આપણા શરીર અને મન વિશે કાંઈક જાણવાની ઇચ્છાવાળાઓને, ટૂંકમાં દરેક પુરુષ અને સ્ત્રીને આ પુસ્તક અર્પણ કર્યું છે. વૈજ્ઞાનિક નિરીક્ષણ વડે જે સત્યોનો ઉકેલ મળ્યો છે, તેના સાદા વૃત્તાંત રૂપે

માત્ર આ એક અંજલિ છે.

## આપણી અલ્પજ્ઞતા

જડ અને ચેતન વસ્તુઓનાં વિજ્ઞાન વચ્ચે કોઈક વિચિત્ર ભેદ છે. ખગોળશાસ્ત્ર, યંત્રવિદ્યા, અને પદાર્થવિજ્ઞાનનાં સર્વ નિરૂપણો ટૂંકી સુંદર ગણિતની ભાષામાં આલેખી શકાય. પુરાતન ગ્રીસના સપ્રમાણ અને સુસંબદ્ધ કીર્તિસ્તંભો સમું વિશ્વ તેમણે રચ્યું છે. સાધારણ સમજશક્તિને અગમ્ય તેવા પ્રદેશમાં, શાશ્વત સત્યની શોધમાં તેઓ અવર્ણનીય વિચારો જે માત્ર ગણિતચિહ્નોનાં સમીકરણ વડે જ નોંધી શકાય તેને ઉત્પન્ન કરે છે. ચેતનની વિદ્યા આવી નથી. જીવની સૃષ્ટિમાં માર્ગ ખોળનાર સહેલાઈથી ભૂલો પડી જાય છે. અરણ્ય અને માયાજાળ સરખા તેના પ્રદેશમાં દરેક પળે સ્થળાંતર અને રૂપાંતર થતાં વૃક્ષો હરઘડી હાથતાળી દઈ ભૂલવે છે. તેને જણાતી સર્વ ઘટના તે જુદી જુદી વર્ણવી શકે, પણ તેમની વચ્ચેનો સંબંધ બીજગણિતનાં સમીકરણો વડે તે પારખી શકે નહિ. સ્થૂલ સૃષ્ટિનાં અણુઓ કે તારાઓ, ખડકો કે વાદળાંઓ, લોખંડ કે પાણી, તે સર્વના ગુણોમાંથી, વજન કે દિશાસૂચક પરિમાણો તારવી શકાય. વિજ્ઞાનની તર્કશક્તિ આવી તારવણી ઉપર જ વિકાસ સાધે છે, ઘટના હંમેશાં ગૌણ સ્થાન ભોગવે છે. વસ્તુઓનું નિરીક્ષણ અને વર્ણન વિજ્ઞાનમાં હંમેશાં નીચી કક્ષાએ હોય છે, વર્ણન ઘટનાઓનું વર્ગીકરણ કરે, પણ રૂપાંતર થતા ગુણોના નિશ્ચલ સંબંધો, અથવા તો નૈસર્ગિક નિયમો તો વિજ્ઞાન જ્યારે અપાર્થિવ પરાકાષ્ઠાએ પહોંચે ત્યારે જ પ્રાપ્ત થઈ શકે. પદાર્થવિજ્ઞાન અને રસાયનશાસ્ત્ર આ પ્રકારનાં હોવાથી જ વેગવાન પ્રગતિ કરવામાં સફળ થયાં છે. અંતિમ સત્ય તેઓ ન શોધી શકે તો પણ ભાવિપ્રસંગો અને તેમનો ઉદ્ભવ પારખવાની શક્તિ તેઓ આપણને આપે છે. સ્થૂલપદાર્થોની રચના અને તેમના ગુણોનું જ્ઞાન મેળવવાથી પૃથ્વીના પટ ઉપર અસ્તિત્વ ધરાવતી સર્વ કોઈ વસ્તુઓ ઉપર આપણે પ્રભુત્વ મેળવ્યું છે. અને છતાં સ્થૂલનો સ્વામી મનુષ્ય પોતાની જાત વિશે હજી અજ્ઞાન જ સેવે છે.

ચેતનમય વસ્તુઓનું અને વિશેષે કરીને મનુષ્ય પરત્વેનું વિજ્ઞાન હજી આટલું ખીલ્યું નથી. તે તો હજી વર્ણનાત્મક જ રહ્યું છે. અદ્ભુત ગૂંચવણીઓનો અનેરા મનુષ્ય અવિભાજ્ય અને અખંડ છે. કોઈ સાદા

નિરૂપણ વડે તેને ઓળખી શકાય નહિ. એક સાથે તેના પૂર્ણ સ્વરૂપને, તેના ભાગોને કે બાહ્ય સંસાર સાથેના તેના સંબંધોને ઓળખવાનો એકે માર્ગ નથી. આપણી જાતનું પૃથક્કરણ કરવા માટે આપણે અનેક યુક્તિઓ અને તેથી અનેક વિજ્ઞાન-શાખાઓની મદદ લેવી જરૂરી છે. કુદરતી રીતે આ દરેક શાખા એક જ આશય માટે જુદાં જુદાં મન્તવ્યો રજૂ કરે છે. પોતપોતાની ખાસ રીતો વડે જે જે મેળવી શકાય તેવું મનુષ્ય વિશેનું એકતરફી જ્ઞાન તેઓ તારવી કાઢે છે, અને આ ભિન્ન ભિન્ન તારવણીઓને એકઠી કરતાં, અનુભવસિદ્ધ સત્ય ઘટનામાં કાંઈક ન્યૂનતા રહી જતી જણાય છે. આ ન્યૂનતા ઘણા જ મહત્ત્વની છે. અવયવશાસ્ત્ર અને રસાયન, શરીરવિદ્યા અને માનવશાસ્ત્ર, શિક્ષણશાસ્ત્ર અને ઇતિહાસ, સમાજશાસ્ત્ર અને અર્થવિજ્ઞાન, આ સર્વ શાસ્ત્રો મનુષ્ય-વિષય માટે પૂરતાં નથી. નિષ્ણાતોને જણાતો મનુષ્ય, પ્રત્યક્ષ અને ખરા મનુષ્ય કરતાં જુદો જ છે. દરેક જ્ઞાનશાખા પોતપોતાની યોજનાનુસાર મનુષ્યને કોઈક નવે જ રૂપે ઘડી કાઢે છે. અવયવશાસ્ત્રીનાં શસ્ત્રોથી કપાતા મૃતદેહરૂપે, તેમ માનસશાસ્ત્રીના અને આધ્યાત્મિક જીવનના પયગંબરોના સતત નિરીક્ષણ નીચે રહેતી ચૈતન્યાવસ્થારૂપે, માનવી એક સાથે અસ્તિત્વ ધરાવે છે. અનેક રસાયનોથી બનેલાં તંતુઓ અને રસોના બનેલો, શરીર-વિશારદોનાં અદ્‌ભુત કોશો અને પોષક તત્ત્વોના રૂપે, સ્વચ્છતા અને શિક્ષણના અનુયાયીઓ જેને કાળમાં વિસ્તરતા તંતુઓ અને ચૈતન્યના સંયોજનરૂપે ગણે છે તેવો મનુષ્ય બહુરૂપી છે. યંત્રોના ગગડાટ સતત ચાલુ રાખવા માટે, તેનાથી બનતાં સર્વ સાધનો જેણે હરદમેશ વાપર્યા જ કરવાં જોઈએ, તેવો અર્થશાસ્ત્રીઓએ બનાવેલો યંત્રોનો ગુલામ પણ મનુષ્ય છે. અને છતાં તે કવિ, વીર નર અને મહાત્મા પણ છે. આપણાં વિજ્ઞાનોએ પૃથક્કરણ કરેલી ગૂંચળીઓ સિવાય, મનોવૃત્તિ, કલ્પના અને માનવજાતિની અભિલાષાઓ પણ તેનામાં છે. મનુષ્ય વિશેના આપણા ખ્યાલો ફિલસૂફીથી રંગાયલા છે. અસંખ્ય અને અનિશ્ચિત હકીકતો ઉપર તે રચાયલા હોવાથી, તેમાંથી આપણને ગમે તે લઈ લેવાનું આકર્ષણ બહુ સહેલાઈથી થાય છે. આમ હોવાથી આપણી લાગણીઓ અને માન્યતા પ્રમાણે આપણે મનુષ્ય વિશે જુદા જુદા તર્ક કરીએ છીએ. જડવાદી અને અધ્યાત્મવાદી, શરીરમાં માત્ર યાંત્રિક ક્રિયાઓ જેનો શરીર-

શાસ્ત્રી અને તે જ ક્રિયાઓને ચૈતન્યરૂપ લેખતો તે જ શાસ્ત્રનો બીજો નિષ્ણાત, માનવીને ભિન્ન ભિન્ન સ્વરૂપે નિહાળે છે. વૈજ્ઞાનિકો, કવિઓ, ફિલસૂફો ને મુનિવરોએ નોંધેલાં મનુષ્યનાં ચિત્રો આપણી સમક્ષ છે, છતાં આપણે આપણા શરીર અને મનના બહુ જ થોડા પ્રદેશોને સમજી શક્યા છીએ. મનુષ્યને આપણે હજી સર્વતઃ ઓળખ્યો નથી. અનેક અંગોથી સંયોજિત થયેલી પ્રતિમા સરખો તે આપણને જણાય છે, અને આ અંગો પણ આપણી અવલોકનપદ્ધતિએ જ ઉત્પન્ન કરેલાં છે. આમ અનેક ભૂતાવળોની હારમાંથી રચાયેલા મનુષ્યની વચમાં જે ચિર-સ્થાયી આકૃતિ તરવરી રહેલી છે તે હજી મનુષ્યબુદ્ધિથી અગમ્ય જ રહી છે. Each one of us is made up of a procession of phantoms, in the midst of which strides an unknowable reality.

### અનુત્તર પ્રશ્નો

ખરી રીતે આપણું અજ્ઞાન હજી અગાધ છે. મનુષ્યનો અભ્યાસ કરતા અનેક નિષ્ણાતો જે જે પ્રશ્નો પોતાની જાતને પૂછે છે તે સર્વ હજી અનુત્તર જ રહ્યા છે. આપણી અંતરની દુનિયાના વિશાળ પ્રદેશો વિશે હજી આપણને કશું જ્ઞાન નથી. સજીવ કોષોના અનેક સ્થાયી અને રૂપાંતર પામતા ભાગોને અસ્તિત્વમાં લાવવા, રાસાયનિક પદાર્થો કેવી રીતે સંયુક્ત થાય છે? સગર્ભ થયેલા અંડના કેન્દ્રમાં રહેલ તત્ત્વો (Genes), તે અંડમાંથી જન્મતી વ્યક્તિના ગુણો કેવી રીતે સંપાદિત કરે છે? તંતુઓ અને અંગોને ઘડતા કોષો પોતાના જ પ્રયત્નોથી કેવી રીતે વ્યવસ્થાપક-વૃત્તિ કેળવે છે? આ વ્યવસ્થામાં પોતાને શો ભાગ ભજવવાનો હોય છે તેનું પૂર્વજ્ઞાન, કીડીઓ અને મધમાખીઓની પેઠે દરેક કોષને હોય છે, અને ગૂઢ ક્રિયાઓ વડે સંકુલ તેમ જ સાદાં અંગો તેઓ ઘડી કાઢે છે. પૃથ્વી ઉપર આપણા અસ્તિત્વનો કાળ, માનસિક કાળ અને શારીરિક કાળ કેવા પ્રકારનો છે? તંતુઓ, અંગો, રસો અને ચૈતન્ય (consciousness)-થી મનુષ્ય ઘડાયલો છે એમ આપણે જાણીએ છીએ, છતાં ચૈતન્ય અને મસ્તુલ્અંગ (Cerebrum) વચ્ચેનો સંબંધ હજી અંધકારમાં છે. કોષોની આંતરવ્યાપારક્રિયાનું આપણને બિલકુલ જ્ઞાન નથી. કેટલે અંશે ઇચ્છાશક્તિ સંયોગોમાં પરિવર્તન કરી શકે છે? અંગોની સ્થિતિ મન

ઉપર શી અસર કરે છે ? અંગો અને મનની લાક્ષણિકતા જે દરેક વ્યક્તિ વારસામાં મેળવે છે, તે રહેણીકરણીથી, ખાદ્યપદાર્થોમાંનાં રસાયનોથી, આબોહવાથી તેમજ શારીરિક અને નૈતિક નિયમનોથી કેટલે અંશે ફેરવી શકાય છે ?

હાડપિંજર, સ્નાયુઓ, અને અંગો વચ્ચેના તેમ જ માનસિક અને આધ્યાત્મિક ક્રિયાઓ વચ્ચેના સંબંધ હજી આપણા જ્ઞાનથી વેગળા છે. જ્ઞાનતંતુઓ વચ્ચે સમતોલન સાધનાર અને શ્રમ તેમ જ વ્યાધિઓની સામે થતી માનવશક્તિ વિશે આપણને કશું જ્ઞાન નથી. નૈતિક બળ, ન્યાયવૃત્તિ, અને સહજ સાહસપ્રિયતા ( audacity ) કેમ વધારી શકાય તે આપણે જાણતા નથી. બુદ્ધિજન્ય, નૈતિક અને ગૂઢ ( mystical ) પ્રવૃત્તિઓ વચ્ચે કેટલાં પ્રમાણ સાચવવાની જરુર છે ? સૌંદર્યવૃત્તિ અને ધાર્મિક ભાવનાનો હેતુ શો છે ? વિચારપરિવાહન ( telepathy ) કેવા પ્રકારની શક્તિ ઉપર અવલંબે છે ? સુખ અને દુઃખ, ફતેહ અને નિષ્ફળતા કોઈ શારીરિક અને માનસિક સંયોગોનું પરિણામ છે તે નિઃસંશય છે, છતાં તે સંયોગો કેવા છે તે આપણે જાણતા નથી. કોઈ વ્યક્તિને સુખી થવાની ઇચ્છા આપણે કૃત્રિમ ઉપાયોથી આપી શકતા નથી. માનવસંસ્કૃતિને પૂર્ણ કળાએ વિકસાવવા કેવા સંયોગો અનુકૂળ છે તે આપણે સમજતા નથી. આપણા શારીરિક અને આધ્યાત્મિક જીવનમાંની મુશ્કેલી, મહાપ્રયાસો અને યાતનાને દાબી દેવાની શક્તિ આપણામાં છે કે નહિ ? આધુનિક સંસ્કૃતિમાં થતી જતી મનુષ્યની અધોગતિ કેમ ખાળી શકાય ? અનેક વિષયો પરત્વે આવા આવા અત્યંત મહત્ત્વના પ્રશ્નો પૂછી શકાય, પણ તે સર્વ અનુત્તર જ રહેશે. મનુષ્યનો અભ્યાસ કરતાં સર્વ શાસ્ત્રોની અત્યાર સુધીની સિદ્ધિઓ હજી અધૂરી જ છે, અને આપણી જાત વિશેનું આપણું જ્ઞાન હજી માત્ર પ્રાથમિક છે તેમાં સંશય નથી.

### અજ્ઞાનનાં કારણ

આપણા આ અજ્ઞાનનાં કારણ આપણા પૂર્વજોની રહેણીકરણી, આપણો સ્વભાવ અને આપણા મનનાં બંધારણ છે. સર્વથી પહેલું મનુષ્યજીવનને ટકાવી રાખવાનું કાર્ય મહત્ત્વનું હતું, અને તેથી બાહ્ય દુનિયાને જીતવી આવશ્યક હતી. ખોરાક અને રહેઠાણ મેળવ્યા વિના તેમ જ જંગલી પ્રાણીઓ અને અન્ય મનુષ્યો જોડે લડ્યા સિવાય ચાલી

શકે તેમ ન હતું. દીર્ઘ કાળ સુધી આપણા પૂર્વજોને પોતાની જાતનો અભ્યાસ કરવા અવકાશ કે આરામ ન હતો. બુદ્ધિનો ઉપયોગ તેઓ અન્ય પ્રવૃત્તિમાં,–હથિયાર અને ઓજારો બનાવવામાં, અગ્નિ ઉત્પન્ન કરવાની ખોળમાં, ઢોર અને ઘોડાં કેળવવામાં, પૈડાંની શોધ કરવામાં અને ખેતરનાં વાવેતર ઉપજાવવામાં–કરતા. તેમના શરીરની રચના સંબંધે કાંઈ જાણવા પહેલાં તેઓ, સૂર્ય, ચંદ્ર, તારા, ભરતીઓટ અને ઋતુઓના ફેરફારો વિશે વિચાર કરતા. શરીરશાસ્ત્ર હજી જાણમાં નહોતું, ત્યારે ખગોળશાસ્ત્ર મહત્ત્વની પ્રગતિ કરી રહ્યું હતું. જ્યારે ગેલિલીઓએ દુનિયાના કેન્દ્ર સરખા પૃથ્વીને સૂર્યના માત્ર એક નાનકડા ગુલામ તરીકે જાહેર કરી, ત્યારે તેના સમકાલીનોને મગજ, લીવર, અને 'થાઇરૉઇડ'-ગ્રંથીની પ્રાથમિક ક્રિયાઓ વિશે કશો જ ખ્યાલ નહોતો. જીવનની કુદરતી સ્થિતિમાં મનુષ્યનાં અંગો કશી કાળજી વગર સંતોષપૂર્વક સર્વ ક્રિયાઓ કર્યે જતાં હોવાથી, જે દિશામાં મનુષ્યની કુતૂહલતા વધુ પ્રદીપ્ત થતી તે પંથે, બાહ્ય દુનિયા તરફ, વિજ્ઞાન વળવા લાગ્યું.

સમય જતાં જડવિજ્ઞાનની મદદથી, લોકોને આહ્‌લાદક તેમજ તેમનાં સુખ-સગવડ વધારનાર, નિત્યજીવનની મુસ્કેલીઓને ઘટાડનાર, મજૂરીના બોજાને ઓછો કરનાર, વ્યવહારનાં ઝડપી સાધનો વધારનાર અને કઠિન જીવનમાં માર્દવ લાવનાર એવી અનેક શોધો થઈ અને તત્કાળ સત્કાર પામી. મનુષ્ય-શરીરના અને એના ચૈતન્યના ગૂંચવણ ભર્યા પ્રશ્નોના ઉકેલ કરતાં, વ્યાધિ, વેદના, મૃત્યુ અને દૃશ્ય જગતની પાર કોઈ અસ્પષ્ટ અને ગૂઢ ઝંખનાએ મનુષ્યનું લક્ષ શરીરની આંતરિક સ્થિતિ અને મન તરફ દોર્યું. પ્રથમ તો માત્ર વ્યાધિની અટકળો કરી, માનવીનું દુઃખ ઓછું કરવાના વ્યાવહારિક પ્રશ્નમાં જ ભિષક્‌શાસ્ત્ર આવી જતું. આ અભ્યાસથી અવયવશાસ્ત્ર, જીવનરસાયન, શરીરશાસ્ત્ર અને રોગશાસ્ત્ર ખીલવા લાગ્યાં તો પણ મનુષ્યના અસ્તિત્વનો ભેદ, તેનાં માનસિક અને નૈતિક દુઃખો, અજ્ઞાનને જાણવાની આકાંક્ષા અને અપાર્થિવ ઘટનાઓનું રહસ્ય, એ સર્વ આપણા પૂર્વજોને, મનુષ્યશરીરનાં દુઃખ અને વ્યાધિ કરતાં વધુ જરૂરનું જણાયું. આધ્યાત્મિક જીવન અને ફિલસૂફીના પ્રેમમાં ભિષક્‌શાસ્ત્રના કરતાં વધુ બુદ્ધિમાન પુરુષો આકર્ષાયા, અને પરિણામે શરીરશાસ્ત્રના નિયમોની પહેલાં, અધ્યાત્મવિદ્યાના નિયમો જણાયા.

મનુષ્યવિજ્ઞાનની ધીમી પ્રગતિનું કારણ એક બીજું પણ છે. સાદી અને સરળ ઘટનાઓનું ચિંતન કરવામાં આપણને ઘણો આનંદ મળે છે, અને મનુષ્યરચનાના વિષમ પ્રશ્નનો વિચાર કરવા તરફ અરુચિ હોય છે. બર્ગસન કહે છે તે પ્રમાણે જીવનને સમજવા બુદ્ધિ કુદરતી રીતે જ અશક્ત છે. વિશ્વના ઊંડાણમાં ભૂમિતિની સપ્રમાણ આકૃતિઓ શોધવાનો આપણને મોહ હોય છે. આપણાં સ્મારકોનાં સુઘટિત અંગો અને આપણાં યંત્રોની ચોકસાઈ ભરેલી કાર્યશક્તિ, તે આપણા મગજની મૂળભૂત સ્થિતિનું પરિણામ છે. પણ દુનિયાઈ પૃથ્વી ઉપર ભૂમિતિ હોતી નથી; તે આપણા મનમાં જ ઉદ્ભવ પામેલી છે.

કુદરતની રીતિઓ મનુષ્યના જેટલી ચોક્કસ હોતી નથી. મનુષ્યના વિચાર પ્રદેશમાં જે કાળજી અને સ્પષ્ટતા છે તે વિશ્વમાં નથી. આમ હોવાથી કુદરતી ઘટનાઓની ગૂંચમાંથી આપણે અમુક અમુક સરળ ભાસતી ક્રિયાઓ ઉકેલી તેમની વચ્ચેના સંબંધ ગણિતની સહાયતાથી વર્ણવવા મથીએ છીએ. પદાર્થ-વિજ્ઞાન અને રસાયનમાં થયેલી અદ્ભુત પ્રગતિ આવી સુંદર અને સરળ ક્રિયાઓને ઓળખવાથી થઈ છે. શરીરશાસ્ત્રમાં પણ આ પ્રકારની થોડીઘણી સફળતા મળી છે, અને તેથી જ આપણે જાણીએ છીએ કે જે નિયમો વડે સાગરનાં જળમાં ક્ષારનું પ્રમાણ જળવાઈ રહે છે તે જ નિયમો પ્રમાણે પ્રાણી-શરીરમાં લોહી સાથે ફરતા પદાર્થોનું પ્રમાણ સચવાય છે અને સ્નાયુઓની હલનચલન શક્તિ, ખાદ્યપદાર્થોમાં રહેલી સાકરના રાસાયનિક વિકારથી ઉત્પન્ન થાય છે.

## મુશ્કેલીભર્યો અભ્યાસ

પણ શરીરમાં ચાલી રહેલી બીજી મહત્ત્વની ક્રિયાઓનો, સજીવ પદાર્થોના સંયોજનથી થતી ક્રિયાઓનો અભ્યાસ વધુ મુશ્કેલી ભર્યો છે. પદાર્થવિજ્ઞાન અને રસાયનવિદ્યાની સાધારણ રીતિઓ શરીરની અત્યંત નાજુક વસ્તુઓના અભ્યાસમાં ઉપયોગની નથી. જાતિકોષ ( sexual cells ) નું કેન્દ્ર, તેનાં ક્રોમોસોમ્સ અને તેની પણ અંદર રહેલાં જીવનનાં મૂળતત્ત્વો ( genes ) ની રચના કઈ રીતથી સમજી શકાય? છતાં આ અત્યંત સૂક્ષ્મ પદાર્થો ઘણા મહત્ત્વના છે; કારણ તેમાં દરેક વ્યક્તિનું અને સમગ્ર મનુષ્યજાતિનું ભાવિ છુપાયલું છે. જ્ઞાનતંતુ સરખી અત્યંત બારીક ગૂંથણી એટલી નાજુક છે, કે સજીવ શરીરમાં તેનો અભ્યાસ લગભગ અશક્ય છે. મગજરચનાની ગહનતામાં

ઊતરવા અને તેના કોષોનું તાલબદ્ધ સંયોજન સમજવા આપણી પાસે કોઈ યુક્તિ નથી. ગણિતવિદ્યાના સૌંદર્યમાં રાચતું મગજ, અપરિમિત કોષો અને અનેક પ્રકારના રસોથી ઘડેલા ચૈતન્યવન્ત મનુષ્યના વિચારમાત્રથી જ દિઙ્મૂઢ થઈ જાય છે. જે વિચારશ્રેણી, પદાર્થવિજ્ઞાન અને રસાયનમાં તેમ જ ફિલસૂફીમય અને ધાર્મિક નિયમન કેળવવામાં ઉપયોગી નીવડી છે, તેનાથી મનુષ્યરચના સમજવા આપણે પ્રયાસ કરીએ છીએ. આવો પ્રયાસ નિષ્ફળ જાય તેનું એક જ કારણ કે આપણે જડ અને ચેતનના ગુણો દર્શાવતા ભિન્ન ભિન્ન પદાર્થોના બનેલા નથી. મનુષ્યવિજ્ઞાનને ખીલવવા જો કે બીજાં સર્વ વિજ્ઞાનોની સહાયતા લેવી પડે તો પણ તેની સ્વતંત્ર ઉત્ક્રાંતિ આવશ્યક છે, કારણ અણુ, પરમાણુ અને વિદ્યુદણુનાં વિજ્ઞાન જેટલું જ તેનું મહત્ત્વ છે.

સંક્ષેપમાં કહેતાં, જો કે જડ પદાર્થના વિજ્ઞાને અદ્ભુત પ્રગતિ સાધી છે, તો પણ, પ્રાણીવિજ્ઞાન હજી પ્રાથમિક અવસ્થામાં જ રહ્યું છે. સજીવવિદ્યાની આ ધીમી પ્રગતિનાં કારણરૂપ, મનુષ્યજાતિના પૃથ્વી ઉપરના સંયોગો, જીવન સંબંધી પ્રશ્નોની વિષમતા અને માનવબુદ્ધિનો પ્રકાર જે યંત્રની બનાવટો અને ગણિતની સૂક્ષ્મતા નિહાળવામાં રંજન પામે છે, તે છે. વૈજ્ઞાનિક શોધોએ આપણી સ્થૂળ અને માનસિક દુનિયાને નવો રંગ આપ્યો છે. પણ આ શોધો મનુષ્યસ્વભાવ ઓળખ્યા વિના થયેલી હોવાથી તેની અસર કમનસીબે અવળી થતી જણાય છે. આપણી જાતનો અજ્ઞાનને લઈને, યંત્રવિદ્યા, પદાર્થવિજ્ઞાન અને રસાયનશાસ્ત્રે, આપણા જીવનના પૂર્વભૂત પ્રકારોને ગમે તે રસ્તે દોરવાની શક્તિ પ્રાપ્ત કરી લીધી છે.

### મહાસંકટનું સ્વરૂપ

પણ મનુષ્યની મનુષ્ય તરીકે ગણતરી સૌથી પહેલાં થવી જોઈએ. આને બદલે પોતે જ સર્જેલી સૃષ્ટિમાં મનુષ્ય ભુલાવામાં પડે છે. પોતાના જ સ્વભાવનું તેને વ્યાવહારિક જ્ઞાન નહિ હોવાથી, દુનિયાને વ્યવસ્થિત કરવા તે અશક્ત નીવડ્યો છે. પાછળ પડી ગયેલું પ્રાણીવિજ્ઞાન અને વિશાળ પગલે ચાલતું જડવિજ્ઞાન, એ મનુષ્યજાતિ ઉપર આવી પડેલું મહાસંકટ છે. આપણી બુદ્ધિએ ઊભું કરેલું અત્યારનું વાતાવરણ અને આપણી શોધો આપણા ઘડતર માટે બિલકુલ ઉપયોગનાં નથી. આધુનિક જીવનમાં શાંતિ કે એકાંતવાસ નથી. સિનેમા, નાટકો, કુસ્તીના અખાડાઓ, ક્લબો, સર્વ તરેહની સભાઓ, મહાવિદ્યાલયો, કારખાનાંઓ, વિક્રયભંડારો અને હોટેલો, તે સર્વેએ લોકોને સમૂહ-

જીવન ગાળવાની ટેવ પાડી દીધી છે. ટેલિફોન, રેડિયો અને ગ્રામોફોન, દરેક ગૃહમાં, લોકોની હલકી ખાસિયતો, તેમના ક્ષુલ્લક આનંદો અને ભ્રષ્ટ માનસિક દૃષ્ટિ, એકધારે રેડતાં જાય છે. આપણી વ્યાકુળતા વધતી જાય છે, આપણો નૈતિક અને માનસિક અધઃપાત થયા કરે છે. જે સમૂહો અને પ્રજાઓ ઔદ્યોગિક સંસ્કૃતિને શિખરે પહોંચ્યાં છે. તેઓ જ સૌથી પહેલાં નબળાં પડી જઈ, જંગલી અવસ્થામાં પુનરાવર્તન પામે છે. પણ તેમને આ પલટાનું ભાન હોતું નથી. વિજ્ઞાને રચેલા પ્રતિકૂલ સંયોગો વચ્ચે તેઓ નિઃસહાય થઈ જાય છે. દુનિયા ઉપરથી નિર્મૂળ થઈ ગયેલી અગાઉની સર્વ સંસ્કૃતિઓની માફક, અત્યારની સંસ્કૃતિએ પણ, કોઈક હજી સુધી અજ્ઞાત રહેલા કારણસર, એવી પરિસ્થિતિ ઉત્પન્ન કરી છે કે જેમાં જીવન ટકી શકે જ નહિ. અર્વાચીન શહેરનાં વતનીઓની ચિંતા અને દુઃખો, તેઓની રાજકીય, આર્થિક અને સામાજિક સંસ્થાઓએ અને સૌ કરતાં વધુ, તેમની પોતાની જ નિર્બળતાએ ઊભાં કરેલાં છે. જડ અને ચેતન એ બે પ્રકારનાં વિજ્ઞાનની હોડમાં, પાછળ પડી ગએલા ચેતનના વિજ્ઞાને આપણું બલિદાન લઈ લીધું છે.

આ પાપનું નિવારણ કરવાની રીત એક જ છે, અને તે એ કે આપણે આપણી જાતનો સંગીન અભ્યાસ આદરવો. આ જ્ઞાનથી આપણે સમજી શકીશું કે કેવી ક્રિયાઓ વડે અર્વાચીન વાતાવરણની અસર આપણા ચૈતન્ય અને શરીર ઉપર થાય છે. સંયોગોને અનુકૂળ થઈને કેમ રહેવું અને જરૂર પડે તો ક્રાંતિ અજમાવીને પણ આ સંયોગોમાં ઘટતા ફેરફારો કેમ કરવા, તે આપણે આ રીતે શીખીશું. આપણા ખરા સ્વભાવને, આપણી શક્તિઓને અને તેના ઉપયોગોને સ્પષ્ટ કરવાથી આ વિજ્ઞાન, આપણી શારીરિક દુર્બળતા અને આપણા નૈતિક તેમ જ બુદ્ધિજન્ય વ્યાધિઓનું નિરાકરણ કરશે. આપણી શારીરિક અને આધ્યાત્મિક ક્રિયાઓના અવિચલ સિદ્ધાંતો સમજવાનો, સારાસાર વચ્ચે વિવેકબુદ્ધિ દાખવવાનો તેમ જ આપણે પોતાની જાતને કે કુદરતી સંયોગોને ધૂન અનુસાર વિકૃત કરવા જરા પણ સ્વતંત્ર નથી તેમ સમજવાનો, આ સિવાય બીજો એકે માર્ગ નથી. અર્વાચીન સંસ્કૃતિએ મનુષ્યના અસ્તિત્વની કુદરતી પરિસ્થિતિનો સર્વથા નાશ કરેલો હોઈ, મનુષ્યવિજ્ઞાનનું મહત્ત્વ બીજાં સર્વ વિજ્ઞાનોના કરતાં સવિશેષ છે.

—અપૂર્ણ

પ્રા. અનન્તરાય રવિશંકર છાયા

# બાલ—જાસૂસ

[આલ્ફોન્ઝ દોદે (૧૮૪૦–૧૮૯૭) એટલે ફ્રાન્સના સાહિત્યના વાસ્તવદર્શી યુગનો એક સમર્થ નવલકથાકાર. ફ્લોબર અને ઝોલાની માફક દોદે પણ અનુભવેલા અગર નિહાળેલા જીવનપ્રસંગોને વર્ણીને જ પોતાની નવલો રચતો. સાંજના ફરવા જતી વખતે, કોઈ એક વ્યક્તિને તે પકડતો અને પછીથી તેને વિષેની બધી નોંધો તે ટપકાવી લેતો. આવી અસંખ્ય નોંધોમાંથી તેની નવલોનો પરિપાક ઊતરતો.

છતા ય ફ્રાન્સના સાહિત્યના એ વાસ્તવયુગમાં એક રંગદર્શી નવલકાર તરીકે તેણે ભાત પાડી છે. તેના કલ્પનાતરંગો, તેની મર્મવૃત્તિ, તેનું કટાક્ષકૌશલ્ય અને દક્ષિણ ફ્રાન્સના પ્રોવાંસ (Provence) પરગણાના આનંદી લહેરીલાલાની ઉષ્માભરી આવેગમયતા, ભાવનામયતા અને તરંગવૃત્તિ તેની નવલ અને નવલિકાઓને રંગદર્શી ઝોક આપી, સુંદર અને રસમય બનાવે છે.

વિશેષમાં તે 'ઇમ્પ્રેશનિસ્ટ' હતો અને તેથી તેની નવલમાં ક્યાંક ક્યાંક આત્મલક્ષી તત્ત્વ પણ સહેજે તરી આવે છે. તેની નવલનાં કેટલાં ય પાત્રો અને પ્રસંગો તેના સમયની કેટલી ય વ્યક્તિઓ અને પ્રસંગો સાથે હૂબહૂ મેળ ખાતાં આવે છે. માનવ–હૃદયના ભાવોને આલેખની, સહાનુભૂતિ અને કરુણાભરી તથા રસપ્રદ અને રોચક શૈલીમાં લખાયલી તેની નવલો અને નવલિકાઓ ફ્રાન્સમાં બહુ જ આદર પામેલી. ફ્રાન્સના હાસ્યરસિક લેખકોમાં તે અગ્રગણ્ય સ્થાન ધરાવે છે અને તેથી જ તેને 'ફ્રેન્ચ ડિકન્સ'નું ઉપનામ આપવામાં આવેલું છે. ડિકન્સની માફક તેને પણ પોતાનાં બાલ્યકાળ તથા કૌમારાવસ્થામાં જીવનની વિષમતાના અને હાડમારીના કારમા અને દુઃખદ અનુભવો થયેલા; અને એ અનુભવોને લઈને, ડિકન્સની પેઠે, દીન અનાથો અને રંક શ્રમજીવીઓ પ્રત્યે તેના દિલમાં ઊંડી સહાનુભૂતિ, કરુણા અને હમદર્દી વસેલાં હતાં જે ગુણલક્ષણો તેની નવલમાં પણ સહેજે તરી આવે છે.

તેની કામ કરવાની શક્તિ પણ અથાગ હતી. રોજના દસબાર કલાક તો તે સહેજે પોતાની લેખન-પ્રવૃત્તિમાં મશગૂલ રહેતો. તેનું લગ્ન-જીવન ઘણું સુખી નીવડેલું. તેની ચાર નવલો—'ચીંથરીદાસ' (Le Petit Chose, લ પતી શોઝ), 'ફ્રોમોં અને રીઝલે' (Fromont Jeune et Risler aine', ફ્રોમોં ઝન એ રીઝલે એઈન્યે), 'ઝાક' (Jack) અને 'સાફો' (Sapho) સુંદર કૃતિઓ તરીકે સ્થાન પામી ચૂકી છે. તદુપરાંત 'સોમવારની વાર્તાઓ' (Contes du Lundi, કોંત દુ લ'દી), અને 'મારી મિલના પત્રો' (Lettres de mon moulin, લેત્ર દ મોં મુલેં)-એ બન્ને કૃતિઓ નવલિકા-સાહિત્યમાં ચિરંજીવી સર્જન તરીકે આદર પામેલી છે અને તેની બીજી એક કૃતિ, 'તાર્તારેં દ તારાસ્કોં' તો કંઈ કંઈ ટહેલટપ્પા મારતા, પ્રોવાંસના ફ્રેંચ લહેરીલાલાઓના અસ્તિત્વ સુધી, અમર રહેવાની જ અને તેથી જ એમ કહેવાય છે કે 'તારાસ્કોંનો તાર્તારેં' એટલે 'ફ્રેંચ પિકવિક'. તેની એક સુંદર નવલિકા 'છેલ્લો પાઠ' (લા દેર્નિયેર લેસોં) શ્રી રામચન્દ્ર શુક્લે તેમની 'પશ્ચિમની કલાકૃતિઓ'માં પ્રસિદ્ધ કરેલી છે. મૂળ ફ્રેંચ પરથી ઉતારેલી આ બીજી નવલિકા 'બાલ જાસૂસ' (લાંફાં' તેસ્પિયોં), એક નિર્દોષ બાળ પાંચમી કતારનો કેવો ભોગ બને છે અને તેનો બુઢ્ઢો પિતા, તેના દ્રોહનું કેવું અનુભૂત પ્રાયશ્ચિત કરે છે તેનો સુંદર ચિતાર આપે છે. ]

તેનું નામ હતું સ્તાન, બટુક સ્તાન.

તે હતો દેહે દુર્બળ અને ફિક્કો એવો પૅરિસનો એક બાળ. તેને થયાં હશે આશરે દસથી પંદર વર્ષ; આવાં ટાબરિયાંની નક્કી ઉંમર સહેજે કહી શકાતી નથી. તેની માતા ગુજરી ગઈ હતી; તેનો પિતા નિવૃત્તિ પામેલો એક નૌકા-ખલાશી હતો. તે તામ્પલ લત્તામાં આવેલા એક નાના બગીચાનો ચોકિયાત હતો, બાળકો, આયાઓ, ઘોડીને ટેકે ચાલતી વૃદ્ધાઓ, દીન માતાઓ—દૂંદામાં, ગાડીઓના ધડધડાટમાંથી, પગથીઓથી બંધાયલી આ ફૂલ-ક્યારીઓમાં શાંતિ પામવા આવતું આખું ય પગપાળું પૅરિસ સ્તાનના પિતાને ઓળખતું અને અત્યંત ચાહતું. સર્વને સુવિદિત હતું કે કૂતરાઓ અને બાંકડાઓ પાસે ભટકતા રખડુઓના ત્રાસ સમી તેની કઠોર મૂછો નીચે સ્નેહાળ અને વહાલસોયું સ્મિત વસેલું હતું અને તેનું એ સ્મિત વેરતું વદન જોવા માટે, તે ભલા ભોળા બુઢ્ઢાને આટલો જ સવાલ બસ હતો:

'હાં, કેમ છે તારા પોરિયાને? મઝામાં છે ને?'

આટલું બધું હેત એ પિતાને પોતાના બાલ-પુત્રને માટે હતું. હમેશાં

સાંઝે નિશાળેથી આવીને સ્તાન પોતાના પિતાને લઈને જ્યારે બગીચે આવતો અને અહર્નિશ આવતી પરિચિત વ્યક્તિઓને વંદન કરવા તથા તેમની મમતાળુ પૃચ્છાને સંતોષવા, બાંકડે બાંકડે થોભતા થોભતા, બધી ય ફૂલક્યારીઓનો ચક્રાવો જ્યારે બન્ને જણા સાથે લેતા ત્યારે સ્તાનના પિતાનો હરખ હૈયામાં માતો નહોતો.

પરંતુ ફ્રાંકો–પ્રશિયન વિગ્રહ[1] પછીથી, કમનસીબે, બધા ય સંજોગો પલટાઈ ગયા. સ્તાનના પિતાના બગીચાને તાળાં લાગી ગયાં, પુરવઠા માટે પેટ્રોલનો જથ્થો ત્યાં રાખવામાં આવ્યો અને તેની સતત ચોકી કરવાની કપરી ફરજ તેને માથે આવી પડી. બિચારો પિતા–સ્તાન, તે વેરાન અને છિન્નભિન્ન થઈ ગયેલાં ઝુંડો વચ્ચે એકલો ને અટૂલો, બીડીના ઠૂંઠાંનો એકાદ ગોટો પણ કાઢ્યા વિના પોતાનું જીવન વિતાવવા લાગ્યો ! કારણ પુત્ર–સ્તાન તો હમેશાં, મોડો મોડો છેક સાંઝે ઘેર આવતો. ખાસ કરીને પિતા–સ્તાન જ્યારે જ્યારે પ્રશિયનોનો ઉલ્લેખ કરતો ત્યારે ત્યારે તેની મૂછો ખરે જ જોવા જેવા રૂપરંગ ધારણ કરી રહેતી......પરંતુ તેથી ઊલટું, બાલ સ્તાનને તો આ પલટાયેલા સંજોગો વિષે કશી ખાસ ફરિયાદ કરવાની હતી નહિ.

ઘેરો ! બાળકોને માટે તે કેવો આનંદભર્યો નીવડે છે ! નહિ નિશાળની પંચાત ! નહિ સવાલચારીની માથાકૂટ ! બસ, રજા, રજા ને રજા, આખો ય વખત રજા ! ફળીમાં અને મેળાનાં દશ્યો ઊભા કરતા લત્તાઓમાં, બસ રખડ્યા જ કરવાનું !

મોડી સાંજ સુધી, બાલ–સ્તાન બહાર આમથી તેમ ભમ્યા કરતો. કિલ્લાનાં મેદાનમાં જતી જુદા જુદા લત્તામાંની લશ્કરી ટુકડીઓની સાથે સાથે તે પણ જતો હતો અને તેમ કરવામાં સારું અને તાલબદ્ધ બેન્ડ વગાડતી ટુકડીને, તે પોતાની પહેલી પસંદગી આપતો; અને તે કાર્યમાં, ખરે જ, બાલ–સ્તાન પાવરધો બની ગયો હતો. તે તમને એક નિષ્ણાતની ઢબે કહી શકતો કે છન્નુમી ટુકડીના બેન્ડમાં કંઈ જ દમ નહોતો પરંતુ પંચાવનમી ટુકડીના બેન્ડનું કામ ખરે જ પહેલા નંબરનું હતું. કોઈ કોઈ વાર વળી, સ્વયંસેવકોને કવાયત કરતા જોવામાં તેને ઘણો રસ પડતો; વળી તે સિવાય, તેને ગમ્મત પૂરી પાડતી, લશ્કરી ટુકડીઓની ગોઠવાઈ જતી હારમાળા ... ... ...

---

1. ઈ. સ. ૧૮૭૦ મા ફ્રાંકો–પ્રશિયન વિગ્રહ થયેલો તેમાં પૅરિસને પણ ઘેરો ઘાલવામાં આવેલો અને ફ્રાન્સનો પરાજય થયેલો.

શિયાળાના પ્રભાતના આછા અંધકારમાં, ખાટકી અને બક્રિયારાની દુકાનોના લોખંડી દરવાજાઓ આગળ જમા થતી સૈનિકોની એ લાંબી હારમાળાઓમાં, બગલમાં પોતાનું ડાલું (Basket) ઘાલીને, તે પણ ભળી જતો. ત્યાં કંઈ કંઈ ઓળખાણો થતી, રાજકારણના પ્રશ્નો પણ છેડાતા અને સ્તાનના પુત્ર તરીકે તેનો અભિપ્રાય પણ છૂટથી પૂછવામાં આવતો. પરંતુ તેને સૌથી વધુ આનંદ આપતી વસ્તુ તો હતી બૂચ-પાવલીની (cork-farthing) રમત—પેરિસના ઘેરા દરમિયાન બ્રિટનીના સ્વયંસેવક-સૈનિકોએ ખૂબ પ્રચલિત બનાવેલી પેલી મશહૂર 'ઝ દ ગાલોશ' જેમાં સિક્કો મૂકેલા બૂચને દડાથી આંટવામાં બહુ રસ પડતો. જ્યારે સ્તાન કિલ્લાના મેદાનમાં કે બક્રિયારાને ત્યાં તમને ન મળે ત્યારે નક્કી જાણી લેવું કે બૂચ-પાવલીની રમત રમાતી જોવામાં એકતાન બનીને શાતો દો (châtea d' Eau) ના ચોકમાં જ તે હોવો જોઈએ. અલબત્ત, તે કદી પણ ત્યાં રમતો તો નહોતો જ; કારણ તેમ કરવામાં ઠીક ઠીક નાણું જોઈએ ! પરંતુ ખેલાડીઓને રમતા નિહાળવામાં તે પોતાનું ભાન ભૂલી જતો અને પોતે રમ્યાનો પૂર્ણ સંતોષ ઘડીભર અનુભવી લેતો !

ખાસ કરીને, ભૂરું જૅકેટ પહેરેલા અને રમતના દાવમાં રૂપિયા સિવાય જે ઘા જ નહોતો કરતો તેવા એક ઊંચા, અડીખમ ખેલાડીએ સ્તાનના બાલ-માનસ ઉપર ગજબ પ્રભાવ પાડેલો. જ્યારે તે ખેલાડીને આમતેમ દોડવું પડતું ત્યારે તેના ખિસ્સામાંના સિક્કાઓ ખણખણી ઊઠતા ! ... ... ...

એક દિવસે, છેક સ્તાનના પગ નીચે ગબડી આવેલા સિક્કાને ઊંચકી લેતાં લેતાં ધીમા સ્વરે તેણે સ્તાનને કહ્યું:

'તને સિક્કા બહુ ગમે છે એમ ?......તારે જોઈએ છે એવા સિક્કા ? તો હું તને બતાડીશ એ મેળવવાની જગ્યા......બોલ, છે વિચાર ?'

રમત પૂરી થઈ જતાં, સ્તાનને એ ચોકના એક ખૂણા તરફ તે લઈ ગયો અને જર્મનોને અખબારો પહોંચાડવા માટે પોતાની સાથે આવવા સ્તાનને સૂચન કર્યું. વળી લાલચ આપી કે જવા આવવાના ત્રીસ ફ્રાંક મળશે. પહેલાં તો તપી જઈને, સ્તાને ના પાડી દીધી; અને તે જ ઘડીથી ત્રણ દિવસ સુધી તો, તે રમત જોવા પણ ફરક્યો નહિ. ત્રણ અસહ્ય દિવસો ! તેણે ન તો કંઈ ખાધું, ન તો કાંઈ પીધું. રાતના, પથારીમાં બૂચના ઢગલાઓ ખડકાઈ જતા અને સો સો 'સૂ' ના ચળકતા સિક્કાઓ ઝડપથી સેરવાતા, તે જોઈ રહ્યો! આ આકર્ષણ

તેને માટે જબરું હતું. ચોથે દિવસે, શાતો દોના ચોકમાં તે પાછો ગયો, પેલા અડીખમ ખેલાડીને મળ્યો અને તેની લાલચમાં લપટાઈ ગયો ... ... ...

એક હિમાળી પ્રભાતે, ખભા ઉપર કપ્પડથેલી નાંખીને તથા કેટલાંક અખબારો પોતાના ઓવરઑલ નીચે સંતાડીને, તેઓ પોતાના પંથે નીકળી પડયા. જ્યારે તેઓ ફલેન્ડર્સ–દરવાજા પાસે આવી પહોંચ્યા ત્યારે હજી પૂરો પ્હો પણ ફાટ્યો નહોતો. પેલા અડીખમ ખેલાડીએ સ્તાનની આંગળી ઝાલી લીધી અને સંત્રી–જેને રાતું નાક હતું અને જે દેખાવે ભલો લાગતો, અચ્છો પરંતુ સુસ્ત આદમી હતો–તેની સમીપ જઈ, આર્તતાભર્યા અવાજે કહ્યું :

'દયા કરીને અમને જવા દો, મારા સાહેબ !......અમારી માતા બીમાર છે, પિતા ગુજરી ગયા છે. મારા નાનાભાઈ સાથે થોડા બટાટાની જરૂરત હોવાથી, ખેતરમાં જઈએ છીએ. આટલી દયા ન કરો, બાઈશિંબ ?'

તે રડવા લાગ્યો. શરમનો માર્યો સ્તાન નીચું જોઈ ગયો. સંત્રી પળવાર તેને નિહાળી રહ્યો અને તે વેરાન અને ધવલ પટ ઉપર તેણે એક વેધક દૃષ્ટિ ફેંકી.

'તો પછી સપાટો મારો !' પોતે ખસી જઈને, સંત્રીએ તેમને કહ્યું; અને તરત જ આ લોકોએ ઓબરવિલિયે ગામની કેડી પકડી લીધી. પેલો ઊંચો આદમી હસતો હતો !

સ્વપ્ન-સૃષ્ટિમાં વિચરતો હોય તેમ ચિત્રસ્થ અને બાવરી મનોદશામાં, બાળક સ્તાન પલટાયલી પરિસ્થિતિ જોઈ રહ્યો. કારખાનાંઓ બૅરેકસમાં પલટો પામ્યાં હતાં; વેરાન બનેલી બૅરીકેડઝ (તારની વાડો) આજે ભીનાં ચીથરાંથી વીંટળાઈ વળી હતી; ધુમ્મસ-પટને વીંધીને જતી, લાંબી ગગનચુંબી ચિમનીઓ શૂન્યવત્ અને ઉજ્જડ દીસતી હતી ! ક્યાંક ક્યાંક, અહીંતહીં, એકાદો સંત્રી દેખાઈ આવતો; કાં તો હૂડ પહેરેલા અને ફીલ્ડ–ગ્લાસથી પેલી બાજુ નિહાળતા લશ્કરી અફસરો આમતેમ ડોકાઈ આવતા; અગર તો ઓલવાતા અંગારને લઈને, પીગળતા બરફમાં પલળી ગયેલી, નાની નાની રાવટીઓ દૃષ્ટિગોચર થતી. બધી કેડીઓ પેલા ઊંચા આદમીના પગ તળે જ રમતી હતી અને લશ્કરી થાણાંઓ વટાવવા માટે કરીને, ખેતરોમાંથી આડેધડ જ તે પોતાનો માર્ગ કાપતો હતો. છતાં ય, શાર્પ–શૂટરોના મુખ્ય થાણે તેઓ આવી પડ્યા ! તેને તે વટાવી ન શક્યો. સવાસોની આખી ય રેલવે–સડકની ધારે ખોદેલી ને આખી ય પાણી–ભરેલી ખાઈમાં, પોતાના

બુરખાઓ ઓઢીને, શાર્પ-શટરો લપાઈને બેઠા હતા. આ વેળા, તેના કાલાવાલા વ્યર્થ નીવડ્યા; તેમને ત્યાંથી પસાર થવા દેવામાં આવ્યા નહિ. આર્તતાભરી આજીજીઓ તે કરી રહ્યો હતો ત્યાં થાણાના મુખ્ય ઓફિસરની કોટડીમાંથી, બાલ-સ્તાનના પિતાને મળતી આવતી, તદ્દન સફેદ અને કરચલીભરી મુખાકૃતિવાળો એક બુઢ્ઢો સાર્જન્ટ ત્યાં આવી પહોંચ્યો.

'એલા એ છોકરાઓ, રડો નહિ!' તેણે બન્નેને સંબોધીને કહ્યું: 'તમે તમારે સુખેથી જજો, તમારા બટાટા લેવા માટે; પરંતુ પહેલાં તમે જરા તાપી લ્યો......પેલો ટાબરિયો ઠંડીમાં થીજી ગયો લાગે છે! બિચારો હજી બચ્ચું છે ને એટલે!'

અફસોસ! બાલ-સ્તાન કંઈ ટાઢનો માર્યો થરથરતો નહોતો, તે તો ભય અને શરમનો માર્યો કંપ અનુભવતો હતો!........થાણાંની અંદર, કેટલાક સૈનિકોને, ઝાંખા અંગારના તાપણા પાસે કૂંડાળું વળીને બેઠેલા અને થીજી ગયેલાં બિસ્કુટને, બંદૂકની છરીઓમાં ભરાવીને, તાપણાંની ભઠ્ઠીમાં તપાવતા, તેમણે જોયા. આ છોકરાઓને જગ્યા આપવા, બધા એકમેકમાં ભરાઈને બેઠા. બાળકોને ગરમાવો આપવા, તેઓએ તેમને થોડુંક પીણું અને કોફી આપ્યાં. તેઓ તે પીતા હતા ત્યાં કોટડીના દ્વાર પાસે એક અફસર આવી પહોંચ્યો અને સાર્જન્ટને બોલાવી, તેના કાનમાં કંઈક ગણગણી, ત્યાંથી વાજેગાજે ચાલ્યો ગયો.

'સૈનિકો, ખુશખબર!' આનંદિત ચહેરે સાર્જન્ટ બોલી ઊઠ્યો. 'આજ રાત્રે ધમાધમી બોલી જવાની છે......પ્રશિયનો ઉપર ઓચિંતો છાપો મારવાનો છે!......હું માનું છું કે આ ત્રાસદાયી પોકારાવતું બુર્જે (પેરિસનું બંદર) આપણે તેમની પાસેથી આજે કદાચ સફળતાથી આંચકી લેશું!'

હોહા અને આનંદની ઘોષણાઓથી કોટડી ઘડીભર ગાજી રહી. સૈનિકો આનંદના આવેશમાં નાચવા લાગ્યા, ગાવા માંડ્યા અને કેટલાક તો ઉત્સાહના આવેગમાં, તરવારની પટ્ટીને પણ આમથી તેમ ઉલાળી રહ્યા! અને આ ધમાલનો લાભ લઈ, પેલા ટાબરિયાઓ, ચુપચુપ ત્યાંથી સરકી ગયા.

ખાઈ વટાવ્યા પછીથી, માત્ર એક મેદાનનો પટ અને તેને અઢેલીને આવેલી છીંડીઓ પાડેલી (Pierced with loophole) એક લાંબી, *શ્વેત દીવાલને જ ઓળંગવાનું બાકી રહેતું. હવે તેઓએ આ દીવાલ તરફ જતી કેડીને જ પકડી હતી અને બટાટા વીણી વીણી કોંચકતા જવાનો ડોળ કરવા

માટે, ડગલે ને પગલે, અટકતા અટકતા તેઓ પોતાના માર્ગ કાપી રહ્યા'તા.

'ચાલોને પાછા!......ત્યાં નથી જવું!' બાલ–સ્નાન આખો વખત કહ્યા કરતો'તો.

પરંતુ તેનો સાથી પ્રત્યુત્તરમાં માત્ર ખભા હલાવતો અને આગળ ને આગળ ચાલ્યે રાખતો'તો. એકાએક તેઓએ, ક્યાંક રાઈફલ ભરાતી હોવાનો ચીકચાક અવાજ સાંભળ્યો. 'સ્નાન, સૂઈ જા જલદી!' જમીન ઉપર આડાં પડતાં પડતાં તે સાથી બોલી ઊઠ્યો.

સૂઈ જઈને તરત જ, તેણે એક સિસકારી મારી. બરફના એ પટ ઉપર, સામી બીજી એવી સિસકારીએ તેનો પ્રત્યુત્તર વાળ્યો. પેટે ઢસડતા ઢસડતા તેઓ આગળ વધ્યા......દીવાલની આગળ, ધરાની સપાટીમાંથી, ગંદી બાસ્ક ( Basque ) ટોપીઓ નીચે ઢંકાયલી, બે ભૂરી મુખાકૃતિઓ ફૂટી નીકળી. તે પ્રશિયનોની સમીપ, ખાઈની અંદર, પેલો ઊંચો સાથી કૂદી પડ્યો:

'મારો નાનો ભાઈ છે.' પોતાના સાથીને નિર્દેશીને તેણે કહ્યું.

સ્નાન એટલો નાનો લાગતો હતો કે તેને જોતાંવેંત જ, તે પ્રશિયન ખડખડાટ હસી પડ્યો અને ખાઈની ટોચ સુધી તેને ઊંચો કરવા માટે, સ્નાનને તેડી લેવાની તેને ફરજ પડી.

દીવાલની બીજી બાજુએ, માટીના ઢગ, પડેલાં વૃક્ષ અને બરફમાં તરી આવતાં શ્યામ બોણાં ( Holes ) નજરે પડતાં હતાં અને દરેક બોણમાંથી તે જ હૂબહૂ ગંદી બાસ્ક ટોપી અને પસાર થતા ટાબરિયાઓને જોઈને ખડખડાટ હસી પડતી, તે જ ભૂરી મૂછોવાળી મુખાકૃતિઓ ઉપસી આવતી હતી.

એક ખૂણામાં ઝાડનાં થડોથી મઢાયેલી માળીની મઢૂલી આવેલી હતી. તેનો નીચેનો ભાગ, ગંછેડા રમતા અને અંગારભરી ભઠ્ઠી ઉપર, સૂપ બનાવતા સૈનિકોથી ચિકાર ભરાયેલો હતો. કોબીજ અને બેકનની અચ્છી વાસ આવતી હતી; શાર્પ–શૂટરોની હંગામી છાવણી ( Bivouac ) અને આમાં, કેટકેટલો તફાવત તરી આવતો હતો! ઉપલે માળે લશ્કરી અફસરો હતા. તેઓ પિયાનો વગાડતા હોય અને શામ્પાન્યનું મદિરાપાન કરતા હોય તેમ સ્પષ્ટ લાગતું હતું.

પેરિસિયનો ત્યાં આવતાં, તેમને હુર્રાના આનંદોદ્ગારથી વધાવી લેવામાં આવ્યા. તેમણે પોતાનાં અખબારો એ લોકોને આપી દીધાં; પછીથી તેમને સુરાપાન કરાવવામાં આવ્યું અને પેલા ઊંચા સાથીને વાતોની ચાનકે વળગાડ્યો.

એ બધા ય અફસરો માની અને લુચ્ચા દેખાઈ આવતા હતા. પરંતુ પોતાની તળપદી ભાષા અને તળપદા વિનોદ વડે, તે ઊંચો સાથી બધાને ઘણો આનંદ આપતો હતો. તેની ટીખળી વાતો સાંભળી તે બધા હસી પડતા અને પેરિસના રાજકારણનું મેલું ચૂંથવામાં ક્યારેક તો તેઓ હસીને ગૂંછળું વળી જતા.

પોતે મૂરખ નથી તેનો પુરાવો આપવા બાલ-સ્તાન પણ તે આનંદ-ગોષ્ઠિમાં ભળ્યો હોત; પરંતુ તેમ કરતાં તેને કોઈ રોકતું હતું. પોતાની સન્મુખ, એક બાજુએ, વધારે પ્રૌઢ અને ગંભીર દેખાતો એક પ્રશિયન બેઠેલો હતો, જે સ્તાનના માનસને વાંચી રહ્યો'તો અગર તો વાંચવાનો આભાસ આપી રહ્યો'તો; કારણ તેની દૃષ્ટિ સ્તાન ઉપરથી જરા ય ખસતી નહોતી. આ વેધક દૃષ્ટિમાં મમતા અને ઠપકો ભરેલાં હતાં, જાણે કે પોતાની માતૃભૂમિમાં, પોતાને ત્યાં, સ્તાનની ઉમરનો જ બાળક-પુત્ર પોતાને પણ કેમ હોય અને પોતે કેમ વિચારી રહ્યો હોય કે 'મારા પુત્રને આવી હીણી પ્રવૃત્તિમાં પડેલો જોવા કરતાં તો હે પ્રભો, હું મોતને વધુ પસંદ કરું !......'

તે જ પળથી, પોતાના દિલ ઉપર કેમ જાણે એકાએક કોઈ વજ્ર પંજો પડ્યો હોય એવું સ્તાન અનુભવી રહ્યો! જાણે કે તે હાથના દબાણે તેના હૃદયના વેગને એકાએક રોકી દીધો હોય !

પોતાની આ અંતરવ્યથા ભૂલવા માટે, તેણે સુરાપાન કરવા માંડ્યું. ઘડી બે ઘડીમાં, તેને પોતાની આસપાસ બધું જ ફરતું લાગ્યું. તેને આંખે અંધારાં આવવા માંડ્યાં. રાષ્ટ્રીય સ્વયંસેવકોની ઠેકડી ઉડાડતો, તેમની કવાયત કરવાની ઢબની મશ્કરી કરતો, અને કિલ્લા ઉપરના અણધાર્યા હુમલાના અગર તો શહેરને ઘેરતા ઘેરાના સામનાની અપાતી તાલીમના ઉપહાસજનક ચાળા પાડતો ખડખડાટ હાસ્યના ધ્વનિ વચ્ચેથી આવતો પોતાના સાથીનો અવાજ, ઊંડો ઊંડો, અસ્પષ્ટ રીતે, તેને કાને અથડાતો હતો. એકાએક, ત્યારપછી, તેના સાથીનો અવાજ તદ્દન ધીમો પડી ગયો, અફસરો એકબીજાનમાં ભરાઈ ભરાઈને ગોઠવાઈ ગયા, અને બધી ય મુખાકૃતિઓ ગંભીર બની ગઈ. પેલો હરામી સાથી, રાતના અણધાર્યા છાપાની શાર્પ-શૂટરોની યોજના, પ્રશિયનો સમીપ રેડી દેવાની તૈયારીમાં હતો..........

એક પળભર, રોષના આવેશમાં સ્તાન ઊભો થઈ ગયો અને સ્વસ્થ ચિત્તે બોલી ઊઠ્યો :

'અરે, હાં હાં......એ ન કહો, એ ન કહો......હું સાફ ના પાડું છું !'

પરંતુ પેલા સાથીએ તેને હસી કાઢ્યો અને પોતાની વાત આગળ ચલાવે રાખી. તેણે વાત પૂરી કરી, ન કરી ત્યાં તો બધા ય અફસરો ઊભા થઈ ગયા અને તરત જ પ્રવેશદ્વાર તરફ આંગળી ચીંધી, બાળકોને તેમણે કહી દીધું, 'ઠીક ત્યારે, સાહેબજી !......હવે રસ્તો માપો !'

અને બીજી જ ક્ષણે, ઝડપથી, જર્મન ભાષામાં, તેઓ આપસઆપસમાં વાત કરવા લાગ્યા. પોતાના સિક્કા ખખડાવતો, ગૌરવભર્યે ચહેરે, પેલો ઊંચો સાથી બહાર નીકળી ગયો; શરમનો માર્યો નીચું જોઈને, સ્તાન તેની પાછળ પાછળ ચાલ્યો; અને પોતાની અંતર–વ્યથા જગવનાર પ્રશિયનની પાસેથી પસાર થતાં, એક ધીમો અને કરુણ ધ્વનિ તેના કાન ઉપર અથડાયો, 'આ ઠીક ન કહેવાય!........બિલકુલ ઠીક ન કહેવાય! ઘણું જ અઘટિત........' અને એ ધ્વનિનો રણકો વાગતાં જ, તેની આંખોમાંથી એકદમ આંસુ સરી પડ્યાં.

એક વાર મેદાનમાં આવી ગયા કે તરત જ, તેઓએ ધીમી દોટ મૂકી અને સપાટામાં પાછા ફર્યા; તેમની થેલીઓ બટાટાથી ચિક્કાર ભરી હતી અને આ બટાટા તેમને પ્રશિયનોએ પૂરા પાડ્યા હતા. બટાટાના બહાનાને લીધે, શાર્પ–શૂટરોના થાણાંને તેઓ સહેલાઈથી વટાવી શક્યા. રાતના અણધાર્યા છાપાની ત્યાં તૈયારી થઈ રહી હતી. લશ્કરી ટુકડીઓ ચુપકીદીથી ત્યાં આવે જતી'તી અને દીવાલોની પાછળ ગોઠવાયે જતી'તી. પેલો બુઢ્ઢો સાર્જન્ટ પણ ત્યાં જ હતો અને ખુશમિજાજ ચહેરે, સૈનિકોને ગોઠવવામાં તે પરોવાઈ ગયો હતો. પસાર થતા આ ટાબરિયાઓને તેણે તરત જ ઓળખી કાઢ્યા અને તેમની તરફ એક સ્મિતભરી દૃષ્ટિ પણ ફેંકી.

ઓહ! આ સ્મિતભરી દૃષ્ટિએ બાલ–સ્તાનના દિલમાં કેવો કાતિલ ડંખ દીધો! એક ક્ષણભર તેના દિલને પોકારી ઊઠવાનું મન થઈ આવ્યું કે 'મહેરબાની કરી ત્યાં આજે છાપો ન મારતા......દ્રોહી બની અમે બાતમી ફોડી દીધી છે!...... પરંતુ પેલા સાથીએ રસ્તામાં તેને ડારો દીધેલો કે 'જો તું આ વાત કોઈને કહીશ તો આવી બન્યું જાણજે ! આપણને ગોળીથી ઠાર કરવામાં આવશે !' અને તેથી ભયના એ ધ્રાસકાએ તેને બોલતાં રોકી દીધો.

કોર્નવના ગામડામાં આવીને, નાણાંનો ભાગ પાડવા, તેઓ એક નિર્જન આવાસમાં પેઠા. સત્ય વસ્તુ મને કહેવાની ફરજ પાડે છે કે

પૈસાની એ વહેંચણી પ્રમાણિકપણે કરાયેલી હતી અને પોતાના ખિસ્સામાં એ ચળકતા સિક્કાઓનો ખણખણાટ સાંભળીને અને પોતાની કલ્પનામાં જેનાથી તે રાચતો તે બૂચ-પાવલીની રમત હવે શક્ય બનશે તેના વિચારોમાં, બાલ-સ્તાનને ઘડીભર પોતાનો ગુનો એટલો બધો ભયંકર ન લાગ્યો.

પરંતુ જ્યારે તે એકલો પડ્યો ત્યારે !.....બિચારો, હીનભાગી સ્તાન ! પૅરિસમાં આવી તેઓ છૂટા પડી ગયા કે તરત જ, સ્તાનને પોતાનાં ખિસ્સાં વધુ ને વધુ ભારેખમ લાગવા માંડ્યાં અને અંતરવ્યથા જગવનાર પેલા પ્રશિયનનો પંજો તેના દિલને વધુ ને વધુ આકરી ભીંસમાં ભીંસવા લાગ્યો. રોજબરોજના પૅરિસમાં ને આજના પૅરિસમાં પલટો આવી ગયેલો તેણે અનુભવ્યો. પસાર થતા લોકો તેની તરફ કરડી દૃષ્ટિએ જોતા હતા જાણે કે તે ક્યાંથી આવતો હતો તેની તેમને જાણ થઈ ગઈ હોય ! પૈડાંઓના ઘડઘડાટમાં, લશ્કરી પડઘમોના લડાયક સૂરોમાં—ટૂંકમાં પોતાની આજુબાજુ ચારેકોર થતા ઘોંઘાટમાં, જાસૂસ, જાસૂસ શબ્દનો જ રણકો તે સાંભળી રહ્યો ! માંડ માંડ તે ઘેર પહોંચ્યો. પિતાજી હજુ ઘેર નહોતા આવી ગયા તે જોઈ કાંઈક હાશ અનુભવતો, વાજેવાજ તે ઉપર ચાલ્યો ગયો અને અતિ ભારેખમ લાગતા તે સિક્કાઓ ઝટપટ ઓશીકા તળે સંતાડી દીધા.

પહેલાં કદી નહિ અનુભવેલો તેવો આનંદ અને ઉલ્લાસ, સ્તાનનો પિતા તે દિવસે સાંજના ઘેરે પાછા ફરતાં અનુભવતો હતો. હમણાં જ સારા ય દેશની નવાજૂની તેને સાંપડી હતી. દેશની પરિસ્થિતિમાં પણ સારો સુધારો થવા પામ્યો હતો. જમતી વેળાએ, બાંતે લટકતી બંદૂક સામે, તે ઘડીભર જોઈ રહ્યો અને તરત જ, નિખાલસ હાસ્યથી હસતાં હસતાં પોતાના પુત્રને સંબોધીને તેણે કહ્યું : 'બેટા સ્તાન, તું આજે મોરો હોત તો ! કેવો મગરુબીથી પ્રશિયનોની સામે બાથ ભીડવા તું ગયો હોત !'

રાતના આઠના સુમારે, તોપોની ધણધણાટી સંભળાવા લાગી.

'ઓબરવિલિયેમાં ફૂટતી લાગે છે.....બુર્ગેમાં સખત ઝપાઝપી અત્યારે ચાલી રહી લાગે છે !' તે ભલા ભોળા બુઢ્ઢાએ તોપોની ધણધણાટીનો જવાબ વાળ્યો. કારણ પોતાના વતનના દરેક કિલ્લાને તે સારી પેઠે પિછાનતો હતો. બાલ સ્તાન એકદમ ઝાંખો થઈ ગયો અને સખત થાક

પરંતુ પેલા સાથીએ તેને હસી કાઢ્યો અને પોતાની વાત આગળ ચલાવે રાખી. તેણે વાત પૂરી કરી, ન કરી ત્યાં તો બધા ય અફસરો ઊભા થઈ ગયા અને તરત જ પ્રવેશદ્વાર તરફ આંગળી ચીંધી, બાળકોને તેમણે કહી દીધું. ‘ ઠીક ત્યારે, સાહેબજી !......હવે રસ્તો માપો ! ’

અને બીજી જ ક્ષણે, ઝડપથી, જર્મન ભાષામાં, તેઓ આપસઆપસમાં વાત કરવા લાગ્યા. પોતાના સિક્કા ખખડાવતો, ગૌરવભર્યે ચહેરે, પેલો ઊંચો સાથી બહાર નીકળી ગયો; શરમનો માર્યો નીચું જોઈને, સ્તાન તેની પાછળ પાછળ ચાલ્યો; અને પોતાની અંતર-વ્યથા જગવનાર પ્રશિયનની પાસેથી પસાર થતાં, એક ધીમો અને કરુણ ધ્વનિ તેના કાન ઉપર અથડાયો, ‘આ ઠીક ન કહેવાય!.........બિલકુલ ઠીક ન કહેવાય! ઘણું જ અઘટિત.........’ અને એ ધ્વનિનો રણકો વાગતાં જ, તેની આંખોમાંથી એકદમ આંસુ સરી પડ્યાં.

એક વાર મેદાનમાં આવી ગયા કે તરત જ, તેઓએ ધીમી દોટ મૂકી અને સપાટામાં પાછા ફર્યાં; તેમની થેલીઓ બટાટાથી ચિક્કાર ભરી હતી અને આ બટાટા તેમને પ્રશિયનોએ પૂરા પાડ્યા હતા. બટાટાના બહાનાને લીધે, શાર્પ-શૂટરોના થાણાંને તેઓ સહેલાઈથી વટાવી શક્યા. રાતના અણધાર્યા છાપાની ત્યાં તૈયારી થઈ રહી હતી. લશ્કરી ટુકડીઓ ચુપકીદીથી ત્યાં આવે જતી'તી અને દીવાલોની પાછળ ગોઠવાયે જતી'તી. પેલો બુઢ્ઢો સાર્જન્ટ પણ ત્યાં જ હતો અને ખુશમિજાજ ચહેરે, સૈનિકોને ગોઠવવામાં તે પરોવાઈ ગયો હતો. પસાર થતા આ ટાબરિયાઓને તેણે તરત જ ઓળખી કાઢ્યા અને તેમની તરફ એક સ્મિતભરી દૃષ્ટિ પણ ફેંકી.

ઓહ! આ સ્મિતભરી દૃષ્ટિએ બાલ-સ્તાનના દિલમાં કેવો કાતિલ ડંખ દીધો! એક ક્ષણભર તેના દિલને પોકારી ઊઠવાનું મન થઈ આવ્યું કે ‘ મહેરબાની કરી ત્યાં આજે છાપો ન મારતા......ફોડી બની અમે બાતમી ફોડી દીધી છે !...... પરંતુ પેલા સાથીએ રસ્તામાં તેને ડારો દીધેલો કે ‘ જો તું આ વાત કોઈને કહીશ તો આવી બન્યું જાણજે ! આપણને ગોળીથી ઠાર કરવામાં આવશે !’ અને તેથી ભયના એ પ્રાસ્કાએ તેને બોલતાં રોકી દીધો.

કોર્નવના ગામડામાં આવીને, નાણાંનો ભાગ પાડવા, તેઓ એક નિર્જન આવાસમાં પેઠા. સત્ય વસ્તુ મને કહેવાની ફરજ પાડે છે કે

પૈસાની એ વહેંચણી પ્રમાણિકપણે કરાયેલી હતી અને પોતાના ખિસ્સામાં એ ચળકતા સિક્કાઓનો ખણખણાટ સાંભળીને અને પોતાની કલ્પનામાં જેનાથી તે રાચતો તે બૂચ-પાવલીની રમત હવે શક્ય બનશે તેના વિચારોમાં, બાલ-સ્તાનને ઘડીભર પોતાનો ગુનો એટલો બધો ભયંકર ન લાગ્યો.

પરંતુ જ્યારે તે એકલો પડ્યો ત્યારે!.....બિચારો, હીનભાગી સ્તાન! પેરિસમાં આવી તેઓ છૂટા પડી ગયા કે તરત જ, સ્તાનને પોતાનાં ખિસ્સાં વધુ ને વધુ ભારેખમ લાગવા માંડ્યાં અને અંતરવ્યથા જગવનાર પેલા પ્રશિયનનો પંજો તેના દિલને વધુ ને વધુ આકરી ભીંસમાં ભીંસવા લાગ્યો. રોજબરોજના પેરિસમાં ને આજના પેરિસમાં પલટો આવી ગયેલો તેણે અનુભવ્યો. પસાર થતા લોકો તેની તરફ કરડી દૃષ્ટિએ જોતા હતા જાણે કે તે ક્યાંથી આવતો હતો તેની તેમને જાણ થઈ ગઈ હોય! પૈડાંઓના ઘડઘડાટમાં, લશ્કરી પડઘમોના લડાયક સૂરોમાં—ટૂંકમાં પોતાની આજુબાજુ ચારેકોર થતા ઘોંઘાટમાં, જાસૂસ, જાસૂસ શબ્દનો જ રણકો તે સાંભળી રહ્યો! માંડ માંડ તે ઘેર પહોંચ્યો. પિતાજી હજુ ઘેર નહોતા આવી ગયા તે જોઈ ઊંડી હાશ અનુભવતો, વાજેવાજ તે ઉપર ચાલ્યો ગયો અને અતિ ભારેખમ લાગતા તે સિક્કાઓ ઝટપટ ઓશીકા તળે સંતાડી દીધા.

પહેલાં કદી નહિ અનુભવેલો તેવો આનંદ અને ઉલ્લાસ, સ્તાનનો પિતા તે દિવસે સાંજના ઘેરે પાછા ફરતાં અનુભવતો હતો. હમણાં જ સારા ય દેશની નવાજૂની તેને સાંપડી હતી. દેશની પરિસ્થિતિમાં પણ સારો સુધારો થવા પામ્યો હતો. જમતી વેળાએ, ભીંતે લટકતી બંદૂક સામે, તે ઘડીભર જોઈ રહ્યો અને તરત જ, નિખાલસ હાસ્યથી હસતાં હસતાં પોતાના પુત્રને સંબોધીને તેણે કહ્યું: 'બેટા સ્તાન, તું આજે મોટો હોત તો! કેવો મગરુબીથી પ્રશિયનોની સામે બાથ ભીડવા તું ગયો હોત!'

રાતના આઠના સુમારે, તોપોની ધણધણાટી સંભળાવા લાગી.

'ઓબરવિલિયેમાં ફૂટતી લાગે છે.....બુર્જેમાં સખત ઝપાઝપી અત્યારે ચાલી રહી લાગે છે!' તે ભલા ભોળા બુઢ્ઢાએ તોપોની ધણધણાટીનો જવાબ વાળ્યો. કારણ પોતાના વતનના દરેક કિલ્લાને તે સારી પેઠે પિછાનતો હતો. બાલ સ્તાન એકદમ ઝાંખો થઈ ગયો અને સખત થાક

સામ્યાનું બહાનું કાઢી, તે સૂવા ચાલ્યો ગયો; પરંતુ તેને ઊંઘ આવી નહિ. તોપોની ધણધણાટી સતત ચાલુ જ હતી. પ્રશિયનોની ઉપર અણધાર્યો હુમલો લઈ જતા શાર્પ–શટરોનો, અને તેમ કરવા જતાં પોતે તે બધા જ દુશ્મનોની જાળમાં ફસાઈ ગયાનો દુઃખદ ચિતાર તેના માનસ આગળ ખડો થવા લાગ્યો. પોતાને સ્મિલથી વધાવી લેતો પેલો સાર્જન્ટ તેને સાંભરી આવ્યો અને બરફના ધવલ–પટ ઉપર ઢળી પડેલા તેના મૃત–દેહને તે કલ્પી રહ્યો! અહા, કેટકેટલા અન્ય સૈનિકો પોતાના મોતને વધાવી લઈ, ત્યાં ઢળી પડ્યા હશે!......આટલા નિર્દોષ વિરલાઓના કીમતી રક્તપાતનું મૂલ્ય તેના ઓશીકા નીચે ઢંકાયેલું પડ્યું હતું અને તે કરાવનાર નાપાક દ્રોહી પણ પોતે જ હતો પોતે જ—સ્તાન–પિતાનો પુત્ર, એક સાચા સિપાહીના ખમીરમાંથી પેદા થયેલો પુત્ર!..........તેનું હૈયું ભરાઈ આવ્યું અને ગળે ડૂમો આવી ગયો. પડખેના ઓરડામાં પોતાના પિતા આમથી તેમ આંટા મારતા હોય અને બારી ઉઘાડતા હોય તેમ તેને લાગ્યું. દૂર દૂર, ચોકમાં આવાહનનાં બ્યૂગલો વાગતાં હતાં અને સ્વયંસેવકોની એક જબ્બર ટુકડી કૂચ માટે ઉપડવા તૈયાર થઈ રહી હતી. ખરે જ, તે રાતની ઝપાઝપી ખૂનખાર નીવડવાની હતી! બિચારો સ્તાન ભરાઈ ગયેલા હૈયાને વધુ વખત સમાવી શક્યો નહિ! તે ધ્રુસકે ધ્રુસકે રડવા લાગ્યો.

'શું છે સ્તાન, શું થયું? કેમ આટલું બધું રડે છે?' સ્તાનના પિતાએ ઓરડામાં આવી પૂછ્યું.

બાલ–સ્તાનની મનોવેદના અસહ્ય બની ગઈ હતી. પથારીમાંથી કૂદકો મારીને પિતાના પગ પાસે ઢળી પડ્યો. તેની આ અણધારી હિલચાલને પરિણામે, પેલા સિક્કા બધા ય જમીન ઉપર આમતેમ ગબડી પડ્યા.

'અરે, આ ક્યાંથી કાઢ્યા! સ્તાન, તેં ચોરી તો નથી કરીને!' ધ્રૂજતે સાદે, વૃદ્ધ પિતા તેને પૂછવા લાગ્યો.

તે પ્રશ્નના પ્રત્યુત્તરમાં, પ્રશિયનોની છાવણીમાં ગયાની અને ત્યાં બનેલા પ્રસંગોની આખી ય કથની સ્તાને પિતાને કહી સંભળાવી. જેમ જેમ કથની કહેતો ગયો તેમ તેમ પોતાના દિલનો ભાર હળવો થતો જતો લાગ્યો અને તેથી પોતાના ગુનાનો નિખાલસ એકરાર કરી, તેણે દિલને જોઈતું સાંત્વન મેળવી લીધું...........ભયંકર બનતી જતી મુખમુદ્રાએ

પિતા-સ્તાન પુત્રની કથની સાંભળી રહ્યો. કથની પૂરી થતાં જ, પોતાના હાથમાં માથું ઢાંકી દઈ, તે ધ્રુસકે ધ્રુસકે રડી પડ્યો.

'પિતાજી, પિતાજી !........' બાલ-સ્તાન સાંત્વન દેવાનો યત્ન કરતો હતો.

પરંતુ વૃદ્ધ પિતાએ જવાબમાં મૌન જાળવી, તેને પાછો હડસેલી દીધો અને વેરાઈ ગયેલા સિક્કાઓ ભેગા કરી લઈ પૂછ્યું,

'બસ, આટલા જ છે ને !'

બાલ-સ્તાને ઇશારાથી હકારમાં જવાબ વાળ્યો. વૃદ્ધ પિતાએ ભીંતે લટકાવેલી બંદૂક અને કારતૂસથેલી હાથમાં લઈ લીધી અને સિક્કાઓ ખિસ્સામાં નાખતાં નાખતાં સ્તાનને કહ્યું ; 'ઠીક ત્યારે, હું જાઉં છું ! .........તેમને આ પાછા આપી દેવા !'

અને તરત જ એક શબ્દ પણ બોલ્યા વિના—ડોકું પણ પાછળ ફરીથી એક વાર ફેરવ્યા વિના—ખૂનખાર ઝપાઝપી માટે રાતમાં છૂપડનારી સ્વયંસેવકોની ટુકડીમાં ભળવા તે ચાલ્યો ગયો.

પછીથી તે કદીએ પાછો દેખાયો નહિ.

## ઇસ્લામી બંધુઓને

[ સાહસિક ને કસબી ઇસ્લામી બંધુઓના, મહંમદીય વિદ્વાનોના ] લાભનું વહેણ સાહિત્યના પ્રદેશમાં હજુ વળ્યું નથી. તે દિન પર દિન વર્ધમાન વેગમાં વળે અને ગુર્જર સાહિત્યનો વેગ અને સત્ત્વ વધારવામાં ઇસ્લામી બંધુઓ મોટો ભાગ લે એવી આપણી સર્વની વાંછના છે. (ભાષણો અને લેખો : આ. ૩ જી, પૃ. ૨૮૦)

—અંબાલાલ સાકરલાલ

તેથી કલ્પના તથા ઊર્મિને ઉત્તેજિત કરનારી કવિતાના રસાસ્વાદ માટે ઓછાં યોગ્ય, બન્યાં છે.

અત્યારની આ કાવ્યવિમુખ ને કવિત્વવિરોધી વૃત્તિને જાણે વધારે સબળ ને વેગવતી બનાવવાને ન હોય એમ આપણા કવિઓ પોતે પણ વિવિધ પ્રકારે પોતાની કવિતાને દુર્બોધ બનાવવાનો બને તેટલો પ્રયાસ કર્યે જાય છે. કાવ્ય-રચના એઓ જાણી જોઈને કર્કશ અને કર્ણકઠોર બનાવે છે, અને વિષય અને રીતિ બંનેમાં ક્ષુદ્રતા ને શુષ્કતા આણે છે; બહુધા એઓ કવિતા એવી અઘરી અને અગમ્ય બનાવે છે કે ઘણાખરા વાચકો તો કંઈ સમજી જ શકતા નથી. કેટલીક વાર તો કવિ, જેને 'અંગત' કવિતા કહેવામાં આવે છે તે પ્રકારની કવિતા પણ રચે છે—અર્થાત્ જે કવિતા તે એકલો જ પૂરેપૂરી સમજી શકે, કારણ કે એમાં એ, બહુશ્રુત વાચકને પણ જેનું જ્ઞાન ન હોઈ શકે એવા પોતાના અંગત અનુભવોનું વર્ણન કરે છે અથવા અજ્ઞેય ને દુર્ગમ બાબતોનો ઉલ્લેખ કરે છે. અને દુકાળમાં અધિક માસ: કવિતામાં વ્યાકરણ ને વાક્યરચનાનાં કોઈ ઠેકાણાં હોતાં નથી. અને એ બંનેની રીતસરની વ્યવસ્થા કરવી એ વાચક માટે ભારે મહેનતનું ને મગજમારીનું કામ થઈ પડે છે. આપણાં અત્યારનાં જીવન અને સંયોગોને કારણે સમગ્ર કવિતાનો અંત પાસે આવતો જાય છે એવો નિરાશાવાદી અભિપ્રાય વ્યક્ત કરવામાં આવે છે તે નિરાધાર નથી લાગતો.

આવી પરિસ્થિતિમાં, ખરી રીતે જોતાં, જે મારી માતૃભાષા નથી એવી ગુજરાતી ભાષામાં રચાયેલી આધુનિક કવિતા વિષે હું કંઈક બોલું એ સાહસ જેવું ગણાય. પ્રાચીન સંસ્કૃતિનો વારસો પ્રત્યેક સાહિત્યને મળ્યો હોય છે અને તેનાથી કોઈ પણ પ્રજાનું સાહિત્ય મુક્ત થઈ શકતું નથી—તેમાં યે મધ્યયુગીન વિચાર ને ભાવનાનાં બંધનથી હજી સુધી યે ન છૂટી શકેલું, મોટે ભાગે સાંપ્રદાયિક એવું આપણું સાહિત્ય તો નહિ જ. પરકીય સંસ્કૃતિના તત્ત્વનું ગ્રહણ કરતાં કલ્પનાને ભારે પરિશ્રમ લેવો પડે છે. દાખલા તરીકે કૃષ્ણ-ભક્તિ તથા માતા—દેવી—ની પૂજા અને તે સાથે સંકળાયેલી સર્વ વસ્તુઓ દ્વારા ગુજરાતી કવિઓને સદીઓ થયાં સૌથી સબળ ભાવદર્શક વિચારો ને પ્રતીકો સાંપડ્યાં છે ને હજી યે સાંપડે છે. આ કેવળ પરાઈ ભાવનાઓ,—એમાં અન્તર્ગત રહેલી મૂર્તિપૂજાને કારણે વધારે પરકીય લાગતી એવી ભાવ-નાઓ—નજર આગળ આવતાં બિનહિન્દુ મનુષ્ય, સદ્ભાવ અને કલ્પનાને

ગમે તેટલાં કસવા છતાં, સાહિત્યના આસ્વાદન માટે ઓછામાં ઓછા પ્રમાણમાં પણ જેટલો સદ્‌ભાવ જરૂરનો છે તેટલો પણ પોતાના માનસમાં ભાગ્યે જ પેદા કરી શકે છે. આ પ્રકારની મારી મર્યાદાઓનું મને પૂરેપૂરું ભાન છે અને પ્રારંભમાં જ મારે સ્પષ્ટ રીતે કહી દેવું જોઈએ કે આ વિષય પરત્વે હું જે કાંઈ કહું તે માત્ર મારી અંગત રુચિ-અરુચિ અને મારા અંગત અભિપ્રાયોને જ વ્યક્ત કરી શકે, અને એને માત્ર અમુક પ્રકારનાં દૃષ્ટિબિન્દુ કરતાં વિશેષ લેખવાની જરૂર નથી.

## અર્વાચીન આદિકવિ દલપત

નર્મદાશંકરને અર્વાચીન કવિઓમાં આદ્ય ગણવાની પ્રથા પડી ગઈ છે. પરંતુ નર્મદે પોતે જ સાચી રીતે એ માનના અધિકારી દલપતરામને ગણાવ્યા છે. "એઓ...નવી ઢબની કવિતા કરનારાઓમાં પહેલા છે." (નર્મદનું મન્દિર, ગદ્યવિભાગ, પૃ. ૩૧૭). પ્રાચીન કવિઓની અણઘડ, અશ્લિષ્ટ ને નિષ્પ્રાણ પદ્યરચનાને સ્થાને દૃઢ બંધવાળા છંદો આણીને દલપતરામે ગુજરાતી કવિતાના બાહ્ય દેહને પલટાવી નાખ્યો, એટલું જ નહિ પણ કાવ્યના વિષયો ને અંદરની વસ્તુને પણ એમણે આધુનિક બનાવ્યાં; અને અંગ્રેજી સાહિત્ય ને ભાષાના જ્ઞાન વિના પણ એમણે આ સિદ્ધ કર્યું. એઓ કહે છે તેમ દેશના સમગ્ર વાતાવરણમાં થયેલા ફેરફારને લીધે જ કવિતામાં પણ આ પ્રકારનો ફેરફાર થવા પામ્યો હતો. આમ આધુનિક ગુજરાતી કવિતામાં જે નવીન રચના દેખાય છે, જે નૂતન દૃષ્ટિ તેને પ્રાપ્ત થઈ છે અને વિષય ને શૈલી પરત્વે જે અભિનવતા એનામાં આવી છે તે સર્વ ગુજરાતમાં બ્રિટિશ અમલના આગમનની સાથે જ સૂક્ષ્મ રીતે પશ્ચિમની જે અસરો પણ આવી હતી તેને જ આભારી છે. આ હકીકત છે અને એમાં વિરોધ કરવા જેવું કાંઈ નથી એમ કોઈને પણ લાગે. પરંતુ ઘણા ગુજરાતી સાક્ષરો આનો પણ વિરોધ કરે છે.

વસ્તુતઃ જે જે વિશિષ્ટ લક્ષણો દ્વારા આપણું અર્વાચીન સાહિત્ય પ્રાચીન સાહિત્ય કરતાં જુદું તરી આવે છે તે સર્વ પશ્ચિમના સંપર્કના ફલરૂપ છે. આપણો તરુણ લેખકવર્ગ આ અનિવાર્ય વિકાસક્રમ વિશે કોઈ પણ જાતનો ઢાંકપિછોડો કરતો નથી. એમાંના આગળ વધેલા લેખકો માર્ક્સના અનુયાયી છે—કંઈ નહિ તો સિદ્ધાંતની બાબતમાં, કારણ કે વ્યવહારના વિષયમાં આપણા ઘણાખરા સુધારકો અને ક્રાન્તિવાદીઓ સ્થિતિરક્ષક હોઈ ન્યાનના

રીતરિવાજો અને પ્રણાલિકાઓનું, જરા ય માથું ઊંચકયા વિના, પાલન કરે છે. ઝડપથી બદલાતા પશ્ચિમમાં સાહિત્ય વિશેની અમુક પ્રચલિત પ્રણાલિકા જૂની થઈ જાય છે ત્યારે અહીં આપણા લેખકો તેને અપનાવે છે. પણ એ તો ગૌણ વાત છે. મુદ્દાની વાત એ છે કે પાશ્ચાત્ય વિચાર ને સાહિત્યશૈલીની અસર વધારે ને વધારે પ્રમાણમાં આપણી બૌદ્ધિક પ્રવૃત્તિ પર પડતી જાય છે અને એમ જ થાય એ તદ્દન સ્વાભાવિક છે. -

કવિતા વિશેનો જે સિદ્ધાંત આજે ગુજરાતમાં પ્રવર્તે છે તે પણ પશ્ચિમમાંથી જ આવ્યો છે. આ સદીની પહેલી પચ્ચીસીમાં સૌન્દર્યભક્તિની ભાવના તેમ જ 'કલા ખાતર કલા'ના સિદ્ધાન્તની સામે જે વિરોધ ઇંગ્લંડમાં જન્મ્યો તેના પરિણામે ધ્વનિમાધુર્ય ને બાહ્યરૂપના સૌન્દર્ય પ્રત્યે ઉપેક્ષા તથા તિરસ્કારનો ભાવ ઉત્પન્ન થયો; અને એ બાહ્ય ઉપાધિઓની અવગણના કરી વાસ્તવિક જીવનના અનુભવો અને ચિત્તના પ્રત્યાઘાતોને જીવનને જ સ્પર્શનારી ભાષા દ્વારા મૂર્ત કરીને પોતાનું 'સ્વત્વ' સાચવી રાખવું એ જ સાચા કવિનું કર્તવ્ય છે એમ મનાવા લાગ્યું. કલા સામે જાગેલા આ વિરોધને લીધે કવિ પોતાના મહત્ત્વ વિશે વધુપડતા ખ્યાલો રાખતો થયો છે. અને પોતાની કવિતા માટે અતિશયોક્તિભર્યા દાવા પણ એણે કરવા માંડ્યા છે. જ્હોન સ્પેરો કહે છે કે આઈ. એ. રિચાર્ડ્ઝના અભિપ્રાય મુજબ, " અત્યારનો કવિ એ માત્ર કલાકાર નથી, વર્તમાન જગતના ઉદ્ધારક થવાની એનામાં શક્તિ રહેલી છે." ("Sense And Poetry," p. XIX). શ્રી રામનારાયણ લખે છે, "વર્તમાન કાલમાં ધર્મનેતા કે પયગમ્બરનું સ્થાન કવિ લે છે." (અ. કા. વહેણો, પૃ. ૨૦૨). આમ અત્યારનો કવિ એ વિચારક, શિક્ષક, સંત, અને સંદેશ લઈ આવનાર પયગમ્બર પણ હોવો જોઈએ એવી આશા સેવવામાં આવે છે, અને આપણા ઘણા આધુનિક કવિઓ પણ એમ માનવા લાગ્યા છે; વળી આથી જ કવિતાનાં કલેવર ને વસ્તુમાં પરિવર્તન કરી નાખીને, તેને અત્યારના જીવનની તાત્કાલિક જરૂરિયાતોને અનુકૂળ બનાવવાનો આગ્રહ રાખવામાં આવે છે. આ ઊર્મિહીન યંત્રવાદના યુગને, મજૂરીવાદ ને મજૂરીની ભાવનાને, રોજ-બ-રોજની સામાજિક ને રાજકીય પ્રવૃત્તિઓ ને સંઘર્ષણોને અનુરૂપ કવિતા હોવી જોઈએ એમ ભારપૂર્વક કહેવામાં આવે છે. કવિ એ સન્દેશવાહક પયગમ્બર છે એ વિચાર આપણા હિંદુસ્તાનની સાહિત્યદૃષ્ટિમાં કેટલાક સમયથી પ્રાધાન્ય ભોગવી

આપણા આધુનિક વિદ્વાનોએ જે સિદ્ધાન્તોનું સમર્થન કર્યું છે તે ખાસ જોવા જેવું છે. એમાંના ઘણાખરા વિદ્વાનો પશ્ચિમમાં જે માર્ક્સવાદી પ્રણાલિકા ચાલી રહી છે તેનું ખેદકારક અનુકરણ કર્યે જાય છે. બધા માર્ક્સવાદીઓ જેને માટે અત્યંત ઘૃણા દર્શાવે છે તે 'મૂડીવાદ' ને 'બૂઝર્વા (ઉજળિયાત વર્ગની) સંસ્કૃતિ' એ બંનેમાંથી મુક્તિ મેળવવાને ચલાવવામાં આવતી સામાજિક ને રાજકીય હિલચાલોના સાહિત્યકારો નેતા છે એવો અત્યંત વધારેપડતો દાવો એઓ કરે છે. સાહિત્યે—ગદ્ય ને પદ્યમાં કલાકારોએ રચેલા શુદ્ધ સાહિત્યે—દુનિયામાં કોઈ પણ હિલચાલની કદી પણ દોરવણી કરી છે ખરી? સાચો કલાકાર કદી પણ પ્રચારક બનતો નથી. પરંતુ માર્ક્સવાદી લેખકો તો આપણા સર્વ લેખકો ને કવિઓને પ્રચારક બનાવવા માગે છે.—એમની પાસે, કેવળ સામાન્ય જન તરીકે વર્ગવિગ્રહનું ભાન રાખી 'મૂડીવાદ'ના ભૂત સામે માત્ર પ્રચાર કરવાનું કામ કરાવવા માગે છે. માર્ક્સવાદની સિંહગર્જના કરતા આપણા તરુણો પોતાની જ્ઞાતિ સાથે, ખાસ કરીને લગ્નનો પ્રશ્ન આવતાં, કેવો ને કેટલો સંબંધ જાળવે છે તે જોવું બહુ રસદાયક થઈ પડે એમ છે. થોડાં વર્ષ પૂર્વે પ્રફુલ્લચન્દ્ર રાયે ગંભીર ફરિયાદ કરતાં કહ્યું હતું તેમ, રાજકીય વિષયમાં અમુક શબ્દની ઘોષણા કરવા ખાતર આપણા તરુણ ક્રાન્તિવાદીઓ બે વર્ષ જેલમાં જશે, પણ પોતાની જ્ઞાતિ બહાર લગ્ન કરવાની હિંમત એઓ નહિ કરી શકે. પરંતુ એમના વર્તનમાં જણાતી આ અસંગતિ, આપણી વિશિષ્ટ પ્રકારની સમાજરચનાના અનિવાર્ય પરિણામરૂપ છે. સિદ્ધાન્ત તરીકે માર્ક્સવાદનો સ્વીકાર કરનારા આ તરુણો સામાજિક ને ધાર્મિક ભાવના વડે ઘડાયેલા આપણા વાતાવરણની અસરમાંથી છટકી શકતા નથી. આપણા બધા લેખકો મધ્યમ વર્ગના ઉજળિયાત વર્ગના છે, શ્રમજીવી નથી. વળી એમાંના મોટે ભાગે ત્રૈવર્ણિક છે—અથવા વાણિયા-બ્રાહ્મણ વર્ગના એટલે કે ઉચ્ચ વર્ણના છે. શારીરિક પરિશ્રમ એટલે શું તે એઓ જાણતા નથી, એટલું જ નહિ, પણ એમના માનસનું બંધારણ જ એવું હોય છે કે શ્રમજીવીના ખરેખરા આન્તર જીવનનો ખ્યાલ એમને આવી શકે જ નહિ. કારણ કે શ્રમજીવીઓ તદ્દન અધમ જાતિના, ધર્મ ને સમાજની દૃષ્ટિએ એમના કરતાં અત્યંત નીચા વર્ણના હોય છે. અને એ જાતિભેદ ઉલ્લંઘી શકાય એવા હોય છે. વર્ગભાવનાનું જ્યાં પ્રાધાન્ય છે એવા ઇંગ્લંડમાં પણ મજૂર ઉમરાવપદને પ્રાપ્ત કરી શકે છે, પરંતુ અહીં શૂદ્ર કોઈ દિવસ ક્ષત્રિય કે બ્રાહ્મણ બની શકતો નથી.

તેમ, સત્યના પર્યાયરૂપ પણ નીકળી આવે,—એ કોઈ પણ રીતે વાચકના આત્માને ઉદાર ને ઉન્નત બનાવે—તો એ જુદી વાત છે. પરંતુ કાવ્યને મુખ્ય સંબંધ નીતિ, ફિલસૂફી કે ધર્મ સાથે નથી. એનો મુખ્ય સંબંધ તો આત્માને આનન્દસમાધિમાં નિમગ્ન કરી દે એવા સૌન્દર્ય સાથે છે. કવિતાને જેટલી નિસ્બત લાગણી સાથે છે, તેટલી બુદ્ધિ સાથે નથી.

## કવિઓનું વિપરીત મન્તવ્ય

કવિ પ્રધાનતઃ કલાકાર છે, અને પોતે પયગમ્બર કે ઉપદેશક છે એમ ધારીને પોતાના મહત્ત્વ વિષે વધુપડતા વિચારો એના મગજમાં ભરાઈ બેઠા હોય છે તો તે એની કલાને જરૂર હાનિ પહોંચાડે છે. આ વિપરીત મન્તવ્યને લીધે જ અત્યારની ઘણીખરી અંગ્રેજી કવિતા બેડોળ બની ગઈ છે. આ મન્તવ્યથી પ્રેરાઈને કવિઓ કલાકાર તરીકે જે સાધનોનો એમને ઉપયોગ કરવાનો હોય છે તેની, અર્થાત્ ભાષા તથા શબ્દોની ઉપેક્ષા કે અવગણના પણ કરવા લાગ્યા છે. વિખ્યાત ફ્રેંચ ચિત્રકાર દગા (Degas) ને સૉનેટ રચવાનું મન થયું. થોડાક નિષ્ફળ પ્રયત્નો કરી જોયા પછી એણે માલાર્મે (Mallarme) નામના એવા જ વિખ્યાત કવિ આગળ ફરિયાદ કરી, 'ઉત્કૃષ્ટ વિચારોનો મારી પાસે તોટો નથી, પણ સૉનેટ કંઈ બરાબર રચાતાં નથી.' 'ભલા માણસ,' માલાર્મેએ ઉત્તર દીધો, 'કવિતા વિચાર વડે લખાતી નથી, શબ્દો વડે લખાય છે.' આપણા આધુનિક કવિઓના મનમાં પણ વિચારપ્રાધાન્યનો ભ્રમ એવો ઘૂસી ગયો છે કે તેમને Mallarme ના આ નક્કર (sound) સિદ્ધાન્તનું વિસ્મરણ થયું છે.

સિદ્ધાન્તોને આધારે સાહિત્ય કે કલાની ઉત્તમોત્તમ કૃતિઓ સર્જાઈ નથી; એ ઉત્તમોત્તમ કૃતિઓના અભ્યાસને પરિણામે સિદ્ધાન્તો ઉપજાવી કાઢવામાં આવ્યા છે. આપણા મધ્યકાલીન કલાકારો અને કવિઓએ સિદ્ધાન્તોની પ્રણાલિકા અનુસાર કલાકૃતિઓનું સર્જન કરવા માંડ્યું, ત્યારે એઓ સર્જક કલાકાર મટી, ધોરણ મુજબની અને એક જ ઢબની કૃતિઓના માત્ર કારીગર બની ગયા. આ ઉપરથી, કવિતા વિષેનો કોઈપણ ચોક્કસ સિદ્ધાન્ત,—ખાસ કરીને કલાકાર તરીકેના પોતાના વ્યક્તિત્વ અને પ્રમાણિકતાને હાનિ પહોંચાડે એવા કોઈ પણ સિદ્ધાન્ત અનુસાર કવિતા રચવામાં કેટલું જોખમ રહેલું છે તેનો આપણા આધુનિક કવિઓએ ખ્યાલ કરવો જોઈએ. આ દૃષ્ટિબિંદુથી જોતાં, 'સાહિત્ય અને પ્રગતિ' નામના લેખસંગ્રહમાં તેમ જ અન્યત્ર

આપણા આધુનિક વિદ્વાનોએ જે સિદ્ધાન્તોનું સમર્થન કર્યું છે તે ખાસ જોવા જેવું છે. એમાંના ઘણાખરા વિદ્વાનો પશ્ચિમમાં જે માર્ક્સવાદી પ્રણાલિકા ચાલી રહી છે તેનું ખેદકારક અનુકરણ કર્યે જાય છે. બધા માર્ક્સવાદીઓ જેને માટે અત્યંત ઘૃણા દર્શાવે છે તે 'મૂડીવાદ' ને 'બૂઝર્વા (ઉજળિયાત વર્ગની) સંસ્કૃતિ' એ બંનેમાંથી મુક્તિ મેળવવાને ચલાવવામાં આવતી સામાજિક ને રાજકીય હિલચાલોના સાહિત્યકારો નેતા છે એવો અત્યંત વધારેપડતો દાવો એઓ કરે છે. સાહિત્યે–ગદ્ય ને પદ્યમાં કલાકારોએ રચેલા શુદ્ધ સાહિત્યે–દુનિયામાં કોઈ પણ હિલચાલની કદી પણ દોરવણી કરી છે ખરી? સાચો કલાકાર કદી પણ પ્રચારક બનતો નથી. પરંતુ માર્ક્સવાદી લેખકો તો આપણા સર્વ લેખકો ને કવિઓને પ્રચારક બનાવવા માગે છે.–એમની પાસે, કેવળ સામાન્ય જન તરીકે વર્ગવિગ્રહનું ભાન રાખી 'મૂડીવાદ'ના ભૂત સામે માત્ર પ્રચાર કરવાનું કામ કરાવવા માગે છે. માર્ક્સવાદની સિંહગર્જના કરતા આપણા તરુણો પોતાની જ્ઞાતિ સાથે, ખાસ કરીને લગ્નનો પ્રશ્ન આવતાં, કેવો ને કેટલો સંબંધ જાળવે છે તે જોવું બહુ રસદાયક થઈ પડે એમ છે. થોડાં વર્ષ પૂર્વે પ્રફુલ્લચન્દ્ર રાયે ગંભીર ફરિયાદ કરતાં કહ્યું હતું તેમ, રાજકીય વિષયમાં અમુક શબ્દની ઘોષણા કરવા ખાતર આપણા તરુણ ક્રાન્તિવાદીઓ બે વર્ષ જેલમાં જશે, પણ પોતાની જ્ઞાતિ બહાર લગ્ન કરવાની હિંમત એઓ નહિ કરી શકે. પરંતુ એમના વર્તનમાં જણાતી આ અસંગતિ, આપણી વિશિષ્ટ પ્રકારની સમાજરચનાના અનિવાર્ય પરિણામરૂપ છે. સિદ્ધાન્ત તરીકે માર્ક્સવાદનો સ્વીકાર કરનારા આ તરુણો સામાજિક ને ધાર્મિક ભાવના વડે ઘડાયેલા આપણા વાતાવરણની અસરમાંથી છટકી શકતા નથી. આપણા બધા લેખકો મધ્યમ વર્ગના ઉજળિયાત વર્ગના છે, શ્રમજીવી નથી. વળી એમાંના મોટે ભાગે ત્રૈવર્ણિક છે–અથવા વાણિયા-બ્રાહ્મણ વર્ગના એટલે કે ઉચ્ચ વર્ણના છે. શારીરિક પરિશ્રમ એટલે શું તે એઓ જાણતા નથી, એટલું જ નહિ, પણ એમના માનસનું બંધારણ જ એવું હોય છે કે શ્રમજીવીના ખરેખરા આન્તર જીવનનો ખ્યાલ એમને આવી શકે જ નહિ. કારણ કે શ્રમજીવીઓ તદ્દન અધમ જાતિના, ધર્મ ને સમાજની દૃષ્ટિએ એમના કરતાં અત્યંત નીચા વર્ણના હોય છે. અને એ જાતિભેદ ઉલ્લંઘી ન શકાય એવા હોય છે. વર્ગભાવનાનું જ્યાં પ્રાધાન્ય છે એવા ઇંગ્લંડમાં પણ મજૂર ઉમરાવપદને પ્રાપ્ત કરી શકે છે, પરંતુ અહીં શૂદ્ર કોઈ દિવસ ક્ષત્રિય કે બ્રાહ્મણ બની શકતો નથી.

## વાસ્તવપ્રિયતા ; રાજકીય આન્દોલનો

આ ઉપરાંત, હમણાં હમણાં અદ્યતન કવિતાના એક મુખ્ય લક્ષણ તરીકે વાસ્તવપ્રિયતાનું પણ નામ ખૂબ સાંભળવામાં આવે છે. અલબત્ત, આ વાસ્તવપ્રિયતા પણ પશ્ચિમ તરફથી આવી છે. ઉમાશંકર જોશી કહે છે તેમ, 'તેનું શુદ્ધ સ્વરૂપ સિદ્ધ થયું તે તો પરદેશી સાહિત્યના સંપર્ક અને રશિયાના સમાજવાદની ફિલસૂફીના પરિચયને બળે.' (૩૯-૪૦ની કાર્યવહીઃ 'અદ્યતન કવિતા,' પૃ. ૧૮૦). મને એમ લાગે છે કે આધુનિક પાશ્ચાત્ય સાહિત્ય તથા કલામાં જે નીરસ ને બેડોળ વાસ્તવપ્રિયતા દેખાય છે તે મોટે ભાગે વધારે વ્યાપક અને વિશાળ રીતે પ્રસરી રહેલી અસંતુષ્ટ મનોદશાના પરિણામરૂપ છે. હંમેશ ગતિમાન રહેવાને ઇચ્છતા યુરોપના ચંચલ માનસને એમ લાગવા માંડ્યું છે કે યુરોપિયન કલા વિશેના શિષ્ટ અને ભાવનાવાદી ધોરણોની સત્તા જોઈએ તે કરતાં વધારે સમય સુધી ચાલી, એ ધોરણોની ઉપયોગિતા પૂરી થઈ ગઈ છે અને ધોરણ અનુસાર જે કંઈ વિકાસ થઈ શકે તે બધો યુરોપિયન કલા તથા કવિતાએ કરી લીધો છે. છેલ્લાં પચાસથી યે વધારે વર્ષોથી, કલા, સંગીત ને કવિતામાં અપરિચિત ને વિરૂપ વસ્તુઓને પ્રાધાન્ય આપવાની યુરોપમાં જે ઘેલછા ધીરે ધીરે પ્રસરતી જાય છે તેની પાછળ અતિતૃપ્ત થઈ ગયેલી રસવૃત્તિની નવીનતા માટેની લાલસા તથા જૂનાં ધોરણો હવે નકામાં તથા વ્યર્થ થઈ ગયાં છે એવી ભાવના રહેલી છે. માર્ક્સવાદી તથા પુરોગામી સાહિત્યના પ્રચાર સાથે જે આ અણઘડ અને અસુન્દર વસ્તુને પ્રાધાન્ય આપવાની ભાવના આવી છે તેમાં ફ્રોઈડવાદની ઘેલછાનો ઉમેરો થવાથી એ વધુ સતેજ ને પ્રબળ બની છે. પણ ખરું જોતાં John Sparrow એ સમર્થ રીતે દર્શાવી આપ્યું છે તેમ સૌન્દર્યની અવગણના કરનારી, કોઈ પણ શબ્દ કાવ્યને માટે અનુચિત ન ગણનારી, કોઈ અમુક અનુભવ કાવ્ય માટે વધારે અનુકૂળ છે અથવા કોઈ અનુભવ સાહિત્ય માટેના વિષયમર્યાદાની બહારનો છે એમ ન માનનારી આ 'બુદ્ધિવાદી' અને મોટે ભાગે અગમ્ય એવી કવિતામાં નવીન કશું નથી. હિંદુસ્તાનમાં પણ આ પ્રકારની કવિતામાં ખાસ કંઈ નવું હોય એમ દેખાતું નથી. ભર્તૃહરિના કૃશઃ કાણઃ खंजः..., कृमिकुलचितं लालाक्लिन्नं...અથવા स्तनौ मांसग्रंथी થી શરૂ થતા શ્લોકોમાં જે કઠોર અને નિર્દય પ્રકારની વાસ્તવિકતા રહેલી છે તેને આપણો કોઈ આધુનિક કવિ ટપી જઈ શકે એ વિશે મને સન્દેહ છે. સ્થૂલ પ્રેમનાં જે બીભત્સ ને ખુલ્લાં ચિત્રો નર્મદાશંકરે એનાં કાવ્યોમાં દોર્યાં છે અથવા 'એક

જોઈએ છે પ્રજાતંત્રના સિદ્ધાન્ત પ્રમાણે ચાલતી સંસ્થાઓ ને ગુપ્ત મતદાન પદ્ધતિ વડે રચાયેલું વહુમતીનું રાજ્ય, પણ જ્ઞાતિ ને પંથ ને ખાદ્ય ને પેય પરત્વેના પ્રતિબંધો અને શાશ્વત અસમાનતા એને જાળવી રાખવાં છે. જેમ રાજકીય સંસ્થાઓ, સામાજિક સંસ્થાઓ સાથે સંકળાયેલી અને તેમાંથી ઉદ્‌ભૂત થયેલી હોવી જોઈએ, તેમ જ સાહિત્ય પણ સમાજજીવન સાથે સંકળાયેલું હોવું જોઈએ, કારણ કે એ એમાંથી જ ઉદ્‌ભવ પામે છે.

## એ કવિતા મહાન છે ?

અર્વાચીન ગુજરાતી કવિતા,–ખાસ કરીને પશ્ચિમ પાસેથી અવ્યવસ્થિત રીતે ઉપાડી આણેલા માર્ક્સવાદી વિચારો તથા વર્તમાન રાજકીય આંદોલનોને પરિણામે અસ્તિત્વમાં આવેલી અને મહત્તાનો ડોળ ને દાવો કરતી અત્યારની કવિતા–માટે ભાવિ ઇતિહાસકાર તથા વિવેચક પૂછશે: પ્રજાનાં વાસ્તવિક જીવનનો એ સાચો ચિતાર રજૂ કરે છે ખરી ? જો ન કરતી હોય, તો એ કવિતાને મહાન કહી શકાય ? દુનિયા આગળ ભ્રાતૃભાવનો ઊંચો આદર્શ રજૂ કરનારા, પણ પોતાની પેટાજ્ઞાતિની પણ બહાર પરણવાની અથવા હલકા વર્ણ સાથે બેસી જમવાની હિંમત નહિ કરી શકનારાઓ કદાચ 'આર્ય'ને ખોટે નામે ઓળખાતી સંસ્કૃતિના એક માત્ર ને ખાસ પ્રતિનિધિઓ હશે, પણ એઓ વિશાળ પ્રજાકીય જીવન જીવવાનો દાવો કરી શકે કે મહાન સાહિત્યનું સર્જન કરી શકે એ સંદેહપડતી વાત છે. આનંદશંકરે લખ્યું છે તેમ, ' સાહિત્યના ઉદયમાં સૌથી મોટું કારણ જીવન છે. જીવન જેમ વિશાળ થાય, ઊંડું થાય, બહારની અસર ત્વરાથી ગ્રહી શકે......તેમ સાહિત્યનો, મહાન સાહિત્યનો સંભવ. ' ( ' કાવ્યતત્ત્વવિચાર ' પૃ. ૮૭ ).

કોઈ પણ કવિનાનું બીજું મર્યાદાસ્થાન તે એની ભાષા: એની ભાષાનો શબ્દભંડોળ, તેનો સાંસ્કૃતિક વિકાસ, એની પ્રવાહિતા, એને ઉચ્ચારવાની રીતિ, એનું શ્રુતિમાધુર્ય, એની સંગીતક્ષમતા અને વિવિધ છંદોને અનુકૂળ થવાની એની શક્તિ. આ બધું વિવાદાસ્પદ ને સિદ્ધ કરવું મુશ્કેલ છે. પણ એટલું તો ચોક્કસ છે કે દરેક ભાષામાં મહાકાવ્યને જન્મ આપવાની શક્તિ નથી. આ વિષય એવો જટિલ ને કેવળ અનુભવગમ્ય છે કે એને કોઈ બાહ્ય પ્રમાણ આપી સિદ્ધ કરી શકાય એમ નથી, એટલે એ બાબતમાં દૃઢતાથી કોઈ વિધાન કરવું અથવા વ્યાપક સિદ્ધાન્ત રજૂ કરવો એ સાહસભર્યું છે. એમ છતાં હું એમ કહેવાની હિંમત કરી શકું છું કે ઉર્દૂ કરતાં ગુજરાતી

ભાષા કવિતા માટે ઓછી યોગ્ય છે. બંને વચ્ચે રહેલો ભેદ દર્શાવવો મુશ્કેલ છે; કારણ એ બુદ્ધિ વડે સમજી શકાય એવો નથી, અનુભવથી-લાગણી વડે જ એનું ગ્રહણ થઈ શકે એમ છે. પરંતુ હું માનું છું કે ઉર્દૂમાં ઉચ્ચારની બાબતમાં જે વિપુલતા છે, જે સ્વાભાવિક લાલિત્ય ને ગૌરવ છે તેનો ગુજરાતીમાં અભાવ છે. સંસ્કૃતમાંથી ઊતરી આવેલી ભાષાઓ અને ઉર્દૂ વચ્ચે અસ્વરિત શ્રુતિ-અ-ના ઉચ્ચારણની બાબતમાં જે મહત્ત્વનો ભેદ રહેલો છે તેને લીધે કવિતાના પ્રદેશમાં ઉપર દર્શાવેલો ભેદ વધારે ઉગ્ર બને છે. સામાન્ય રીતે બોલતી વેળા કોઈ પણ શબ્દને છેડે અ આવ્યો હોય અને કેટલીક વાર તો શબ્દની વચ્ચે આવ્યો હોય તો પણ તેનો ઉચ્ચાર થતો નથી. દાખલા તરીકે આ નિયમનું ઉદાહરણ આપતાં ગ્રિયર્સને ઉતારેલી હિંદી પંક્તિઓ:-

किर्तीन गोकुलकुलवधू काहिन किहिं सिख दीन,
कौने त्यजी न कुलगली व्है मुरली सुर लीन—

એમાં गोकुल, कुल, सिख, दीन, मुरली અને सुर, સામાન્ય રીતે गोकुल्, कुल्, सिख्, दीन्, मुरली અને सुर् એમ બોલાય છે, છતાં કવિતામાં તો દરેક શબ્દ પૂરેપૂરો ને સંપૂર્ણ બોલાય છે; અર્થાત્ એમાંના અસ્વરિત अ નો સંપૂર્ણ ઉચ્ચાર કરવો પડે છે. આમ કવિતામાં અસ્વરિત શ્રુતિનો પૂરેપૂરો ઉચ્ચાર કરવો પડતો હોવાને લીધે, સંસ્કૃતમાંથી ઊતરી આવેલી બીજી ભાષાઓની પેઠે ગુજરાની ભાષાની કવિતામાં પણ, અન્યથા, અર્થાત્ સામાન્ય રીતે, બોલવામાં આવતા સ્વર વિનાના વ્યંજનોનો દુકાળ દેખાઈ આવે છે ને તેથી એ ભાષા, છે તે એના પદ્યરૂપમાં વધારે પોચી ને ઓછી શક્તિશાળી લાગે છે. અંગ્રેજી અને બહુધા સ્વરાંત શબ્દોવાળી ઇટાલિયન જેવા સ્વરોનાં સંપૂર્ણ ઉચ્ચારણવાળી ભાષા વચ્ચે જે ભેદ છે તેવો જ ભેદ હિંદી અથવા ગુજરાતી કવિતા અને ઉર્દૂ કવિતા વચ્ચે છે.

સદીઓ થયાં આપણા કવિઓ પોતાની પદ્યરચના કોઈ પણ છંદને મળતી આવે તેટલાથી સંતોષ માની લેતા. એમાં કંઈ ઢંગધડો દેખાતો નહિ. છંદનું બંધારણ અને પ્રાસ એ બાબતમાં કેવળ શિથિલતા દાખવતા. દલપતરામ, નર્મદાશંકર અને બીજા ઘણાઓએ પ્રાચીન ગુજરાતી પદ્યરચનાની આ શિથિલતા જોઈ હતી, પણ દલપતરામ અને બીજા એક-બે અપવાદ બાદ કરતાં આપણા કોઈ આધુનિક કવિએ પણ ગુજરાતી પદ્યરચનાને શુદ્ધ ને





સંસ્કારી ને સુંદર બનાવવાનો પરિશ્રમ લીધો હોય કે વૃત્ત ને પ્રાસને અદોષ બનાવવા માટે અથવા શબ્દોનું સ્વાભાવિક ઉચ્ચારણ ને જોડણી જળવાઈ રહે તે માટે કાળજી લીધી હોય તો તે જાણ્યામાં નથી. મને લાગે છે કે પ્રાચીન કવિઓ તરફથી આપણને જે વારસો મળ્યો છે તેને પરિણામે ગુજરાતના વિદ્વાનોના કાનને કંઈક અસર થઈ ગઈ છે, અને તેથી ઉર્દૂ કે મરાઠી જેવી ભાષામાં ચલાવી લેવામાં ન આવે એવી અવ્યવસ્થા ગુજરાતી કવિતામાં નિરાંતે ચાલે છે. એથી કોઈ ને કશું લાગતું નથી. છંદને ખાતર હ્રસ્વદીર્ઘની વધુપડતી છૂટ, તાણીતૂશીને આણેલા પ્રાસ અથવા પ્રાસનો આભાસ ઉત્પન્ન કરવાના અણઘડ પ્રયત્નો: આ બધું આપણા કવિઓ અથવા વાચકોના કાનને ખૂંચતું નથી. દાખલા તરીકે મણિલાલ નભુભાઈ, નાનાલાલ વગેરે સમા વિદ્વાનો ને કવિઓ 'પ્રીતિ' ને કવિતામાં 'પ્રિતી' બનાવે છે. 'ઉત્તરરામચરિત'ના ભાષાંતરમાં મણિલાલે લખ્યું છે, 'પ્રિતીબીની વૃત્તી', 'પ્રિતી ચોખા શુદ્ધ', 'પ્રિતી ધારે તે શું', 'પ્રિતી એવી ગાઢી' અને એથી યે ખરાબ, 'પ્રીતિ–ગીત' ને 'પ્રિતીગિત' બનાવ્યું છે, 'ગિરિમધુર' ને 'ગિરીમધુર' બનાવ્યો છે. 'પ્રિતી ધારે તે શું, વિકચ વિર બાહૂ ઉછળતો' એ એક પંક્તિમાં 'પ્રીતિ' ને 'પ્રિતી' ને 'વીર' ને 'વિર' બનાવ્યાં છે. બીજી એક લીટીમાં–'એવાં તે જે પુનિત તાનચરીન જાણે'માં પુનીતનું 'પુનિત' ને 'ચરિત'નું 'ચરીત' કર્યું છે. સુંદર પંક્તિઓ તરીકે રામનારાયણ પાઠકે 'સાહિત્યવિમર્શ'માં નાનાલાલની નીચેની લીટીઓ ઉતારી છે:

કંઈ શ્રુતિકટુ હોય એવું લાગતું નથી. એમ ન હોત, તો ગુજરાતમાં આજે પિંગળશાસ્ત્રના પોતે એકના એક નિષ્ણાત હોવાનો દાવો કરતા ખબરદાર જેવા ગેય કાવ્યના અનુભવી લેખક 'અંધાર' ને 'બ્રહ્માંડ' એ શબ્દોનો દ્વિતીય વર્ણ દીર્ઘ ને ભારવાળો છે તેને મારીમચડીને ભાર વિનાનો ને લઘુ બનાવીને પ્રયોગ કરતી કાવ્યપંક્તિઓને છંદશાસ્ત્રની દૃષ્ટિએ નિર્દોષ મનાવવા માટે પ્રયત્ન કરત નહિ, અથવા 'મહાછંદ' જેવી નિયમહીન ને વિલક્ષણ રચનાની શોધ કરી તેનો પ્રયોગ કરવા માટે અભિમાન ધારત નહિ; ઇન્દુલાલ ગાંધીના વસન્તતિલકામાં (પ્રકૃતિ તત્ત્વ પ્રગટે) 'પ્રકૃતિ'ના પહેલા બે વર્ણને ગુરુ તરીકે ગણી 'પ્રક્કૃતિ' એમ વાંચવાની જરૂર પડત નહિ. ('નભની ઊમાશી-ખરચરણથી શેષ જગતી' એ પંક્તિમાં 'ઊ' તથા 'શિ'ને ગુરુ બનાવવાનો તેમ જ ઊમાશી-ખરચરણથી એમ યતિભંગના દોષનો પ્રસંગ આવત નહિ. આમ કરવાથી તો વિષ્ણુને ને પૃથ્વીને પોતાના મસ્તક પર ધારણ કરી રહેલા માનનીય નાગરાજનું અપમાન થાય છે. પિંગળશાસ્ત્રના આરૂઢ અભ્યાસી ને કવિતાની દુઃસાધ્ય ભાષાંતરકલામાં નિષ્ણાત તરીકે પંકાયેલા કેશવલાલ ધ્રુવ પણ अद्वैतं सुखदुःखयोरनुगुणं એ ભવભૂતિના અત્યુત્તમ શ્લોકના ભાષાંતરમાં એક જ પંક્તિમાં 'જીવ્યું' કે શબ્દના જુદી જુદી રીતે ચાર જાતના પ્રયોગ કર્યા છે: 'આ જીવ્યું વિરલ જ, ધન્ય જિવ્યું આ, ઘટે જિવ્યું જીવ્યું આ.' એટલે કે બે ગુરુ તરીકે, બે લઘુ તરીકે, પહેલો લઘુ ને બીજો ગુરુ એ રીતે ને પહેલો ગુરુ ને બીજો લઘુ એ રીતે! 'ઉચ્ચારમાધુર્ય'ના મહત્ત્વનો ઉમાશંકર જોશી સ્વીકાર કરે છે, છતાં 'અમિત ઉદધી-શાં મેદાને જતો બઢતો જ હું' એવી યતિદોષવાળી હરિણીની પંક્તિનો એ પ્રયોગ કરે છે. જરાક મહેનત લઈ એ પંક્તિને બદલે 'અમિત જલ શાં મેદાનોમાં-' કર્યું હોત તો એ યતિભંગનો દોષ નિવારી શકાયો હોત તથા 'ઉદધિ'માંના 'ધિ' ને ગુરુ પણ ન કરવો પડત. કદાચ કોઈને લાગશે કે આ તો બહુ નજીવી વાતો છે ને હું નકામો દધિમાંથી ઇ કાઢી રહ્યો છું. પરંતુ હું માનું છું કે કલાકારે પોતાની કલાનું મહત્ત્વ બરાબર સમજી લેવું જરૂરનું છે; ખાસ કરીને 'ઉચ્ચારમાધુર્ય'ને મહત્ત્વ આપનારે તો આવી ઝીણી બાબત તરફ પણ લક્ષ આપવાની, અને પોતાને અભીષ્ટ એવું માધુર્ય સિદ્ધ કરવા માટે બને તેટલો પરિશ્રમ લેવાની જરૂર છે.

## પિંગળજ્ઞાનનો અભાવ

પિંગળ વિશેના સિદ્ધાંતોનું જ્ઞાન આપણા સારામાં સારા કવિઓ તથા વિવેચકોમાં જોઈએ તેટલું જણાતું નથી એમ મારે સખેદ કહેવું પડે છે. કવિઓ પિંગળશાસ્ત્રમાં નિષ્ણાત હોવા જ જોઈએ એમ નથી. પરંતુ આપણા કવિઓને ખાસ કરીને એ વિષયની સૈદ્ધાન્તિક ચર્ચા કરનારાઓમાં, પિંગળનું સામાન્ય જ્ઞાન હોવું બહુ જરૂરનું છે. અરદેશર ખબરદારે પિંગળ વિષે જે ભ્રમમૂલક સિદ્ધાન્તો રજૂ કર્યા છે તે બાબત હું અહીં કંઈ નહિ કહું. મેં એ વિષે 'કૌમુદી,' 'માનસી' અને 'ગુજરાતી'માં વિસ્તારથી લખ્યું છે. અહીં હું એમણે એક વિચિત્ર વિધાન કર્યું છે તેનો જ ઉલ્લેખ કરીશ. એઓ કહે છે કે અંગ્રેજી સોનેટ એ ગેય કાવ્ય છે અને અંગ્રેજી iamb (એટલે એક લઘુ ને એક ગુરુ એમ બે અક્ષરનો ગણ) ચાર માત્રાનો છે! બીજા એક કવિ ઉમાશંકર જોશી, 'સોનેટ' ઉપર વિસ્તૃત નિબંધ લખે છે ને તેમાં જણાવે છે કે trochee (એટલે પહેલો ગુરુ ને બીજો લઘુ એવો બે અક્ષરનો ગણ) ત્રિવર્ણી છે.–'ત્રણ શ્રુતિના ગણવાળો ટ્રોકી.' ઋગ્વેદ ઉપરના પોતાના પુસ્તકમાં વિજયરાય વૈદ્ય જણાવે છે કે જગતી ને ત્રિષ્ટુભ એ વૈદિકછંદો ને ઇન્દ્રવજ્રા, ઉપેન્દ્રવજ્રા અને વંશસ્થ એ સંસ્કૃત છંદો માત્રામેળ છંદો છે.[1] આ બધું જોઈને ખેદ થાય છે. અને ઠાકોર તથા રામનારાયણ સમા પ્રૌઢ વિદ્વાનોની પણ પિંગળમીમાંસામાં કેટલીક વાર ક્ષતિ રહી જાય છે તે જોઈને તો વિશેષ ખેદ થાય છે. 'આપણી કાવ્યસમૃદ્ધિ'માં 'કલાપી'ની 'રોઉં ન કાં એ રાહમાં, બાકી રહીને એકલો? આશકોના રાહની જો રાહદારી આપની,–' એ પંક્તિ ઉપર ટીકા કરતાં ઠાકોર લખે છે; "'રાહદારી'–વટેમાર્ગુ. આ શબ્દમાં કવિની ગફલતચૂક થઈ હોય કે નકલ ઉતારનારની ભૂલ પણ હોય. અહીં જોઈએ 'રાહબરી'–ભોમિયાપણું." ખુદ આ બે પંક્તિઓ પોતે જ–એમાં વૃત્તનું મિશ્રણ થઈ ગયું છે એ બાજુએ રાખીએ તો પણ,–એટલી અર્થહીન છે કે એના પર ટિપ્પણ લખી એને વધારે અર્થહીન બનાવવાની કશી જરૂર નથી. રાહદારીનો અર્થ વટેમાર્ગુ થઈ શકે નહિ. એ અર્થમાં એ શબ્દ કદી વપરાયો નથી. 'આપની' એ નારીજાતિવાચક શબ્દ પરથી સમજાય છે કે 'રાહદારી' શબ્દનો જો કોઈ અર્થ અહીં થતો હોય તો તે 'દાણ ચૂકવવા'નો

---

1. હવે તો એ સ્મૃતિદોષ સુધારાઈચૂક્યો પણ છે, આ પત્રના જૂન ૧૯૪૨ ના અંકમાં(પૃ. ૧૨૯).–સં. માનસી

થાય છે અને કવિ એ અશુદ્ધારા ચૂકવે છે. પણ ખાસ ધ્યાન ખેંચે એવી વાત તો એ છે કે ઠાકોર એમ માને છે કે 'રાહદારી' (ગુરુ, લઘુ, ગુરુ ને ગુરુ)ને સ્થાને 'રાહબરી' (ગુરુ, લઘુ, લઘુ ને ગુરુ) મૂકી શકાય. એ વૃત્તની દૃષ્ટિએ બિલકુલ ચાલી શકે એમ નથી. કદાચ 'રાહબરી'ને બદલે 'રાહબ઼ૅરી' વાંચવું એમ એઓ કહે તો તે જુદી વાત છે. બીજું એક ઉદાહરણ જોઈએ. 'દિલના અબોલ બોલ' નામના લલિતના કાવ્ય પર ટીકા કરતાં ઠાકોર લખે છે: 'કડીનું પહેલું દ્વિદલ સાખી છે, બીજાં દ્વિદલો પણ પિંગલદૃષ્ટિએ ૧૩+૧૧ ની પંક્તિનાં છે.' 'સાખી' ઠાકોર કોને કહે છે તે હું બરાબર સમજી શકતો નથી. પણ એઓ જો મરાઠી 'સાકી'ની વાત કરતાં હોય તો 'દિલના અબોલ બોલ ઝીલતાં બનાવો કોઈ' એ 'સાકી' નથી એમ કહેવું જોઈએ. અને 'પ્રણય અને પ્રિયજન પ્રમુદિત વસનારાં દેવ–'એ તો ચોખ્ખા દોહરા જ છે.

પિંગળશાસ્ત્ર વિષેની આ ચર્ચા સમેટતાં પહેલાં અહીં હું, અર્વાચીન કવિઓએ જેનો છૂટથી ઉપયોગ કર્યો છે—જો કે અત્યારે એનો પ્રચાર ઓછો થયો છે—એવા બે છંદો વિષે ગુજરાતમાં સામાન્ય રીતે જે ભ્રમભર્યા વિચારો પ્રવર્તી રહ્યા છે તે તરફ ધ્યાન ખેંચવા માગું છું. એ બે છંદો ગીતિ તથા દિંડી. ગીતિની બાબતમાં તો એટલી અમર્યાદ છૂટ ભૂતકાળમાં લેવામાં આવી છે અને અત્યારે એ લેવા યે જાય છે કે ગુજરાતમાં એનો શુદ્ધ રૂપે કોઈ પણ દિવસ પ્રયોગ થશે એવી મને આશા રહેતી નથી. પચ્ચીસ વર્ષ પૂર્વે સ્વ. મગનભાઈ ચતુરભાઈ પટેલ સાથે 'વસન્ત'માં ચાલેલી ચર્ચામાં ગુજરાતી કવિઓ વડે લખાયેલી ગીતિમાં કેટલા ગરબડગોટાળા ચાલી રહ્યા છે તે મેં 'અનાર્ય' તરીકે દર્શાવ્યું હતું.

મરાઠી પરથી આણેલા દિંડી વિષે કેશવલાલે, ગુજરાતી કવિઓએ એનો જે રૂપે પ્રયોગ કર્યો છે તેના આધારે લખ્યું છે: 'દિંડીના ચરણમાં દાલ સંધિની પાંચ આવૃત્તિ પછી બે ગુરુ સિદ્ધ થાય છે. એમાંનો ઉપાન્ત્ય ગુરુ પ્લુત છે.' નરસિંહરાવે પણ આજ માપની દિંડીઓ લખી છે. ૧૯૧૬માં એ વિષે મેં એમને લખીને, આ માપની દિંડી એ મરાઠી છંદનું શુદ્ધ સ્વરૂપ પ્રગટ કરવામાં કેમ નિષ્ફળ જાય છે તે જણાવ્યું હતું. મરાઠીમાં દ્વિતીય સંધિ કદી પણ છઠ્ઠી માત્રાએ પૂરો થતો નથી, સાતમીએ જ થાય છે. દાખલા તરીકે (૧) निषधराजा नळ (૨) चौगुणीनें जरि (૩) मद्यसेनाचा (૪) नरा प्रेमा जरि–ઇત્યાદિ દિંડીની આરંભની પંક્તિઓ પરથી દેખાશે કે ગાલ

ગાલ ગાલ અથવા દાલ દાલ દાલના કોઈ પણ પ્રકારમાં એ આવી શકે એમ નથી. ખરી રીતે જોતાં કેશવલાલે દર્શાવેલા એકવિધ ને સરળ રૂપના કરતાં હિંદીનું સ્વરૂપ ઘણું જ ગૂંચવાડાભર્યું છે. અને છેક અત્યાર સુધી મરાઠી પિંગળશાસ્ત્રીઓમાં પણ એની સાચી વ્યાખ્યા પરત્વે મતભેદ રહ્યો છે. ગુજરાતીમાં જણાતી એકવિધ રચના કરતાં એનો લય વિલક્ષણ અને ઘણો વૈવિધ્યવાળો છે. એમાં ત્રીજી, પાંચમી, સાતમી, નવમી, બારમી અને પંદરમી માત્રા પછી અણસરખા વિરામો આવે છે. હિંદીનું સાચું માપ આ પ્રમાણે હોવું જોઈએ:

| દાલ | દા | દા | દા | દાલ | દાલ | ગાડગા |
| --- | --- | --- | --- | --- | --- | --- |
| લદા | | | | લદા | લદા | |

અને જ્યારે એ ગાવામાં આવે છે ત્યારે છેલ્લા એ ગુરુ પાંચ નહિ, પણ લગભગ છ માત્રા જેટલો સમય રોકે છે.

પરસાહિત્યમાંથી આણેલો બીજો છંદ તે ગઝલ છે. એમાં પણ આપણા ગુજરાતી કવિઓને બહુ સફળતા મળી હોય એમ લાગતું નથી. અલબત્ત ગઝલ જુદી જુદી જાતના છંદોમાં રચી શકાય છે. પરંતુ ગુજરાતમાં, હાફિઝની 'અગર આં તુર્કે શિરાઝી બદસ્ત આરદ દિલે મારા' એ પ્રખ્યાત ગઝલમાં વપરાએલો છંદ જ વિશેષ પ્રચલિત છે. મણિલાલ નભુભાઈ, ગોવર્ધનરામ, બાલાશંકર કંથારિયા, દેરાસરી ને બીજા અનેકે આ છંદના પ્રયોગો કરી જોયા છે; પરંતુ, કોણ જાણે કેમ, એક પણ કવિ એને સંપૂર્ણ નિર્દોષ રૂપે લખી શક્યો નથી. કેવળ છંદોરચનાની દૃષ્ટિએ જ નહિ, પણ એમાં વર્ણવેલી વસ્તુ જોતાં પણ ગુજરાતી ગઝલો બહુ ક્ષુદ્ર દેખાય છે.

## 'પૃથ્વી' વિષયક ભ્રમણા

અંતમાં, 'અર્થઘન' કવિતાના ઉપાસકોએ જેની ખૂબ ઉપાસના કરી છે તે પૃથ્વી છંદ વિષે થોડુંક કહીને આ ચર્ચા પૂરી કરીશ. આ છંદ અગેય છે એવી ભ્રમણા ઘણાના મનમાં હોય એમ લાગે છે. સંગીતની કોઈ જાણીતી તાલરચનામાં એ બેસી શકે એમ નથી તેથી જ એને અગેય ગણવામાં આવે છે, એમ તપાસ કરતાં મને જણાયું છે. સંગીતની તાલરચનાથી નિરપેક્ષ રીતે, કોઈ પણ જાતના તાલમાં બેસે કે ન બેસે તો યે કવિતા—છંદમાં રચાયેલી કવિતા—ગાઈ શકાય છે, અથવા લલકારી શકાય છે. તેમ જ ગુરુને હ્રસ્વ, હ્રસ્વને ગુરુ ગણી લેવાનો જે અધિકાર સંગીતને મળ્યો છે તે અધિકાર છંદને પણ છે

એવો દાવો આપણા અર્વાચીન પદ્યશાસ્ત્રીઓ કરે છે. એટલે ૨૪ માત્રાની પૃથ્વીની પંક્તિ ૨૫ માત્રાની શિખરિણીની અથવા ૩૫ માત્રાની સ્રગ્ધરા પંક્તિ કરતાં ઓછી ગેય શી રીતે છે તે હું સમજી શકતો નથી. અથવા બીજી રીતે જોતાં, બીજા કોઈ છંદ–શાર્દૂલવિક્રીડિત કે સ્રગ્ધરા જેવા ગાવા જ પડે એમ શા માટે? એ પણ માત્ર વાંચી કે લલકારી ન શકાય? ગમે તે કારણે પણ, અંગ્રેજીના પ્રવાહી iambic મુક્ત છંદની નજીકમાં નજીક આવી શકે એવો ને શાર્દૂલવિક્રીડિત અથવા સ્રગ્ધરા જેવા છંદમાં રહેલી એકવિધતાથી મુક્ત એવો કોઈ છંદ હોય તો તે પૃથ્વી છે એમ મનાય છે. રામનારાયણ પાઠક તો એથી યે આગળ વધીને દાવો કરે છે કે અંગ્રેજી મુક્ત-છંદ કરતાં પણ પૃથ્વીમાં એકવિધતા ઓછી છે. પરંતુ ગુજરાતી તથા સંસ્કૃત જેવી પ્રયત્ન (accent) વિનાની અને સ્વરના દૃઢ માપવાળી (strictly quantitative) ભાષા અને અંગ્રેજી જેવી દૃઢ પ્રયત્નવાળી ને વર્ણના દૃઢ માપથી રહિત (unquantitative) એવી ભાષાનાં ઉચ્ચારણ પરત્વે જે તાત્ત્વિક ને અત્યંત ભેદ રહેલો છે તે રામનારાયણે લક્ષમાં નથી લીધો એ એમની દલીલમાં રહેલો મુખ્ય હેત્વાભાસ છે. પ્રાસનો પરિત્યાગ, એકથી બીજી પંક્તિ કે એક કડીથી બીજી કડી સુધીનો અર્થવિસ્તાર, અથવા કડી-ઓનો ત્યાગ કરી કંડિકાઓ લંબાવ્યા જવી: આ બધી રીતો આપણા કવિઓ અજમાવી રહ્યા છે, પણ તે વડે પૃથ્વીનો જાણે બીબામાં ઉતાર્યો હોય એવો દૃઢ બંધ છે તેને પ્રવાહી બનાવવો અથવા એ વૃત્તની એકવિધતા ઓછી કરવી એ શક્ય નથી. Iambic pentametre માં લખાયેલી ઉત્તમમાં ઉત્તમ અંગ્રેજી કવિતા ગદ્ય પેઠે વાંચી શકાય, પૃથ્વી છંદમાં લખાયેલી ગુજ-રાતી કવિતા એમ વાંચી શકાય નહિ, કારણ કે લઘુગુરુની સુનિશ્ચિત ગણતરી પર રચાયેલી એની દેહઘટનાને એના અન્તર્ગત લયની છાપથી મુક્ત કરી શકાય એમ નથી.

પુરાણા કાવ્યવિષયોનો ત્યાગ કરી કવિતાનાં વિષય ને દેહઘટનામાં ફેરફાર કરી આધુનિક જીવનની જરૂરિયાતો માટે, આ ઊર્મિહીન યંત્રયુગને અનુકૂળ થાય એ રીતે, તેમાં ફેરફાર કરવાની વાત કરવી તે ભૂલભરેલું છે. સમયની સાથે ભાષા અને શબ્દપ્રયોગો બદલાય, વિચારસરણી બદલાય, રુચિતંત્ર બદલાય; પરંતુ જીવન ને મૃત્યુ, હર્ષ ને શોક, રાગ ને દ્વેષ, તૃષ્ણા ને તૃપ્તિ, જય ને પરાજય, સૌન્દર્ય ને વિરૂપતા પ્રત્યેનાં આકર્ષણ ને જુગુપ્સા–

જીવનના આ સહજ ભાવો, અચળ છે, ને માનવસ્વભાવની માનવતા રહેશે ત્યાં સુધી અચળ જ રહેશે. છેલ્લા ત્રીશ સૈકાઓમાં રચાયેલી કવિતાએ યુગે યુગે સહૃદયોને આકર્ષ્યા છે ને તેમને આનંદસમાધિમાં લીન કર્યા છે એ હકીકત જ, નિરંતર પરિવર્તન પામતી આ દુનિયામાં અને સામાજિક, ધાર્મિક તથા આર્થિક વિચારણાના નિરંતર બદલાતા જતા પ્રવાહની વચ્ચે, વાઙ્મયની બદલાતી જતી પ્રણાલિકાઓ છતાં, માનવસ્વભાવમાં રહેલા આ સાતત્ય ને એકરૂપતાના અચૂક પ્રમાણરૂપ છે.

કવિતાની દૃષ્ટિએ શબ્દના અર્થ કરતાં પણ તેનો ધ્વનિ વધારે મહત્ત્વનો છે, એ જ કલાત્મક અસર ઉપજાવી શકે છે. પાઠક 'સ્વરવ્યંજનમાધુર્ય' પર ભાર મૂકે છે તે યોગ્ય જ છે. એ ઠાકોરના 'ભણકાર'માંથી એ બાબતનું ઉદાહરણ ટાંકીને એ જણાવે છે: "અર્થના આગ્રહી પ્રો. ઠાકોરે પોતાનાં કાવ્યોમાં એ (સ્વરવ્યંજનમાધુર્ય) આણ્યું છે. એ સર્વપરિચિત દાખલો:—

ને બીડેલાં કમલમહિં બંધાઈ સૌન્દર્યઘેલો,
ડોલે લોટે અલિ ખટપદે, વાય આ વાયુ તેવો,—

…………આખી પંક્તિ કોઈ અદ્‌ભુત કર્ણરસાયન નિષ્પન્ન કરે છે." આ પંક્તિઓ જો સાચે જ કલારસ—કર્ણરસાયન—ઉત્પન્ન કરતી હોય તો એણે એનું કાર્ય બરાબર કર્યું છે એમ કહેવું જોઈએ,—જો કે કમલમાં બંધાએલો અલિ એ તો સંસ્કૃત કવિઓની જૂની ને જાણીતી કલ્પના છે. કોઈ વધારે પડતો કડક વિવેચક કદાચ આ ઉપમામાં ઔચિત્ય ન પણ જુએ ને કમલના સૌન્દર્યની પ્રશંસા કરવા અલિ તેની પાસે નથી જતો એ કારણે 'સૌન્દર્યઘેલો' એ વિશેષણ પણ એને ઔચિત્ય વિનાનું લાગે. અંગ્રેજી કવિતામાં એવી તો કેટલીયે પંક્તિઓ છે, જેમાં અર્થનું કંઈ મહત્ત્વ નથી, જેમાંથી કાંઈ સ્પષ્ટ અર્થ નિષ્પન્ન પણ થઈ શકતો નથી અને છતાં યુગો થયાં સુન્દર શબ્દોની કલામય રચનાને લીધે, કર્ણરસાયન નિષ્પન્ન કરનારા સ્વરવ્યંજનમાધુર્યને પરિણામે એ પંક્તિઓ વાચકને આનંદસમાધિનો અનુભવ કરાવી રહી છે. કાન્તની પ્રસિદ્ધ કવિતા 'વત્સલનાં નયનો' આના ઉદાહરણરૂપ છે.

ગદ્ય એ જીવનમાં જરુરિયાતની વસ્તુ છે, અને મોટામાં મોટા ઉપદેશક અને આચાર્યો સુદ્ધાં સૌને માટેના વિચારવિનિમયનું વાહન છે. પરંતુ કવિતા એ તો કેવળ કલાકારનું સર્જન છે, આનંદ માટેની ઉન્નત વિલાસસામગ્રી માત્ર છે. અને તેથી જ મહાન કવિતા, એ મહાન કલાકૃતિ હોવાના કારણે, મનુષ્યોની

જિહ્વાગ્રે વસી શતકો સુધી જીવન્ત રહે છે. ગાતી ગાતી એ મનુષ્યોનાં હૃદયમાં પ્રવેશ કરે છે અને સહૃદય ને સમભાવી વાચકોને માટે દુઃખને પ્રસંગે 'પરમ આશ્વાસનરૂપ' બની રહે છે—પણ તે ઉપદેશ કે બોધ આપીને નહિ, પરંતુ આ લૌકિક જગતની નિષ્ઠુર ને નગ્ન વાસ્તવિકતાની ઓથે છુપાઈ રહેલાં સૌન્દર્ય —આધ્યાત્મિક, માનસિક ને બૌદ્ધિક સૌન્દર્ય—ની અલૌકિક સૃષ્ટિનાં દર્શન ને સાક્ષાત્કાર કરાવીને. આવી કવિતાનું દાન જે આપણને કરે છે તેમને માટે આભાર વ્યક્ત કરતાં વર્ડ્ઝવર્થની સાથે આપણે કહીએ :—

> Blessings be with them and eternal praise,
> Who gave us nobler loves, and nobler cares,—
> The poets, who on earth have made us heirs
> Of truth and pure delight by heavenly lays!

પૃ. ૧૫ થી ચાલુ:

સંતોષ માનવો પડતો.

પાલીતાણામાં પણ શેત્રુંજા ડુંગર સુધી જવાનું ઘણું લાંબું હતું એટલે હું થોડી વાર ગયેલો. ડુંગર ઉપર તો પછી ડોળીમાં જતાં. આ બંને ટેવ મને હજી છે. વિક્ટોરિયામાં સાથે બે સ્ત્રીઓ હોય તો મારી સ્થિતિ કફોડી થઈ જાય છે. કાં તો મારે મોંમાં લવિંગ કે તજ રાખીને સહન કરવું, કાં તો મારે મારી વધતી જતી ઉંમરનું અને નબળી તબિયતનું બહાનું કાઢીને, 'એટિકેટ' ને અળગી રાખીને એમાંથી એક સ્ત્રીને સામે બેસાડવી પડે.

પૃ. ૫૦ થી ચાલુ:

સ્વપ્નામાં એને ગિરિધરલાલજીએ કહ્યું ત્યારે આપી.

વળી એક બીજો પ્રસંગ પણ પ્રસિદ્ધ છે. મીરાંના પડોશમાં એક બાળાના લગ્ન હતાં. કેવળ નિર્દોષ અને સરલહૃદયા મીરાંને આ વરકન્યા અને લગ્નવિધિ વગેરે જોઈ કુતૂહલ ઉત્પન્ન થયું. એણે એની માને પૂછયું, "ત્યારે મારો વર કોણ?" માએ કહ્યું, "તારો વર ગિરિધર ગોપાળ." બસ ત્યારથી ખરા અંતઃકરણથી મીરાં ગિરિધરલાલજીને જ પોતાના પતિ માનવા લાગ્યાં.

જો કે આ બન્ને પ્રસંગો માટે ઐતિહાસિક આધાર નથી છતાં એમાં અસંભવિત જેવું કંઈ નથી. એટલું જ નહિ પણ એ એના ચારિત્ર્ય ઘડતરને અનુરૂપ હોઈ ઉલ્લેખનીય છે. (અપૂર્ણ)

# આથમતે અજવાળે

## પ્રકરણ પાંચમું

[ખંડ પહેલો: 'કાઠિયાવાડ' (સપ્ટે. 'જરતા અંકથી ચાલુ)]

મારા જન્મ પહેલાં, કાકાજી ડિસ્ટ્રિક્ટમાં જતા ત્યારે કુટુંબને સાથે લઈ જતા પણ મારા જન્મ્યા પછી, બાળકોની સંખ્યા ઘણી થવાથી એ કાર્યક્રમ બંધ કરવામાં આવ્યો હતો. પરિણામે એ મુસાફરીમાં કેવી મઝા પડતી તેનાં વર્ણનો જયસુખભાઈ કરતા તે ઉપરથી જ મારે સંતોષ માનવો પડ્યો હતો. ઘણુંખરું આવી મુસાફરીઓ ગાડાંમાં થતી. કાકાજી અને બા સગરામમાં બેસતાં પણ છોકરાંઓ ઢાળાવવાળાં ગાડાંમાં નીચે સામાન હોય અને ઉપર તળાઈઓ પાથરી હોય તેમાં બેસતાં અને રાતે આકાશના તારા ગણતાં ગણતાં ઊંઘી જતાં. એવાં ગાડાંમાં મેં લાંબી મુસાફરી કરી જ નથી. એટલે કાઠિયાવાડનાં ઘણાં ગામો હું જોવા પામ્યો નથી. એક વાર લખતર ગયેલો એવું યાદ છે. અને ત્યાં એક ઊંટ ગાંડું થઈ ગયેલું અને હું નોકરોની સોડમાં ઊભો ઊભો ધ્રૂજતો હતો તે મને યાદ છે. ત્યાર પછી વર્ષો સુધી ઊંટને જોતાં મને બીક લાગતી.

ઉનાળામાં કોઈ વખત વાંકાનેર જતાં અને કોઈ વાર રાજકોટ જતાં. વાંકાનેર હોઈએ ત્યારે ત્યાંની પ્રખ્યાત વાડીઓમાં ફરવાની અને જડેશ્વર ઉજાણીએ જવાની મજાહ પડતી. રાજકોટમાં ધ્રાંગધ્રા, લીંબડી વગેરે સ્ટેટોમાંથી કોઈ સ્ટેટના ઉતારામાં અમે રહેતાં. રાજકોટનો એક પ્રસંગ મને યાદ છે: એક કહેવત મેં તરતની સાંભળેલી એટલે હું મોટા અવાજે હંમેશાં ગાયા કરતો. એક પરોણા અમારે ત્યાં આવેલા તે સાંભળી શકે એમ મેં પેલી કહેવત ઉપાડી– 'પહેલે દહાડે પરોણો, બીજે દહાડે પાઈ, ત્રીજે દહાડે રહે તેની અક્કલ ગઈ!'

કાકાજીએ તે સાંભળી અને મારો ખાખરો કાઢી નાખ્યો. ત્યાં એક બીજા પરોણા આવ્યા હતા તેમને મંદાગ્નિનો રોગ એટલો સખત થયેલો કે જમવા બેસે ત્યારે પોતે તો બહુ ઓછું ખાય એટલું જ નહિ પણ સાથે બેસનારને કોઈ પીરસવા આવે તો પોતે ના કહીને વચમાં હાથ ધરી દે. એ રાજકોટના પ્રસિદ્ધ વકીલ સ્વ. કેવળરામ દવે.

વઢવાણમાં રહેતા ચિત્રકાર વિનાયકરાવ ઓકનું નામસૂચન હું અગાઉ કરી ગયો છું. તે કાકાજીના પરમ મિત્ર હતા અને સ્વભાવની ઉગ્રતામાં કાકાને સહેલાઈથી ટક્કર મારે તેવા હતા—તેમના એક પુત્ર મિ. ઓક અત્યારે બોંબે આર્ટ સોસાયટીના મંત્રી છે. એક વખત એક ચાડિયો એમને ત્યાં ગયો અને આડીતેડી વાત કરતાં બોલ્યો કે કૃષ્ણલાલભાઈ તમને ગાળ દેતા હતા! વિનાયકરાવે બધું સાંભળી લીધું અને પછી કહ્યું. 'હરામખોર, કૃષ્ણલાલ મારે માટે એમ કહે જ નહિ. પણ ધારો કે એમણે એમ કહ્યું તો એમનો એમ કહેવાનો અધિકાર હતો. તું શા માટે વચમાં પડે છે?' આટલું બોલીને તેને ગળચીમાંથી પકડીને દાદર નીચે ગબડાવી પાડ્યો!

કાકાજીના ધાર્મિક વિચારો વિચિત્ર હતા તે વિશે મેં અગાઉ ઇશારો કર્યો છે. કર્મકાંડમાં એમને ઘણી ઓછી શ્રદ્ધા હતી. મહારાજાઓ પ્રત્યે એમને સખત ચીડ હતી. ચારિત્ર, પ્રમાણિકતા અને હૃદય તથા શરીરની સ્વચ્છતા ઉપર એઓ ખાસ ભાર મૂકતા. પરિણામે અમે મંદિરોમાં કોઈક વખત જ જતાં. વઢવાણમાં લાલજીનું મંદિર હતું તેમાં એક વૃદ્ધ મુખિયાજી અને તેનાં ધણિયાણી જ્યાં સુધી હતાં ત્યાં સુધી અમે વારતહેવારે જતાં અને હીંડોળાની મોસમમાં એકાદ દિવસનો હીંડોળાનો ખર્ચ પણ આપતાં. પણ તે મુખિયાજી મૃત્યુ પામ્યા અને તેની જગ્યાએ એક પ્રમાણમાં જુવાન તથા શોખીન મુખિયાજી આવ્યા અને અમારું જવાનું બંધ થઈ ગયું.

ત્યાં એક દત્તાત્રેયનું મંદિર હતું. મંદિર અને તેમાંની મૂર્તિ ઉભય બહુ સુંદર હતાં અને હજી મને સાંભરે છે કે અમે ત્યાં ઘણી વાર જતાં. કાકાજી તથા અન્ય ગૃહસ્થો ત્યાં સામુદાયિક પ્રાર્થના પણ કરતા. વઢવાણથી જરા આઘે કાટકિયા ગણપતિનું સ્થાન હતું. જંગલમાં એક ખંડિયેર મંદિરમાં સ્થપાયેલ આ મૂર્તિ જોનારને ભય ઉત્પન્ન કરતી અને આસપાસનું વાતાવરણ તે ભયમાં વૃદ્ધિ કરતું હતું. મારું માનસ છેક બાલપણથી વિષાદભર્યું અને એકાંતને ચાહનાર હતું એટલે મને એ જગ્યા માટે, ત્યાં જતાં મારું હૃદય કંપતું છતાં,

ખાસ પક્ષપાત હતો.

ઘરમાં લાલજીની જે નાની મૂર્તિ હતી, જે આજે પણ અમારે ત્યાં છે, તેની પૂજામાં જયસુખલાલ પણ ઘણી વાર ભાગ લેતા. તે સમયે ધર્મ સંબંધી મારા વિચાર બંધાયેલા તે આટલે વર્ષે પણ ફેરવાયા નથી. જયસુખલાલભાઈએ મારે માટે લખ્યું છે કે "ધાર્મિક સાહિત્ય પ્રત્યે એમને પ્રીતિ નથી" (માનસીઃ સપ્ટે. ૧૯૪૦). એ વાત ખરી છે કારણ કે કાકાજીની અસરથી જે સિદ્ધાંતો મારા હૃદયમાં ઠસી ગયા છે તેમાં ફેરફાર કરવાની મને જરૂર લાગી નથી. વઢવાણથી જે રીતે, સુખમાં હોઉં કે દુઃખમાં હોઉં, શ્રીકૃષ્ણનું નામ રટતો, હું લાલજીની મૂર્તિને આંખ આગળ લાવતો અને અવારનવાર માળા પણ ફેરવતો તે આજ પણ એ જ પ્રમાણે કરું છું. કર્મકાંડમાં મને જરા શ્રદ્ધા નથી એટલું જ નહિ પણ જાહેર સમૂહપ્રાર્થનાઓમાં પણ પંચાણું ટકા જેટલાં માનવીઓનું ધ્યાન બીજાંમાં હોય છે એવી માન્યતા હોવાથી મને એ ગમતી નથી. ચારિત્ર, પ્રમાણિકતા અને હૃદય તથા શરીરની સ્વચ્છતા જો આપણે જાળવી શકીએ—ટૂંકમાં gentleman થઈ શકીએ—તો પણ બસ છે. આટલા સહેલા સિદ્ધાન્તોનું પાલન કરવું એ ઘણું સરળ કાર્ય લાગે છે છતાં દુનિયામાં કેટલા ટકા માનવી એનું પાલન કરે છે?

વઢવાણમાં બીજાં મંદિરો હોય તો મારા ધ્યાનમાં નથી. પાલીતાણામાં રાજા માનસિંહજી ભૈરવનાથના ભક્ત હતા અને તેનું તેમણે ભવ્ય મંદિર બંધાવ્યું હતું. ત્યાંની ભૈરવનાથની કાળા સંગેમરમરની મૂર્તિ પ્રચંડ—લગભગ બે માથોડાં જેવડી, અને જોનારના હૃદયમાં સાદર ભય ઉપજાવે તેવી હતી. પાલીતાણાનાં શેત્રુંજાનાં જૈન મંદિરો પણ મેં ઘણી વાર જોયેલાં અને ત્યાંના ધૂપ, સુખડ વગેરેની સુવાસ હૃદયને શાંતિ અર્પતી જણાતી હતી. સૂરતમાં લાલજી અને લલ્લુજી એમ બેનાં મંદિર મેં જોયેલાં. મુંબઈમાં એક પણ મંદિરમાં હું ગયો હોઉં એમ લાગતું નથી.

આ વિષયે વિચારતાં મને લાગે છે કે હિંદુઓનાં મંદિરોનું વાતાવરણ આપણા સામાન્ય જીવનનાં અન્ય સ્થાનોના વાતાવરણ કરતાં કોઈ પણ રીતે જુદું લાગતું નથી, જ્યારે મુસલમાન મસ્જિદોમાં કે ખ્રિસ્તી દેવાલયોમાં આપણે પગ મૂકીએ કે તરત આપણને કોઈ જુદા જ પ્રકારનું વાતાવરણ ઘેરી લે છે. મસ્જિદોમાં શાંતિ ઉપરાંત રહસ્યપૂર્ણ અને મનુષ્યોના હૃદયની તોફાની વૃત્તિઓના દાવાનળને જાણે કોઈ બળાત્કારથી દાબી દેતું હોય તેવું વાતાવરણ

આપણને સ્પર્શે છે અને દેવાલયોમાં માત્ર શાંતિ—પરમ શાંતિ જણાય છે. પણ આમ શાથી થાય છે—મને એકલાને જ થાય છે કે બીજાઓને પણ આવી જ ઊર્મિઓ થાય છે એ હું કહી શકતો નથી.

અમે બહારનાં છોકરાં જોડે ભળી શકતાં નહિ એટલે પાડોશીના બે ત્રણ છોકરાઓ બાદ કરતાં અમારે પરસ્પરમાં જ રમવું પડતું; અને એથી અમારી રમતના પ્રકારને પણ અનેક મર્યાદાઓ હતી. કાકાજી ઘરમાં ન હોય ત્યારે સંતાકૂકડી, છાપાદાવ અને બાઈબાઈ ચારણી અમે રમતાં. ઘરમાં પાસાથી રમાતી ચોપટમાં છક્કરસ, નવરસ, રાણી રાણી, હાથીઘોડા વગેરે રમતા હું શીખી ગયેલો. પાનામાં લૉરેન્સ, ગધ્ધી અને બિઝિક આવડતાં. બ્રિજ રમનાર અમારી અંદરે ન ચઢ્યો એથી આજ દિવસ સુધી મને એ આવડી નથી અને હવે નવું શીખવાની હિંમત ચાલતી નથી. વધારે નહિ તો મિત્રમંડળના મર્યાદિત વર્તુલમાં તો નિષ્ણાત ગણાવું જ જોઈએ એવું માનસ હોવાથી, હું મારી શક્તિઓ અને સંજોગો ધ્યાનમાં લઈને જ નવું શીખવા તૈયાર થાઉં છું. ઘણી મોટી વયે હું ટેબલ ટેનિસ (આ તે વખતમાં પિંગ-પૉંગ નામથી જાણીતી હતી.) બેડમિન્ટન અને ટેનિસ શીખેલો. એક તો તબિયત નબળી અને બીજું પાછી કોઈએ કાના ન ચડે એ રીતે હું સારો રમનાર નહોતો થયો પણ અમારા નાના વર્તુલમાં તો હું બહુ સારો ખેલાડી ગણાઈ શક્યો હતો. હું બિઝિક રમતો તે વખતે મારી ઉમર સાત વર્ષથી વધારે ન હતી છતાં કાકાજીને પોતાના રમનારાઓમાંથી એક રમનાર ખૂટતો તો મારાં બીજાં ભાઈબહેનોને બદલે મને રમવા બોલાવતા. ભમરડા, ગિલ્લીદંડા અને લખોટાની રમતો ઉપર કાકાજીને કોણ જાણે શાથી ચીડ હતી એટલે હું નાનપણમાં એ જાણતો જ ન હતો. કાકાજીના મૃત્યુ પછી, નાનાં છોકરાં રમતાં એની સાથે હું ભમરડા ફેરવતાં શીખેલો પણ વીસ વરસે લખોટા અને ગિલ્લીદંડા આવડ્યા જ નહિ. ભમરડામાં પણ હાથજાળી લેતાં મને ન આવડી. પાલીતાણામાં તો કોઈ પણ રમત હું રમ્યો જ ન હતો.

મારા ક્રિકેટના શોખ સંબંધી મેં આગળ લખ્યું છે પણ તેમાં પણ તબિયત અને સંજોગો આડે આવ્યાં અને હજી પણ એ રમત પાછળ હું ગાંડો છું જ્યાં એ વિશેનો મારો રસ પ્રાયઃ 'થીઅરેટિકલ' રહ્યો છે.

પાલીતાણામાં તો વાડો બહુ નાનો હતો એટલે ક્રિકેટ રમાય એમ હતું નહિ પણ વઢવાણમાં કોઈ કોઈ વાર હું અને જયસુખલાલ ક્રિકેટ રમતા—જો

એને ક્રિકેટ કહી શકાય તો. વિકેટ તરીકે ઘાસલેટના ડબ્બા, ઈંટ, પથ્થર વગેરેમાંથી, હાજર સો હજૂર, ગમે તે ચાલતું. બૅટમાં લુગડાં ધોવાના ધોકણાથી માંડીને ગમે તે પાટિયું ઉપયોગમાં લેવાતું. પાછળથી એક સુથારે અમને ફ્રેંચ પૉલિશ લગાડીને એક બૅટ તૈયાર કરી આપ્યું હતું એનાથી અમે વર્ષો લગી ક્રિકેટ રમેલા. એને માટે ખાસ બૅટની જરૂર છે એવું અમને લાગેલું નહિ. બૉલમાં કહણુ રબરના 'કમ્પોઝિશન'ની નાનામોટા કદની દડી અમે ઉપયોગમાં લેતા. રમત રમવાના નિયમો જયસુખલાલે ઘડેલા એટલે જ્યારે જ્યારે પણ અમે રમતનો આરંભ કરતા ત્યારે ત્યારે મોટાભાઈનો દાવ પહેલો આવતો. પછી જ્યારે પણ એ આઉટ થતા ત્યારે બૉલ કાં તો 'નો બૉલ' ગણાતો કે કાં તો 'ટ્રાયલ બૉલ' ગણાતો ! પરિણામે, જ્યારે હું દડા નાખી નાખીને કંટાળી જતો અને ખુલ્લો બળવો જાહેર કરતો ત્યારે મને દાવ મળતો. હું તેમ જ મોટાભાઈ ઓવરહેંડ બૉલિંગ શીખી શક્યા નહિ એટલે અમે અંડરહેંડ જ કરતા. પાલીતાણામાં નહિ રમેલા પણ સુરતમાં ત્રીજે માળે અથવા પાછળના વાડામાં મેં, મારા નાનાભાઈએ અને બીજાં એકાદ બે છોકરા અને છોકરીઓએ આ જ પ્રકારની રમત શરૂ કરેલી પણ કાકાજીના હુકમને લઈને માત્ર ટેનિસના બૉલનો જ તેમાં ઉપયોગ થતો. સુરતમાં ક્રિકેટનું સાહિત્ય વાંચવાનો મેં આરંભ કરી દીધેલો અને રણજિતસિંહ, ગ્રેસ, ટ્રંપર, ફ્રાઈ વગેરેનાં પરાક્રમોના તાજા અહેવાલ હું સ્ટ્રેંડ અને એવાં પત્રોમાં ખૂબ વાંચતો; પણ રમવામાં તો, જ્યાં સુધી હું સુરત રહ્યો ત્યાં સુધી—એટલે કે ૧૯૦૮ સુધી, પાછલા વાડામાં કે ત્રીજે માળે મેં ક્રિકેટર તરીકે મારું જીવન ગાળેલું.

વઢવાણની અમારી રહેણાક દરમ્યાન અમે મારી બે મોટી બહેનો નનુગવરી અને તારાગવરીના લગ્ન માટે સુરત ગયેલાં તે વખતે હું પાંચેક વર્ષનો હોઈશ પણ એ લગ્નની અમુક બાબતો અને દશ્યો હજી મને સ્પષ્ટ સાંભરે છે.

કાઠિયાવાડથી અમે સુરત કોઈ કોઈ વેળા જતાં. તે વખતે જૂનું ઘર હતું જેને માત્ર પાછળ વાડો હતો. ગુજરાત મેલમાં જઈએ એટલે સુરત રાતના અઢીએક વાગે પહોંચાતું. અમે અર્ધ નિદ્રાવશ, ગલીને નાકે પહોંચીએ. અમારી ગલીમાં ટાંગો જઈ શકતો જ નહિ. ત્યાંથી ઊતરીને બારે માસ કાદવવાળી ગલીમાં પગલાં પાડતાં બારણા આગળ પહોંચીએ. ધાંટાધાંટ થાય. બે-ત્રણ પડોશી બારીએ ડોકાઈને એ ધાંટાધાટમાં ભાગ લે. બારણાનો મોટો

ગજ ઉપલે માળેથી અવાજ સાથે ઊંચકાય અને અમે ઉપર ચઢીએ. બેત્રણ પુખ્ત ઉંમરનાં બૈરાં હાથમાં ફગફગિયો દીવો લઈને અમને સત્કારે. સુરતમાં એ વખતમાં એ દીવા પણ મૌલિક યોજનાપુરઃસર બનાવવામાં આવ્યા હતા. જૂની કૉલનવૉટરની શીશીમાં ઘાસલેટ હોય અને બૂચને બદલે પતરાંનું મોઢિયું અને તેમાંથી લાંબી દિવેટ !

એ ઝાંખા પ્રકાશમાં અમને બધાંને વારાફરતી બોલાવાય. અમારાં સગાંના જથામાં કાકાજી સૌથી પૈસાદાર ગણાતા એટલે અમને સત્કાર પણ સારો મળતો. પથારીઓ તૈયાર હોય તેમાં અમે પડીએ તે વહેલી પડે સવાર.

એ જૂના ઘરમાં પાછલા વાડામાં માંડવો બંધાયેલો. માંડવાની એક બાજુ વાંકાનેર નાટક મંડળીના બે મોટા જૂના પડદા ટાંગીને એ તરફની આખી ભીંત ભરી દેવામાં આવી હતી. બીજી ભીંતે બે મોટા આરસા અને રવિવર્માનાં બેત્રણ ચિત્રો–ઘણું કરીને તો મોહિની, વિશ્વામિત્ર અને મેનકા અને શકુંતલા–પત્રલેખન હતાં–ટાંગેલાં. મહંતના મઠની અરધી રહેલ દેરીના પથ્થરોની સહાયતાથી રચેલી મારી સ્વપ્નસૃષ્ટિમાં આ પડદાથી અનેક પરિવર્તનો થયાં, અમુક નવા રંગો પુરાયા; મોટા કદના નાટકના પડદા ઉપર ચીતરેલ ચિત્રો બહુ પાસેથી જોઈએ તો કેવાં લાગે એનો ખ્યાલ ઘણાને હશે. 'ઇમ્પ્રેશનિસ્ટ' કે 'ફ્યુચ્યુરિસ્ટ' જેવી એ અર્થ વગરની આકૃતિઓ અને રંગના લપેડામાંથી મેં કોઈ અદ્‌ભુત સૃષ્ટિ રચેલી. કલાકોના કલાક સુધી મેં એ પડદાઓ પાસે ઊભા રહીને ધારીધારીને જોયા હશે. અને દરેક વખતે, પેલું સંસ્કૃતમાં વાક્ય છે તેમ ક્ષણે ક્ષણે મને એમાંથી નવાં રૂપરંગ, નવી આકૃતિઓ, નવું સૌંદર્ય મળતું. એ જ વાડામાં અને એ જ માંડવામાં ઈદનનો કે પછી કોઈ બીજી રામજણીનો નાચમુજરો થયેલો. તે જ પ્રમાણે મોટી બહેનને સાસરે પણ એક નાચ થયેલો તે બંને મને હજી યાદ છે. અમારે ત્યાંના નાચમાં એક પ્રસંગ બની ગયેલો તેને લઈને એ તો વધારે સ્પષ્ટ છે. મારા એક જુવાન સગાએ આ નાચના ઉન્માદભર્યા ઘેનમાં એક મોટો ફૂલનો હાર લઈને રામજણીને પહેરાવી દીધો. તે વખતે જ, કાકાજી બહાર હતા તે એ જગ્યાએ આવ્યા અને તેમણે આ દૃશ્ય જોયું. અખાડાબાજ, સ્નાયુબદ્ધ શરીરના જમણા હાથનો એક ભયાનક તમાચો એ જુવાનને ગાલે પડ્યો 'હરામખોર! આ ધંધા?' આ શબ્દો સાંભળતાંની સાથે એ જુવાન પછી ક્યાં ભરાઈ ગયો અને લગ્નના બાકીના કાર્યક્રમમાં હાજર

રહેલો કે નહિ એ મને યાદ નથી. આ સિવાય મને લગ્ન સંબંધી અન્ય પ્રસંગો સાંભરતા નથી.

લગ્ન પછી અમે વઢવાણ આવ્યાં એટલે કાકાજીએ એમના ખાસ જોશીને મળીને આ વાત કરી. જોશી બહુ વિદ્વાન હતા અને કાકાજીને એમના ઉપર શ્રદ્ધા પણ ઘણી હતી. ભાવિના વિચિત્ર નિર્માણથી જે પુરુષ નાનામાં નાની બાબતમાં આ જોશીને પૂછીને કામ કરે તે જ પુરુષ લગ્ન જેવી ગંભીર બાબતમાં, જોશી જાત્રાએ ગયેલા એથી, એમને પૂછ્યા વગર લગ્ન કરી આવે છે અને પછી પૂછે છે! જોશીએ કહ્યું કે હવે શોચ કરવો નકામો છે પણ તારાગવરીના પતિનું મૃત્યુ ફલાણે વખતે છે અને તે કોઈ પણ રીતે ટાળી શકાય એમ નથી. અને બન્યું પણ તેમ જ.

એ જોશી કપાળની રેખાઓ ઉપરથી ગણતરી કરીને જન્મનો સમય કહી શકતા હતા એ તો મારા અનુભવની વાત છે. એમને વિશે ઘણી વાતો કાકાજી કહેતા. જોશીની છોકરીને પુત્ર અવતર્યો. એમનો છોકરો દોડતો દોડતો બાપાજી પાસે ગયો અને બોલ્યો, 'બાપાજી, બહેનને ભાણિયો આવ્યો.' બાપાજીએ કુંડળી માંડી અને ખેદજનક અવાજે કહ્યું, 'દીકરા, ભાણિયો આવ્યો છે ને તો બહેનને લેવા. ફલાણે દિવસે ભાણિયો જશે અને પછી આટલા દિવસે બહેન જશે. ઈશ્વરેચ્છા!' એક વખત એમનો મોટો પુત્ર ઉજાણીએ જવાની રજા માગવા આવ્યો. જોશીએ કહ્યું, 'દીકરા, જવું હોય તો જાઓ, પણ ન જાઓ તો સારું. નાનાભાઈ આજે રાતે અગિયાર વાગે પ્રભુ પાસે જવાનો છે.'

મોટો પુત્ર તો સડક જ થઈ ગયો. 'બાપાજી, આ તમે શું બોલો છો! એ પહાડ જેવો કસરતી જુવાન જેના નખમાં પણ રોગ નથી તેને માટે આમ કહો છો!' એ બોલી ઊઠ્યો. બાપાજીએ ડોકું ધુણાવ્યું અને કહ્યું, 'એ ગમે તે હોય પણ ભાવિ પાછું ઠેલાતું નથી.'

સાંજના સાત વાગે નાનો પુત્ર અખાડામાંથી તાવ લઈને આવ્યો અને અગિયાર વાગે મૃત્યુ પામ્યો.

એ અરસામાં, હું સાત–આઠ વર્ષની હોઈશ. તે વેળા અમે અમદાવાદ કૃષ્ણસુખરામ આત્મારામ મહેતાને ત્યાં ગયેલાં. કૃષ્ણસુખરામ તે વેળા અમદાવાદમાં સ્મૉલ કૉઝીઝ કોર્ટના જડજ હતા. ત્યાં તે વેળા વાંકાનેર નાટક કંપની હતી જેના માલેકો મોટા ત્ર્યંબકલાલ અને નાના ત્ર્યંબકલાલને અને

અમારા કાકાજી તેમ જ કૃષ્ણમુખરામને બહુ સારું હતું. અમે એમનું 'શરવીર શિવાજી' નાટક જોવા ગયાં. રઘુનાથ અને ચંદ્રરાવનું દ્વંદ્વયુદ્ધ, રઘુનાથ અને સરયૂનો પ્રેમ-પ્રસંગ,

રૂવે છે શું બહેની રૂવે છે શું ?
રઘુનાથજીનું નામ જ લેતાં,
અચિંતું આમ કેમ થયું છે શું ?

એ ગીતની કડી મારાથી હજી પણ ભુલાતી નથી. પણ મને એ નાટક જોતાં મૂળ અસર એ બધા પ્રસંગો કરતાં એમાં લગભગ છ માણસો મરી જાય છે તેની થઈ. ઘેર આવીને મોટાભાઈએ અને કૃષ્ણમુખરામ કાકાજીના નાના પુત્ર પ્રિયમુખે મને એમ હસાવ્યું કે બધાં સાચાં જ મરી જાય છે અને દર પ્રયોગે છ–છ માણસો મરવાને તૈયાર થતાં નથી એટલે દરરોજ 'શરવીર શિવાજી' ભજવી શકાતું નથી. મને સાથે લઈ જવો પડતો એમાં એમને કંટાળો આવતો હોય તેથી આમ મને સમજાવ્યો હોય કે પછી માત્ર હાસ્યરસ ખાતર હાસ્યરસ એમણે પીરસ્યો હોય; પણ એનું પરિણામ એ આવ્યું કે મને એથી બહુ ગ્લાનિ થઈ અને મોટાભાઈ બીજાં નાટકો જોઈ આવ્યા પણ મેં સાથે જવાની સાફ ના પાડી એટલું જ નહિ પણ નાટકો જોવાં એ ઘાતકી છે એમ પણ મેં જણાવી દીધું ! લાંબે કાળે એ ભ્રમ દૂર થયો અને પછી છેક સુરતમાં મેં બીજું નાટક જોયેલું.

મારામાં અસલથી બે વિચિત્ર ખાસિયત હતી જેને લીધે મારે ઘણું સહન કરવું પડ્યું છે. જ્યારથી હું સમજણો થયો ત્યારથી આ ખાસિયત મને યાદ છે: એક તો ગંદા લેધરક્લોથની વાસ મારાથી સહન થતી નથી અને બીજી, વાહન જે દિશામાં જતું હોય તે દિશા તરફ મોં કરીને બેસું નહિ તો મને ફેર ચઢે ! તે વખતે કાઠિયાવાડમાં ઘણુંખરું બળદના સગરામમાં જ જવા આવવાનું હોય અને તે સગરામને એ ગંદા લેધરક્લોથની જ ગાદી અને પડદા હોય. કોઈ સારો સગરામ હોય તો તેમાં પણ માનની સીટ મને કોણ બેસવા દે ? એટલે મારે તો જ્યાં પણ જવું હોય ત્યાં પગે ચાલતા જ જવું પડે.

વઢવાણમાં બાલસિંહજીના કુંવરી મયાબા સારું અંગ્રેજી ભણેલાં હતાં અને એમની ખૂબસૂરતીનાં વખાણ પણ મેં ઘણાં સાંભળેલાં. પણ બાની સાથે સગરામમાં હું જઈ શકું નહિ અને દરબારગઢ સુધી ખરે તડકે મને નોકર જોડે કોઈ ચાલવા દે નહિ એટલે મયાબા વિશે મારી બહેનો વાત કરે એનાથી મારે

[ પૃ. ૫૬મા પર ચાલુ ]

શ્રી પદ્માબહેન દેસાઈ

# મીરાંબાઈ

ગુજરાતી ભાષાના કાવ્યસાહિત્યમાં મીરાંનું સ્થાન ઘણું ઊંચું છે. મીરાં ગુજરાતમાં જન્મી નથી છતાં આપણે ગુજરાતીઓ એને 'આપણી' ગણવામાં ગૌરવ લઈએ છીએ. હિન્દી સાહિત્યજગતમાં એનું સ્થાન અનોખું હોઈ હિન્દી ભાષા બોલનારા એને 'એમની' ગણે એમાં નવાઈ નથી. અને એમ તો આખું ભારતવર્ષ મીરાંને પોતાની ગણે છે. ભારતના ત્યાગી સંતમહાત્માઓ, ભાવિક ભક્તો કે વિદ્વાન કવિઓથી માંડીને છેક ગામડાના નાનામાં નાના નિરક્ષર પ્રજાજનના હૃદયમાં મીરાંનું સ્થાન છે. મારવાડમાં જન્મી મીરાં મારવાડની નથી રહી. મેવાડમાં પરણી મીરાં મેવાડની જ ન રહી. એણે પશ્ચિમ તરફ મીટ માંડી. ગુજરાત–સૌરાષ્ટ્રના એ દેવઘરમાં–ઇષ્ટ ચરણે મીરાંએ એનાં પ્રેમવારિ વહેવડાવ્યાં. ચચ્ચાર શતાબ્દીઓ થયાં હજુ પણ પશ્ચિમનો એ સાગરકાંઠો મીરાંના કરુણ છતાં ભવ્યજીવનની કથનીને અને એના પ્રેમપૂર્ણ મંજુલ સંગીતને બંસીધરના બંસીસૂર ભેગો આર્યાવર્તને ચારે કાંઠે ફેલાવ્યે જાય છે. મીરાંની ભક્તિએ, એનાં સુગેય પદોએ, એના અનુભૂત પ્રેમોન્માદે જગતને નિર્મળ અને ઉચ્ચ પ્રેમનું ભાન કરાવ્યું છે. એના સરલ અને વિશુદ્ધ જીવને, એ પરિણીતા અને વિધવા હોવા છતાં, નિર્મલ અને સરલચિત્ત કુમારિકાઓને, "આ તો મીરાંબાઈ જેવી છે" એમ લોકોને સરખામણી કરવા લલચાવ્યા છે. વિચાર કરતાં, સરસ્વતીના અવતાર સમી મીરાંની પવિત્ર અને સૌમ્ય મૂર્તિ આંખ આગળ ખડી થાય છે.

આમ એના જીવનને ચર્ચીને, એનાં પદો ગાઈને, એના પ્રેમથી ભીંજાઈને આપણે એને યાદ કરીએ છીએ. મહાન વ્યક્તિઓનું સ્મારક જાળવવાની ભારતવર્ષની આ જુગજૂની રીત છે. ભારત ગુણપૂજક નથી એમ નહિ પણ

એની ગુણપૂજા ઇતિહાસને પાને નથી ચઢી; એથી લાભ અને ગેરલાભ બન્ને થયા છે. સો ટચનું સુનું હોય તે જ ટકી રહે; બાકી બધાં વીસરાઈ જાય. પરંતુ ભારત શ્રદ્ધાપ્રધાન દેશ હોવાથી અને ઇતિહાસ સાચવવાની એની બેદરકારીને લીધે મહાન વ્યક્તિઓના જીવનની આજુબાજુ લોકોક્તિનાં જાડાં પડ બંધાઈ જાય છે અને એમાં લૌકિક વ્યક્તિનાં લૌકિક જીવન અને કાર્યો એટલાં બધાં અલૌકિકના તરફ ઘસડાઈ જાય છે કે સામાન્ય જીવન માટે એ આદર્શ દૂરનો થઈ જઈ ઉપયોગનો રહેતો નથી.

આપણે ત્યાં ઇતિહાસને નામે જે સાહિત્ય જનતા આગળ ધરવામાં આવે છે તેનો ઘણો આધાર પરદેશીઓની નોંધો પર રહેલો છે અને એમાં રાજકારણ મુખ્ય છે. મીરાં રાજકન્યા અને રાજકુલવધૂ હોવા છતાં એણે રાજકીય ખટપટમાં માથું માર્યું નથી કે હથિયારો ખખડાવ્યાં નથી એટલે પદ્મિની કે ચાંદબીબીની માફક ઇતિહાસકારોના ક્ષેત્રમાં એને સ્થાન મળ્યું નથી. મીરાંનો રાહ જુદો હતો.

મીરાં નારીરત્ન હતી છતાં ય નારી હતી અને એમાં ય વિધવા હતી! રણવાસના કોઈ અંધારા ખૂણામાં પડી રહી, જીવાઈ ખાઈ જિંદગી પૂરી કરવાનો એનો ધર્મ, ભારતીય સમાજે નિર્ણીત કર્યો હતો. એને એ ધર્મ માન્ય ન હતો. એણે એની ધ્યેયપ્રાપ્તિ માટે એ સામે માથું ઊંચક્યું હતું. તે સમયના રાજ્યકર્તા સાથે એને સખત વિરોધ જાગ્યો હતો. એનું ઉચ્ચ ચારિત્ર્ય, ઉત્કટ ભક્તિ અને ભાવોર્મિપૂર્ણ કાવ્યકલાની નોંધ મોટે અક્ષરે અને વિગતવાર રખાવી જોઈતી હતી પણ આવી પરિસ્થિતિમાં એની કદર કોણ કરે? મીરાં જેવી વ્યક્તિ કોઈ પશ્ચિમના દેશમાં જન્મી હોત તો એની કદર જુદી જ રીતે થાત. એનું સ્મારક જાળવવાના અનેક પ્રયત્નો થયા હોત; જગતની તમામ ભાષાઓમાં એનું જીવન અને કવન વહેતાં મુકાયાં હોત!

મીરાં ભક્ત હોઈ ભક્તસાહિત્યમાં એને સ્થાન મળ્યું છે અને હવે ધીમે ધીમે સાહિત્યજાગૃતિને અંગે પ્રાચીન ભક્તિસાહિત્ય ઉપરથી મીરાં માટે ઘણાં અન્વેષણો થવા માંડ્યાં છે.

### ચરિત્રસામગ્રી

આઈને અકબરી અને જહાંગીરનામામાંથી એના બન્ને પક્ષના કુટુમ્બનો રાજકીય ઇતિહાસ પ્રાપ્ત થાય છે, નાભાજીકૃત ભક્તમાળ અને તે ઉપર પ્રિયાદાસની ટીકા મીરાં સંબંધી પ્રાચીન સાહિત્યમાં મુખ્ય છે પણ એનું

ઐતિહાસિક મૂલ્ય ગણવામાં આવતું નથી. મૂલ ગોસાંઇચરિત, અને વૈષ્ણવોની વાર્તામાં મીરાંનું નામ છે. બીજા પણ ઘણા, જૂના ગુજરાતી કવિઓએ મીરાં વિષે કંઈ નહિ ને કંઈ લખ્યું તો છે પણ એ ઐતિહાસિક દૃષ્ટિથી પ્રમાણભૂત ન ગણાય.

અર્વાચીન સાહિત્યમાં કર્નલ ટોડ, શિવસિંહ, પંડિત ગૌરીશંકર ઓઝા, શ્રી સામળદાસ, શ્રી હરિબિલાસ શારદા, મુનશી દેવીપ્રસાદ, મુદણોત નૈણસી, સ્વ. ભારતેન્દુ હરિશ્ચન્દ્ર, શ્રી બાંકેબિહારી વગેરેના લેખો ઉપરથી મીરાંબાઈ સંબંધી ઘણું જાણવાનું મળે છે. અલ્લાહાબાદના બેલ્વેડિયર પ્રેસ તરફથી मीराबाईकी शब्दावलि બહાર પડી છે તેમાં એનું જીવન પણ આપવામાં આવ્યું છે અને શ્રી શ્યામપતિ પાંડેયનો લેખ ઇન્દોરની મધ્યભારત હિંદી સાહિત્યસમિતિ તરફથી બહાર પડ્યો છે તેમાં એનાં જીવન અને કવન સંબંધી બહુ સુંદર અને અભ્યાસપૂર્ણ આલેખન છે.

આપણે ત્યાં પણ મુ. સ્વ. તનસુખરામભાઈ, શ્રી ભાનુસુખરામભાઈ, શ્રી નટવરલાલ જંબુસરિયા વગેરેએ મીરાં સંબંધી ઐતિહાસિક અન્વેષણ કરવામાં સ્તુત્ય પ્રયત્ન કર્યો છે. સ્વ. ગોવર્ધનરામભાઈએ એમના સાહિત્ય-પરિષદના પ્રમુખ તરીકેના ભાષણમાં મીરાંનો ઉલ્લેખ કર્યો છે અને આચાર્ય આનંદશંકરભાઈએ "એ જ્વાલાઓ ક્યાંથી પ્રકટી?" એ શીર્ષક નીચેના એમના લેખમાં ('કાવ્યતત્ત્વવિચાર' પૃ. ૨૫૬) મીરાંના જીવન પર કોની અસર હતી એ જણાવ્યું છે. શ્રીમતી લીલાવતી મુનશીનું 'મીરાંબાઈ, એક દૃષ્ટિ' જોવા જેવું છે. મુ. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીએ Milestones in Gujarati Literatureમાં મીરાંબાઈ સંબંધી ટૂંકમાં લખ્યું છે અને શ્રી ક. મા. મુનશીએ Gujarata and its Literatureમાં મીરાંબાઈનાં કાવ્યો સંબંધી ટૂંકું પણ રસિક વર્ણન કર્યું છે. કવિ નાનાલાલે પણ મીરાંબાઈ સંબંધી લખ્યું છે. આપણા આગલા કવિઓમાં દયારામ અને નર્મદાશંકર મીરાંને ભૂલ્યા નથી. દયાબાઈ, ધનાભગત વગેરે ઘણાંએ મીરાંને યાદ કરી છે. રા. મ. ન. પટેલકૃત ભક્તપ્રકાશ અને સતીમંડળમાં (કર્તા વિ. કે. ત્રિવેદી) પણ મીરાંનું જીવન ચર્ચ્યું છે. આ સિવાય એની બિસાંટ તથા અન્ય અંગ્રેજ લેખકોના લેખો પણ તત્સંબંધી મળી આવે છે.[1]

---

[1] આ યાદીમાં હવે પં. કેશવરામ કે. શાસ્ત્રીકૃત 'કવિચરિત' (ભા. ૧) માંનું માહિતીપૂર્ણ નવું મીરાંચરિત પણ ઉમેરી શકાય. સં. માનસી

આટલી અથવા આથી પણ વિશેષ ચરિત્રસામગ્રી આપણી સમક્ષ હોવા છતાં મીરાંબાઈનાં પોતાનાં પદો, ભાટોનાં કવિતો, ભક્તોની નામાવલિ વગેરેમાંથી મીરાંબાઈના જીવનની વીગત લઈ, એ રાજપૂતોના ઇતિહાસ સાથે મેળવી થોડી કે વધારે કલ્પના અથવા અનુમાનનો ઉપયોગ કરી દરેક લેખકને લખવું પડ્યું છે. મીરાંએ પોતે તો પોતાને માટે લખ્યું જ નથી. 'નાચુંગી મૈં નાચુંગી,' 'મેરે તો ગિરિધર ગોપાલ,' 'વિખના પ્યાલા રાણે મોકલ્યા,' 'સાંઢવાળા સાંઢ શણગારજો,' વગેરે પદો ઉપરથી હકીકતને પુષ્ટિ મળે છે પણ એ હકીકત અન્યને જણાવવાની દૃષ્ટિથી એ ઓછી જ ઉચ્ચરી છે? જે પ્રસંગો રઢ થયા તે સહજે એનાથી બોલાયા છે. ગોસ્વામી તુલસીદાસજીની માફક,

स्वान्तसुखाय तुलसी रघुनाथगाथा ।
भाषानिबन्धमतिमंजुलमाकरोति ॥

મીરાંએ પોતાના આત્માની શાંતિ અર્થે જ ગાયું છે.

## પિતૃકુલ; બાલ્યાવસ્થા

મીરાં જોધપુર શાખાના રાઠોડવંશી સુપ્રસિદ્ધ રાવ દૂદાજીના પુત્ર રત્નસિંહની પુત્રી હતી. એનો જન્મ અજમેર પાસે મેડતા પરગણાના કુડકી નામના નાના ગામમાં થયો હતો. મેડતાનું જૂનું નામ માંધાતૃપુર અથવા મેડંતક છે.

મીરાંના પિતૃપક્ષની વંશાવળી:—




કેટલાક મીરાંને જયમલ રાઠોડની દીકરી કહે છે અને એ સંબંધી 'જયમલ

રાઠોડની દીકરીરે' એવું દયારામના 'મીરાં ચરિત્ર'ના આરંભે આવે પણ છે. વળી 'દૂદાજીની દીકરી' એમ મીરાંએ પોતે ગાયું છે. મીરાં દૂદાજીની પુત્રી નહિ પણ પૌત્રી થતી હતી. પણ મીરાંનાં માતા એની નાની ઉમ્મરમાં જ ગુજરી ગયેલાં હોવાથી મીરાં દાદાનાં જ લાડ પામી હતી. અને દાદાજીનાં દીકરી તો કહેવાય પણ જયમલજીનાં તો એ કાકાની દીકરી બહેન થતાં હતાં. જયમલ કરતાં એ વયે પણ મોટાં હતાં. બન્ને ભાઈ બહેનને સારું બનતું હતું. બે જણ ઘણો વખત સાથે રહ્યાં હતાં. બન્ને શ્રીકૃષ્ણનાં ઉપાસક હતાં. બાકી હજુ આજે પણ મામા, કાકાની બહેનો, દીકરીઓને, કચ્છ—કાઠિયાવાડમાં 'નિમાણી' 'ધી' એમ કહેવાનો રિવાજ છે. એ રીતે એ કુટુમ્બની દીકરી તો ખરી જ ને!

મીરાંના જન્મ વિશે કોઈ ચોક્કસ તિથિ જણાવી શકતું નથી. એને માટે ભિન્ન ભિન્ન મતો અસ્તિત્વ ધરાવે છે. કબીર અને નાનકની પહેલાં મીરાં થઈ ગયાં એવો કેટલાકનો મત છે. શ્રી ભાનુસુખરામભાઈ લગભગ કબીરના સમયમાં એ હતાં એમ અનુમાન કરે છે. કેટલાક નરસિંહ મહેતા અને મીરાં સમકાલીન હતાં એમ માને છે. કેટલાક એના જન્મની ચોક્કસ સાલ સન ૧૪૧૯થી ૧૪૨૪ આપે છે. શ્રી ક. મા. મુનશી સન ૧૫૦૦ની સાલ આપે છે. શ્રી નટવરલાલ જંબુસરિયા સન ૧૫૦૩—૫ કહે છે. બેલ્વેડિયર પ્રેસ સન ૧૪૯૯થી ૧૫૦૪ નો આશરો આપે છે. શ્રી શ્યામાપતિ પાંડેય સન ૧૫૦૨થી ૧૫૦૭ નો ગાળો ગણાવે છે. મુનશી દેવીપ્રસાદ સન ૧૫૧૭ કહે છે, જ્યારે એક મત ૧૬૦૯નો પણ છે.

આમ પહેલા અને છેલ્લા મત વચ્ચે કેટલું અંતર છે? દૂદાજીનો જન્મ સન ૧૪૪૦માં થયો હતો અને સન ૧૪૬૧માં એમણે મેડતામાં સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું એમ શ્રીયુત પાંડેય જણાવે છે તો તે પહેલાં તો મીરાંનો જન્મ ન જ હોઈ શકે. અને એમના નાના ભાઈ જયમલનો જન્મ સન ૧૫૦૭માં થયો છે. એમના પતિ ભોજ લગભગ સન ૧૫૦૦થી ૧૫૦૨ની વચમાં જન્મ્યા છે. મીરાંબાઈ એમનાથી એકાદ વર્ષ નાનાં હતાં એટલે સન ૧૫૦૦ પછી અને સન ૧૫૦૭ની પહેલાં મીરાંનો જન્મ થયો હશે; અને ઘણાંનો એ મત છે.

મીરાંના બાળપણની એક વાત એવી કહેવાય છે કે એને ત્યાં એક પ્રસંગે એક સંત આવી ચડ્યા. એમની પાસે એક ગિરિધર ગોપાળની સુંદર મૂર્તિ હતી મીરાંએ જોઈ. એ એને ખૂબ ગમી. એણે એ માંગી. પણ સંતને પોતાના ઉપાસ્ય દેવની પ્રતિમા આપવી ગમી નહિ પણ છેવટે રાતના

[પૃ. ૫૩ મા પર ચાલુ]

# વાસરિકા

[ સપ્ટે. '૪૨–અંકમાંની વાસરિકાને અન્તે સૂચવાયલી, ત્યારે મુલતવેલી એ, આ નોંધ બાહ્ય દૃષ્ટિએ કૈંક 'વાસી' લાગે પણ એનું અન્તસ્તત્ત્વ એવું નથી એ સમજુ, દૂરદર્શી વાચકો જોઈ શકશે. ]

## જૂના–નવા શબ્દો : ૧

**તા. ૨૭ જૂન ૧૯૪૨:** એક દેશવાળા જઇને કોલોનનો ઘાણ વાળે તો બીજા દેશવાળા કેન્ટરબરીનાં પ્રાચીન સ્થળોનો ધ્વંસ કરે, એવા અર્વાચીનતમ કાળમાં તમો સર્વની જેમ રહેતો હોવા છતાં સાથે સાથે મધ્યકાલમાં પણ હમણાં રહેવાનું થાય છે; એટલે, એ કાલના ગુજરાતી સાહિત્યમાં. એ પ્રવૃત્તિને પરિણામે કેટલીક આ પૃષ્ઠોમાં થયેલી શબ્દચર્ચાને લંબાવવાનો–ક્યાંક આગલું લખેલું સુધારી લેવાનો તો ક્યાંક એવા લખાણને ટેકવવાનો પણ–પ્રસંગ આવતો રહે છે, તે અતિસંક્ષેપે નોંધું છું. (૧) 'અન્ત્યજ' ને આપણે (ડિસે. '૪૧; પૃ. ૩૪૫) નર્મદ જેટલો જૂનો ઠરાવેલો પણ એ તો અખામાં યં (છાપો હમો) છે જ ને? "આભડછેટ અન્ત્યજની જાણી...". (૨) ત્યાર પહેલાં બે વર્ષે (ડિસે. '૩૯; પૃ. ૩૫૩-૫૪) 'લ્યાં' પારસી ગુજરાતીનો છતાં આપણા સમકાલીન કવિને પણ કામનો છે વગેરે સોદાહરણ નોંધેલું. પણ, શામળ ક્યાં પારસી હતો? ને છતાં, 'ભદ્રાભામિની'માં (બૃ. કા. દોહન, ભા. ૨જે; આ. ૩૭, ૧૯૧૩; પૃ. ૪૨૩) આ લીટી છે: "ઉપર ઉજળો ને મેલો માંય, ઘેર ઘેર છે લ્યાં ને ત્યાં ય." (૩) હમણાં જ (માર્ચ '૪૨; પૃ. ૩૪મું.) 'અનુવાદ'નો જે ખરો અર્થ (એટલે કે ભાષાન્તર નહિ પણ મૂળનો સાર કે બિન્દુઓ લઈ, તે જ ભાષામાં કે બીજી ભાષામાં નવા લખનારે પોતાના શબ્દોમાં લખેલું લખાણ)–અર્થ ઠરાવવા યત્ન કર્યો હતો તેને અમુક રીતનો ટેકો સાહિત્યકાર ત્રૈમાસિકના પ્રેમાનન્દ–અંકમાંથી (પૃ. ૧૩૮મું) મળે છે કેમ કે ત્યાં

'ભાષાન્તર નહિ પણ અનુવાદ' એવા મથાળા હેઠળ પ્રા. મંજુલાલ મજમુદારે "કેટલીક કથા પડતી મૂકી, રૂપાન્તર કરી, નવી કથાઓ અને પ્રસંગો ઉમેરીને કરેલાં પ્રાકૃત અવતરણો અને લોકપ્રિય આવૃત્તિઓ" એવી વ્યાખ્યા 'અનુવાદ' શબ્દની બાંધી છે. (૪) પણ તેમણે જ એ પાનાં રહીને કરેલું બીજું બાબતનું કથન આશ્ચર્યમાં નાંખે તેવું છે કેમ કે ત્યાં મહાભારત ને રામાયણને તો ઠીક, પણ ભાગવતને ય તેમણે 'મહાકાવ્ય' કહી નાંખ્યું છે. એનો માયનો 'મહાન કાવ્ય' એટલો જ લેવાનો હોય તો સારું, બાકી તો ભાગવતમાં કોણે ભાળ્યાં છે 'રઘુવંશ'નાં યા તો ('એપિક'='મહાકાવ્ય' એ પક્ષના પઠી બનવું હોય તો) શાહનામા ને ઇલિયડનાં ગુણલક્ષણો?

એ 'મહાન' શબ્દ યાદ અપાવે છે કે આજે મળેલા આ માસના 'શિક્ષણ અને સાહિત્યે' એક પેટામથાળામાં 'મહાનના' (પૃ. ૩૨૮) વપરાવા દીધા છે. સંસ્કૃતનાં અવિદ્વાન સૌ. લીલાવહેનના કોઈક લખાણમાં મેં એ પહેલી વાર વર્ષો પર વાંચ્યો ત્યારે મોં માત્ર મચકોડેલું–આજે એ 'શિ. સા.'માં વાંચી, મચકોડાયું; શાથી જે, ભાષા માટે અન્યથા ને બહુધા (હમેશ નહિ કેમ કે 'દમનીય' જેવાની ભલામણ પણ એ જ પાનાંઓમાં થાય છે.) કાળજી રાખનાર પત્રનો એ ભાષાશય (આ શબ્દ ખરો હશે? મેં તો કે. કા. શાસ્ત્રી જેવા ભાષાપંડિતના લખાણમાંથી ઊચક્યો છે; તેમને તો 'સાહિત્યશય' યોજવાની જરૂર પણ લાગી છે; એ ખોટો નથી?)–ભાષાકીય સ્વચ્છંદ સહેજે લઈ ચલાવાય તેવો નથી. ...આ વખતના જ 'હરિજનબંધુ'માં એક સારા સંસ્કૃતજ્ઞ 'અનિચ્છનીય' જેવો શબ્દ વાપરી નાંખે છે. એ ખરો છે? 'અનેષ્ણીય' સાચું રૂપ નથી? ને એમાં વેદિયાપણું કે વૃથા પાંડિત્ય લાગતું હોય તો 'નહિ ઇચ્છવાજોગ' એમ લાંબું લંગર ચલાવોને; કારણ, હરિજન બન્ધુ એ શબ્દ પૂરે જ ક્યાં એક અક્ષર-લંગર નથી?

પાર્શ્વભૂમિ વગેરે માત્ર તરજુમિયા કરતાં વધારે સારો ને તેથી અપનાવવા જેવો લાગે છે.

થોડાં (૨૫, ૩૦ કે ૩૫) વર્ષના ગાળાને માટે યુગ વાપરવો કેટલાકને ઠીક નથી લાગતો. એ બાબત ટકોર પ્રા. ઠાકોરે 'માધુરી' માં (જાણુમાં, એના બીજા અંકમાં) તેમજ 'આ. ક. સમૃદ્ધિ' ની ૧લી આવૃત્તિના પૃ. ૧૩મે, પ્રવેશકની ટીપમાં કરી, ગોવર્ધનયુગને બદલે ગોવર્ધનપેઢી વગેરે સૂચવેલા. પણ યુગ લાખો વર્ષનો જ હોય એ સમજ બરાબર નથી; વેદાંગજ્યોતિષાનુસાર, "વેદકાળમાં પાંચ વર્ષનો યુગ ગણાતો હતો." (જોવું સયાજી સાહિત્યમાળામાંના 'આપણું રાજ્યતંત્ર'નું પૃ. ૨૩મું.). વળી 'શાકુન્તલ'માં તો 'યુગ' પ્રહરના અર્થમાં (અં. ૪) છે.

'હ. જ. બન્ધુ'ના એ જ લેખનું પહેલું વાક્ય "મુંબઈના કેટલાક ધનિક મિત્રોએ ઉદારતાભર્યો જવાબ ન વાળ્યો હોત તો ..." વગેરે છે. એમાંના પાંચમાથી નવમા સુધીના શબ્દો મૂળમાં "Had not generously responded to......" હશે એમ ધારું છું. એમ હોય તો સૂચવવું યોગ્ય લાગે છે કે 'to respond' કે 'response'નું ખરું ગુજરાતી આપણે 'અનુભાવ દર્શાવવો (કે પ્રગટ કરવો)' ને નામ તરીકે માત્ર 'અનુભાવ' વાપરી કરતા થઈએ તો સારું. ('અનુવૃત્તિ' કે 'અનુવર્ત' પણ ચાલે એમ ધારું છું.); કારણ, આ અર્થમાં 'જવાબ વાળવો (કે દેવો)' નીરસ ને અલ્પગૌરવ બની જાય છે,......એ જ પાના પર એક બીજા લેખમાં ('વિકેન્દ્રીય' જેવો શુદ્ધ તત્સમ વાપરનારે) 'સ્વ-શિસ્ત' વાપર્યો છે, self-disciplineના ગુજરાતી તરીકે. એ છેક નિરર્થક બાબાસંકર નથી? એ સ્થાને 'સ્વ-નિયમન' શા માટે ન લખાય?

### આરોપી જ ન્યાયાધીશ

તા. સદર: એ છેલ્લું બિન્દુ, 'દર્શનીય' ને 'પુલનીય' સરખાં અભિનવ સર્જનો જેનાં સંકરાભરણ છે તે, ઉપર હમણાં જ યાદ કરેલા, 'શિ. સા.'ની પુનર્યાદ (આ મારું એવું સર્જન પણ એના જ માનમાં, નોંધ એના એક પરાક્રમ વિશે લખાતી હોવાથી જ.)—પુનર્યાદ આપે છે. એના એ જ અંકમાંથી (પૃ. ૩૫૯) જોઈ શકાય છે કે પોતાનો અહિંસાધર્મ ચૂકી જવા બદલ તેનો કાન આમળનાર હું એકલો નથી, મારા વિદ્વાન મિત્ર (વેદવિષયમાં તો મારાથી વિદ્વત્તર મિત્ર) ડૉ. મણિલાલ પટેલ પણ છે. 'શિ. સા.'ને તથા મારા વાચકોને આ આખી અણગમતી વાત હમણાં ને

રીતનો ઋણસ્વીકાર કર્યો છે.

## એક બેધારી તરવાર

**તા. ૬ઠ્ઠી જૂન :** આ બાલ–નગર, તેનું ઉપ–નગર, એટલે કૃષ્ણ–નગર: આવા ત્રેવડા નગરનો નાગરિક હોવા છતાં, આ મકાન એવે સ્થળે છે કે મને નાગરિકને બદલે વનવાસી કહેવો પડે. આ અમુક રીતે દુઃખદ સ્થિતિ બીજી રીતે સુખદ છે કેમ કે જીવનભર કેટલી ય કાળજીથી ને સારા જેવા ખર્ચથી ભેગું કરેલું જે પુસ્તકાલય આ એકાંત ઘરમાં છે, જેને સૂરત લઈ જવાનું સાહસ કરું તો ત્યાં ઘરભાડું ય બેવડું ( ૧૯×૨=૩૮ ) ભરવું પડે, તેનો અહીં ઉનાળુ રજાઓમાં થોડોથોડો પણ ઉપયોગ કરી શકું છું...આજે એવી રીતે વાંચતાં આલ્ડસ હક્સલીનો નિબન્ધસંગ્રહ 'ડુ વ્હોટ યુ વિલ' હાથમાં આવ્યો ને તેમાંના આ વાક્યે ખાસ ધ્યાન ખેંચ્યું: " The consistent thinker, the consistently moral man, is either a walking mummy or else, if he has not succeeded in stifling all his vitality, a fanatical monomaniac. " ફ્રેંચ વિચારક પાસ્કલ વિશે (=વિરુદ્ધ) અપાયલો એ અભિપ્રાય બેધારી તરવાર જેવો કહી શકાય; એક ધાર, ઉપર પહેલી જૂનની નોંધમાં (સપ્ટે.'૪૨ના અંકમાંની વાસરિકાની પહેલી નોંધ ' મનના વિચાર ' ) યાદ કરેલા મારા જેવાના ટીકાકારોને હણવા કામ લાગે તેવી; ને બીજી, 'કન્સિસ્ટંટલી મૉરલ મૅન' અને તેથી ' ફ્રેનૅટિકલ મોનોમેનિયેક ' કહેવા પડે તેવા ન્હાનાલાલ કવિનાં રમણલાલ–અભિનંદનગ્રંથમાંનાં નિરર્થકપણે અતિઉગ્ર મુનશી–વિરોધી વચનોને હણી નાંખનારી....(આ વાંચીને કોઈક હક્સલીને જાણ કરે તો સારું કે તેણે અનાયાસે કેવું સરસ પુણ્યકાર્ય કર્યું છે. )

## શિષ્ટાશિષ્ટની મર્યાદા

**તા. ૧લી ઑક્ટો.' ૪૨ :** હમણાં જ આવેલા ૧૧મી જુલાઈના ટાઈમ્સ લિટ. સપ્લિ. ના અગ્રલેખમાં વ્યંગ્યચિત્રચર્ચાને અંગે લખ્યું છે કે શિષ્ટ સમાજમાં એવી વ્યક્તિઓનો વર્ગ પણ હોય છે કે જે અશ્લીલ કે બીભત્સવત્ મશ્કરીઓ મિત્રમંડળમાં થાય તેમાં રસ લઈ શકે પણ એવી જ મશ્કરી, પ્રસંગો વગેરે પોતાનાં લખાણમાં આવવા દેતા નથી ને બીજાનાંમાં નિભાવી લેતા નથી. એ કાલની વાત. ત્યાર પહેલાં બેત્રણ દિવસે નવા ( મે ૧૯૪૨ના ) અંગ્રેજી ' ભારતીય વિદ્યા 'માં રા. મુનશીએ લખેલું એવા ભાવાર્થનું વાંચ્યું હતું કે

અસર થાય છે.

આ મતદર્શન માટેનાં ઉદાહરણો આપણા સમકાલીન સાહિત્યમાં મળી રહે તેમ છે; એ કાર્ય કોઈકે કોઈવાર અભ્યાસદૃષ્ટિએ કરવા જેવું છે.

## નેપથ્યે નર્તિકાને (પૃ. ૮૧ માનું ચાલુ)

શૃંગે ચડી તરલ માંસતરંગના ત્યાં
'હું છું!' 'હું છું!' વદી રહ્યો તવ સૌમ્ય આત્મા.

૨૯. શું નૃત્ય કોઈ જ સમાજ સમીપ વ્યર્થ,
જે સ્થાપવા સુલય વિશ્વ ન્વિરો સમર્થ?
જો, જો, રચી સંતત લાસ્ય યુગાંતરોથી
નર્તી તી આ દિજનની જ મમંગલોની.

૩૦. પ્રત્યેક તાલ ગતિ, ગાત્ર ત્રિભંગ પોષે
સંવાદતત્ત્વ વિષમે અહીં વિશ્વકોષે,
ને એમ આ બધિર મંદ જગત્ ક્રમેથી,
જો એકરાગ બન્યું, તો તવ શા શ્રમેથી.

૩૧. ઊઠો સુધીર! અધરે સ્મિત રમ્ય ધારી,
શ્રી આત્મની નિજ પદે ધરી દો દુલારી!
ઊઠો રચો રમણરાસ રસાંગણે હો!
ધીરે જગત્ જવનિકા ઉપડે પળે જો.

૧૨–૩–૧૯૪૨

ઉમાશંકર જે. જોષી

# નેપથ્યે નર્તિકાને

[ ઓઢું આ દેખતી આંખો—નાચો જગનટી નમે
ત્યારે રંગસ્થલે એક, બીજી નેપથ્યમાં રમે. ]

૧. ધીરે શ્વાસો, હૃદય છે સુકુમાર, ધીરે!
છોડો હવે હરણફાળ; ન પારધી રે
છે કિંતુ કાવ્યકલનિર્ઝર આ તમારી
પૂંઠે, સુણો કટિ અને નયનો સમારી.

૨. છેટા રહ્યા જખમના કરનાર ક્રૂર,
સૌ માંસભક્ષક ગયા રહી દૂર; દૂર
જે નેત્રની અણીથી દેહ પરોવનારા,
તારે, કુણા હૃદય, જેથી પડ્યાં પનારાં.

૩. હો સ્વસ્થ, શાન્ત, જરી શીતલ વારિ પી લે,
ને કેશું જો કવનનિર્ઝરમાં તું ઝીલે,
વિશ્રબ્ધ થૈ ઘડીક ડોલ, મળી અમોલ,
નેપથ્યની જગતજંગલમાં બખોલ.

૪. પાછાં વળી અહીંથી બ્હાર જવાનું તો છે,
કે લોલ લોચનનું લક્ષ્ય થવાનું તો છે.
તો જે ક્ષણાર્ધ, ક્ષણ વા, મળી આંતરાલ,
તેમાં ઘડી ભુલી જવી જગરંગજાલ.

૫. લે રંગભૂમિ પર ઓ પરદા નમ્યા છે,
તાલીસ્વરો ગગનગુંબજ જૈ રમ્યા છે;
તે જેમ સિંધુરવ મંદ સુદૂર તીરે
ગુંજે; શ્વાસો ઘડીક તો અવ દેવિ ધીરે.

૬. ધીરે, અધીર ઉર, ના ધડકાર આવા
વિશ્રાંચલે સરલતાથી કહીં સમાવા,
અંગાંગથી જગવિયાં મદતાંડવોને
વંટોળ આમ જ તણાઈ સ્વયં જશો કે?

૭. ને નૃત્યની ઘુમરીઓ પર નાચતું જે,
આકાશના ઉડુસુયુગ્મશું રાચતું જે,
તે ચક્ષુયુગ્મ સહસા ખગ કો વિપક્ષ
પેરે પડ્યું ઢળી મુખે કશું ગ્લાનિદક્ષ!

૮. શાની અપૂરપ તને, ઉરઓરતા શા?
કે પ્રાણની વણપુરાઈ દુરન્ત આશા?
તું લીલયા જગત જે હડસેલનારી,
તેને શું કોઈ શકતું દઈ કૈં જ, નારી?

૯. શા એ હતા અભિનયો, રસસ્યંદનો એ,
ઉત્કંપ એ રુધિરના, ઉરસ્પંદનો એ,
મુદ્રા મનોહર, અનુદ્ધત અંગહાર,
ચારી સમે રુચિર તે કટિભંગભાર!

૧૦. પૂર્ણેન્દુની વિધિવશે વિલસે કલાઓ,
ને ગુંજી રહે અવનિની કલમેખલાઓ,
એવી જગે સુરવ તે ભરતી નચાવી,
મસ્તી વિલોલ પ્રતિચિત્ત મહીં મચાવી.

૧૧. અંગાગના સુભગ ભંગ દહે દગોમાં,
ઝંઝા ચગે જરીક ઝંકૃતિથી ઉરોમાં.
રોમાંચકારિ નમણા લહી નેત્રપાત,
ને સ્તબ્ધતા વિતરતા મુખભાવ માત્ર.

૧૨. પૂરી ક્ષણેક ઘુમવાનું જતી જ ભુલી,
લે ધૂમડી અધુકડી જરી જ્યાં તું ફૂલી.
ને ઉછળી ઉછળી છાતી પરેથી નીચે
તારા, અને મનુજનેન ઉંચેરું હીંચે

૧૩. તારા અરે પગતલે ઠમકાર માત્ર
હૈયાં તણાં કંઈ જતાં હુકરાઈ પાત્ર.

કાંઠા સુધી બની જતાં છલકાઈ કોઈ
જેણે સુખેથી ચરણે તવ જાત ખોઈ.

૧૪. ધીરે, હજી ય સ્તનકંપન દેવિ! ધીરે
પ્રેરો નહિ મદિલતા અદકી સમીરે
ને ખોલવા મૃદુલ એ દલલોચનો જો,
સંસારને કંઈક સાન્ત્વનદાયિ હો જો.

૧૫. આ એ જ લોચન, જગત્ ઘુમરાવનારાં!
ક્યાં નેત્ર તે સદય દિવ્ય સુહાગી તારાં?
આ તો અરે કુટિલ કાચ કૃતાન્તછાયા,
આનંદઅશ્રુતણી ક્યાં ગઈ ઊડી ઝાંયા?

૧૬. આ સાચવી જગત્ કાજ હતાં શું રાખ્યાં?
કે એ જ જે વદન તેં જગને ય ઝાંખ્યાં?
લીલા વિકાસી સખિ! તે રસલોચનોની
સામે જગે વિલસી કાચતણા કણોની.

૧૭. હા મેં ય તે ઘડીક કાચ લઈ ઉજીના
નિર્દોષ અંતરથી દેખ્યા તને સુદીના!
પામી શકે હૃદયના લય દૂરબીન?
કે યંત્ર શાં નયન જે લયદૃષ્ટિહીન?

૧૮. શું દૃષ્ટિહીન દૃગમાં દગરંગ ઢોળી,
કે રિદ્ધિપૂળ મહીં નૃત્યની ગંગ રોળી,
કંપી ઉઠયો, હજી ય કંપી રહ્યો, રસાલ
તારો સુધાધવલ પ્રાણતણો મરાલ?

૧૯ ગાત્રત્રિભંગ તણી રેલમછેલ લીલા,
નેત્રચ્છટા, રમઝટો રસની રસીલા,
લેખે હશે નહિ શું વા સહુ એહ લાગી?
—એ શંકતાં હૃદય કંપી ઉઠયું અભાગી?

૨૦. એકે દીઠાં નયન ને સ્તનભાર અન્યે,
આજુ મુખચ્છવિ, વળી કટિ તે સુધન્યે,
આત્મા દીઠો લયવિલાસી ન, એહ દાહે
છાની રહે ચડકી તવ, નર્તિકા હે?

૨૧. પૂર્વે અનેક તવ દર્શકવૃંદ એવાં
હોજો ભલે, વળી ભવિષ્ય વિશે હશે વા;
આજે ન શૂન્ય હતું વૃંદ, હતી પધારી
જોવા તને રસિક પૂર્વજની સવારી.
૨૨. તારે પદે પદ, સુમંજુલ તાલ તાલે
ને વક્ષ ને સ્ફુરણ, સુપ્રભભાલ ગાલે
આભા ઝરી ગઈ નવીન છતાં પુરાણી
રંભા અને મદભરી વળી મેનકાની.
૨૩. ને કોણ ત્યાં ભરતઝારી પિયે સુધાની?
ગાયત્રીગાયક ઋષિ મુજ પોપચાંની
પીતા સુઅંજલિ રચી શતધાર સ્રોત,
ને દેવ કોટિક વસી મુજ ચક્ષુજ્યોત.
૨૪. દીઠી કલા વિલસતી વળી ઉર્વશીની,
જે ભલી પૂર્ણ પુરુષોત્તમ મોહમીણી
મોહી ગઈ પુરુરવા–પુરુષે–ધરા, ઓ!
ધન્યા, જહીં મનુજ વાંછતી અપ્સરાઓ.
૨૫. દેવો દીઠા અભિનયે તવ વીતધૈર્ય,
ઇન્દ્રાસનો ડગમગ્યાં ધરતાં જ સ્થૈર્ય,
ને ભવ્ય ભારતકુલાંકુરની જનેતા
દેશો દીઠા હગમ એક સુનર્તને ત્યાં.
૨૬. જોવા મળ્યા મુજ દગે મુનિમાનવો તે,
ઉન્મેષમાં સ્ફુરી નિમેષથી જાય પોતે,
જોનાર નેક, વળી નર્તનહાર નેક,
શું સંવિધાન રચ્યું તેં હતું એ ક્ષણૈક!
૨૭. ને એમ દૃષ્ટિ રમતાં તવ અંગ અંગે—
અંગાંગમાં રમી રહ્યા તવ આરમ સંગે—
જોતી છટા અજબ સુંદર જે સુનેરી
રૂપો મહીં લસી અરૂપ તણી અનેરી.
૨૮. અંગાંગથી—અધરથી, કટિભારથી વા,
ભ્રૂભંગ રતનાગ્રથકી, લોચનધારથી વા,

[ પૃ. ૭૭ મા પર ચાલુ ]

# નિકષ

## બુદ્ધિપ્રધાન નાટક

**ઘરફૂકડી :** ઉમેશ કવિ (૧૯૪૨ : આર. આર. શેઠની કં. મુંબાઈ; રૂ. ૧-૧૦-૦).

'નૃત્ત' અને 'નૃત્ય'ના ભેદ સમજતા, નાટ્યશાસ્ત્રથી પરિચિત સંસ્કૃત નાટ્યકારોનો અને નટ–નટીઓનો જમાનો તો હવે આપણે યાદ કરવાનો જ રહ્યો. આજે તો એ નાટ્યકૃતિઓને આયોજનની દૃષ્ટિએ સમજનારાઓની સંખ્યા પણ ગણીગાંઠી હશે. (દા. ત. કાલિદાસના 'વિક્રમોર્વશીયમ્'માં પ્રથમ અંકમાં ઉર્વશી અને બીજી અપ્સરાઓ सर्वाः सगन्धर्वा ॥ आकाशोत्पतनं रूपयति, કે સહેજ આગળ ઉર્વશી उत्पतनभङ्गं रूपयित्वा, કે વળી આગળ ચિત્રલેખા मोचनं नाटयति; આમાં रूपयति અને नाटयति થી જે સૂચન થાય છે તે ધ્યાનમાં રાખીએ તો આખું 'નાટક' 'ભજવતી' વખતે ભરતનાટ્યનો આધાર લીધા વિના ચાલે કે કેમ એ સવાલ ઊઠે છે). આ નાટકોને કાંઈક 'બૅલે', કાંઈક 'ઑપેરા', કાંઈક 'ડ્રામા' એવા એના સાચા સ્વરૂપમાં આજે ભજવવાનો પ્રયત્ન કરીએ તો ઉદયશંકરથી માંડી ચંદ્રવદન સુધીની પ્રતિભાનો પૂરેપૂરો ઉપયોગ કરતાં પણ કદાચ સફળતા ન મળે.

સૈકાએકથી પાછો આપણે સાહિત્યના નાટક તરીકે ઓળખાતા અંગમાં રસ લેવા માંડ્યો છે, સંસ્કૃત નાટકોથી માંડી ઑસ્કર વાઈલ્ડ અને બર્નાર્ડ શૉની રીતને ગુજરાતી નાટ્યસાહિત્યમાં સમજીને કે સમજ્યા વગર ઉતારવાનો પ્રયત્ન આપણે જાણેઅજાણ્યે કરતા આવ્યા છીએ. એમાં વળી ધંધાદારી અને બિનધંધાદારી રંગભૂમિના માર્ગ જુદા પડ્યા. એકંદરે કાંઈક એવું બન્યું કે આપણા આજના નાટ્યસાહિત્યમાં અને આપણી રંગભૂમિમાં પાશ્ચાત્ય સાહિત્ય અને પાશ્ચાત્ય રંગભૂમિની જાણીઅજાણી અસરનું પ્રમાણ વધારે આવ્યું, અને સમયપ્રવાહને ઝીલી એને અપનાવી કળાનું સ્વરૂપ આપી, એને આપણી સંસ્કૃતિને તથા રહીસહી, રડીખડી પ્રતિભાને અનુરૂપ બનાવવાનો પ્રયત્ન

પ્રમાણમાં ઓછો થયો. આમાં વાંક હોય તો એ આપણા સુશિક્ષિત વર્ગનો, વાંચકોનો, શ્રોતાજનોનો અને લેખકોનો—સૌનો.

આવી સ્થિતિમાં, અને રંગભૂમિની—લગભગ અસ્તિત્વમાં જ ન હોય એવી—ડામાડોળ હાલતમાં જે કાંઈ નવું લખાય કે ભજવાય એની કિંમત ખરી. કાંઈક પ્રયોગો થાય અને એમાંથી કાંઈક માર્ગ જડી આવે એવી આશા રાખ્યા સિવાય હમણાં તો આરો નથી. આવા પ્રયોગો પરપ્રાંત કરતાં ગુજરાતમાં ઓછા થાય છે.

મૂળે ગુજરાતી ભાષામાં આજની રંગભૂમિ પર સફળતાથી ભજવી શકાય એવાં નાટકો થોડાં છે. તેમાં આ કાંઈ સારો જેવો વધારો કરતું હશે એમ ધારી શ્રી. ઉમેશ કવિનું 'ધરકૂકડી' હાથમાં લીધું.

ધંધાદારી નાટકોમાં જે ખૂટે અને ખૂંચે ય છે તેમ બિનધંધાદારીઓમાં જે તૂટે-ઘટે છે તે બન્ને વચ્ચેનું અંતર ઓછું કરવા સિવાય ગુર્જર રંગભૂમિને છૂટકો નથી તેવી સમજણપૂર્વક "ધરકૂકડી" લખી નાખ્યું છે.

'પ્રાસ્તાવિક' માંના લેખકના આ શબ્દોએ અને પ્રવેશકને અંતે રામનારાયણભાઈના શબ્દોએ 'હું માનું છું કે એ ભજવી પણ શકાય એવું છે' આશા પ્રેરી. પણ આખું નાટક વાંચી ગયા પછી શંકા ઊઠે છે કે આજે આપણી—ધંધાદારી કે બિનધંધાદારી—રંગભૂમિ પર આ નાટક સફળતાથી ભજવી શકાય ખરું ?

સ્ત્રીપાત્રની મુશ્કેલી તો છે જ; અને આમાં પણ સ્ત્રીપાત્રો આવે છે. પણ એ બાજુએ મૂકીએ તો ય આ નાટકમાં એવાં તત્ત્વો થોડાં છે કે જેથી તખ્તા પર આ 'ખોખું' પ્રાણમય બની રહે. (ભજવવા માટે લખાયલા નાટકને એના છાપેલા રૂપમાં 'ખોખું' જ માની લેવું ઘટે; અને આ નાટક ભજવવા સર્જ્યું હોય એમ માની લઈએ તો જ આ શબ્દપ્રયોગ યોગ્ય ગણાય.) એનો આત્મા અને એની શૈલી ગદ્યમય છે એટલે 'સંગીત' કે નૃત્યની દૃષ્ટિથી એને વિચારવાનો સવાલ ઊઠતો નથી. નાટક બુદ્ધિપ્રધાન છે. એમાં ક્રિયાતત્ત્વ ઓછું છે અને સંભાષણનો ભાગ પુષ્કળ છે. ભાષામાં પણ વધુપડતી ક્લિષ્ટતા આવે છે. કેટલાંક પાત્રો બોલે છે એનો અર્થ એકદમ સ્પષ્ટ નથી થતો. (જ્યાં જાણી-જોઈને અર્થ અસ્પષ્ટ રાખ્યો છે ત્યાં સિવાય પણ આમ બને છે.) અને એક જ વાર સાધારણ ઝડપથી તખ્તા પર બોલાઈ જતા શબ્દોનો અર્થ શ્રોતાજનોને તરત સમજાય તો જ કાંઈ સાર.

ગુજરાતી શ્રોતાજનો ( કે વાચકો પણ ) હજી આવાં બુદ્ધિપ્રધાન નાટકોથી ટેવાયા નથી એ એક મોટી મુશ્કેલી છે. નવો ચીલો પાડનારને—સાહિત્યમાં નવું તત્ત્વ, નવું તંત્ર દાખલ કરનારને—આ મુશ્કેલીનો સામનો કરવો પડે છે. ઘણી વાર આને પરિણામે એને સહન પણ કરવું પડે છે. પણ એટલા જ માટે એ ખાસ જરૂરનું છે કે આવો લેખક આ મુશ્કેલી સમજીને વાચક કે શ્રોતાજન પાસે ઓછામાં ઓછું માગે અને એના પર ક્લિષ્ટ ભાષાનો કે વધુ-પડતી ચર્ચાનો બોજો ન લાદે.

નાટકમાં ઘટનાઓને ખૂબીથી ગૂંથી લેવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે તો ય રસ બરાબર જામતો નથી કે જામે છે તો ટકી રહેતો નથી. કોઈ કોઈ વાર ‘ સંવાદ ’ જીવન્ત બની ઊઠે છે. અંત સરસ છે પણ એકંદરે ‘સંવાદ’માં જોઈએ એટલી ઝમક નથી. થોડાક કુશળ પાત્રાલેખન છતાં ય પાત્રોનું પણ એકંદરે એવું જ. પહેલેથી લગભગ છેવટ સુધી “ બાંગના નશા ” માં નાનાલાલ શૈલીમાં ગાંડુઘેલું વિદ્વત્તાભર્યું લવ્યા કરતા સ્વપ્નનું પાત્ર શરૂઆતમાં અને છેવટે કાંઈક ઠીક છે. પણ વચ્ચે કંટાળો આપે એવું ( તખ્તા પર ) બનવાનો સંભવ છે. કદાચ ( કાપકૂપ કરી ) કોઈ કુશળ નટના હાથમાં એ પાત્ર ઝળકી પણ ઊઠે. નાટકમાં એને ભાગે બોલવાનું પણ પુષ્કળ આવે છે. કોઈ કોઈ વાર એના શબ્દોમાં ગ્રીક નાટકોના કોરસ જેવો ધ્વનિ આવે છે. દા. ત. :

...ક્યાં અમારા અધોગતિની ગર્તમાં પડેલાં અર્થ, હેતુ કે આશયવિહોણાં નિષ્ક્રિય જીવન. મનસા, વાચા અને કર્મણાનાં મનુજસત્ત્વોએ એકતાનતા લોપી છે, માર્ગમર્યાદા ઉથાપી છે; એવાં કૃમિખિયાં બોદાં સાજ દ્વારા તેં જીવનની બસૂર અને બતાલ તર્જ આલાપી છે: માનવજાત ' તેં તારે હાથે જ તારી ઘોર ખોદી નાખી છે.

પણ એકંદરે એની ક્લિષ્ટ વિદ્વત્તાભરી વાણી શ્રોતાજનોને કંટાળાભરી લાગવાનો સંભવ ઘણો છે. જીવન્ત પાત્ર તરીકે તો મુનીમનું પાત્ર વધારે સફળ બને. ઈબ્સનની ‘ ડોલ્સ હાઉસ ’ ( ઢિંગલી[1] ) માંની ‘ નોરા ’ની યાદ આપતું ગુજરાતી નાટ્યસાહિત્યમાં નવી ભાત પાડતું દુર્ગાનું પાત્ર પણ તખ્તા પર જીવન્ત બની શકે.

---

૧. આ નામે એ નાટક રા. પ્રાણજીવન વિ. પાઠકે ગુજરાતીમાં ઉતાર્યું છે. —સં. માનસી

લેખક બહુશ્રુત છે. વરાહમિહિર અને વિદુષી લીલાવતીથી માંડી બર્નાર્ડ શૉ અને ઇબ્સન સુધીનો આપણને એ પરિચય કરાવે છે. સંસ્કૃત નાટકોથી પણ તે પરિચિત છે. નાટકનો અંત ભરતવાક્યમ્ થી આણે છે. પણ આ બહુશ્રુતતા જ લેખકને આ નાટકમાં આડે આવી હોય એવું લાગે છે. શૉનાં નાટકોમાં આવે છે એવી લાંબી ચર્ચાઓથી આ નાટક ભરપૂર છે. પણ શૉમાં જે ઝમક, નર્મ, કટાક્ષ અને પ્રહસનનું રંજનાત્મક તત્ત્વ આવે છે તે અહીં ઘણા ઓછા પ્રમાણમાં દેખાય છે. શૉનાં નાટકોમાં બુદ્ધિમય ચર્ચાનો ભાર પ્રહસન ખેંચે છે. અહીં એવું બનતું નથી. કદાચ જાનને તખ્તા પર લાવવામાં આવી હોત તો કાંઈ વધારે રંજન માણી શકાત. પણ તો વસ્તુ લગભગ દુર્ઘટ (unmanageable), હાથમાં ન રહે તેવું થઈ જાત અને મૂળ વાત પરથી લક્ષ ખસી જવાનો સંભવ ઉત્પન્ન થાત. ચાર યુગલોને એક સ્થળે ભેગાં કરવામાં લેખકે ખૂબી વાપરી છે ખરી. એ રીતે લેખકે 'એકસ્થલાંકી' નાટક (પ્રાચીન પરિભાષા વાપરીએ તો, 'અંક') લખી ગુજરાતીમાં નવી ભાત પાડી છે. (ભજવનારાઓનો માર્ગ પણ સહેલો કરી આપ્યો છે). એક જ નાટકમાં, એક જ સ્થળે (જાહેર ધર્મશાળામાં) લગ્ન જેવા મહત્ત્વના વિષય પર ચર્ચા ગોઠવી, જુદાં જુદાં દૃષ્ટિબિંદુ રજૂ કરી લેખકે ગુજરાતી સાહિત્યને સારો ફાળો આપ્યો છે.

આ નાટક વાંચી શ્રી. ઉમાશંકર જોષીને જે 'ખુશાલી થઈ' તેમાં આ ચર્ચાનો પણ ફાળો હશે કદાચ. આ ચર્ચા દરમિયાન પાત્રોનું માનસ પણ કોઈ કોઈ સ્થળે સ્પષ્ટ દેખાઈ આવે છે. દા. ત.:

દુર્ગા

તમે જૂના જમાનાની ઘરેડના માણસ છો, એટલે ખાનદાનીનો અર્થ ન સમજો! આ આસ્તિકભાઈને પૂછો. એ તમને સમજાવશે.

મુનીમ

એમાં શો માલ છે! જૂના જમાનામાં ખાનદાની ન હોય એવું કાંઈ થોડું છે?

આસ્તિક

(સૌંદર્યોલ્લાસાધીનતાનું સુખ અને જ્ઞાનપ્રદર્શનની તક મળતાં મુનીમને સમજાવતી ઢબે) કુલાભિમાન માટે માણસો જાન પણ કુરબાન કરે એ બરાબર પણ, આબરૂના મોહ કે ડરથી માણસે અન્યાયનું સહન કર્યા કરવું એમાં નિર્બળતા છે. ગમે તેવું પોતાનું હોય પણ એના નિષ્પ્રાણ શબને કોઈ સાચવી રાખતું નથી. સત્યના જીવ વગરની નકરતાળ લૂલી, કોઈના નકદમ સ્વાર્થ માટેની કેવળ વાહિયાત જેવી પ્રતિષ્ઠા એ એક એવું જ શબ છે.

**સુનીમ**

(એક કાને સાંભળી બીજેથી કાઢી નાખતાં) આપણે એવી વસ્તુમાં ન સમજીએ. મુદ્દે ખાનદાની ઈ ખાનદાની. બાઈડીની ખાનદાની એનો ધણી સાચવવામાં. ઓલ્યો બિચારો અધર જીવે પાછળ પાછળ ભટકે ઈ એની ખાનદાનીમાં. એને લાગી આવે તો જ આવે ને.

**દુર્ગા**

(દાઢમાં) ખરું છે! લાગી તો આવે જ. સમાજ જેને સંસ્કારી, વિદ્વાન અને પ્રતિષ્ઠિત ગણે તેવા બાહોશ પુરુષ, પોતાની ત્રણ બદામની બૈરી સાચવી ન શકે એ આંધું શરમજનક છે? આબરૂને બટ્ટો લાગતાં કંઈ વાર?

**ગૌરી**

(આત્મગત જેવું) બાઈ તું તો જબરી નીકળી!

લેખકે ઉપાડેલી લગ્નમીમાંસા પણ ચર્ચા માગી લે છે. સંસ્કારી સંરક્ષણવૃત્તિમાંથી ઉદ્‌ભવતો (સમજી શકાય એવો) લેખકનો આર્યલગ્નભાવના પ્રત્યેનો પક્ષપાત એને કોઈક વાર (પાત્રો દ્વારા) તદ્દન બીજી હદ સુધી ઘસડી જાય છે. છતાં ય વાચકને કે શ્રોતાજનને 'સુધારા'ના જડ શબ્દરટણની તંદ્રામાંથી જગાડી વિચાર કરતો કરી મૂકે છે એટલે અંશે એ ઇચ્છવા જેવું છે. દા. ત. સારડા ઍક્ટને બાજુએ મૂકી જાનૈયાઓએ રાતોરાત ઉપાડેલાં લગ્નનો બચાવ કરતાં ચ્યવન કહે છે:

> તેમ જે અવસ્થાને આપણે વૃદ્ધ કહી વગોવવા માંડી છે તે ઉમર ઘણા દાખલામાં સાચી જવાબદાર જિંદગીનો ભાગ હોય છે. આપણે હિન્દીઓ હાથે કરીને આપણું આયુષ્યપ્રમાણ ઘટાડવા બેઠા છીએ. સાઠ વર્ષનો હિટ્ટી વજીર, આગાખાન કે શૌકતઅલી પરણે છે ત્યાં કોઈ ફરકતું નથી. પણ આમ ગરીબોના કાન આમળવા એકસામટું તૂટી પડે છે. આધેડ અવસ્થામાં ગેવા કે સંતાનની કુદરતી હાજતનાં માર્યાં પરણનાર અને પવિત્રપણે એને વફાદાર રહેનાર એવાં લગ્નની સાચી ભાવનાવાળા પ્રમાણિક માણસોને આપણે ધુતકારીએ છીએ. ને સેક્રેટરી, ટાઈપિસ્ટ, નર્સ કે બીજા હજાર શાખપૂળ રસ્તે પોતાની વાસના પૂરી કરનારાઓના દંભી સ્ત્રીસન્માનને બિરદાવીએ છીએ. સંતતિનિયમનને નામે, ફાવતી શરતોવાળાં સીધા-સોંઘા વ્યભિચાર શોધતા, સ્ત્રીજીવનને ઉઘાડેછોગ હલકું પાડનારા માનસ-વિકૃતિઓથી અદબદતાઓના લગ્નમંડપો શોભાવીએ છીએ. છોકરાંવાળી જીવતીને પડતી મૂકી પ્રેમને નામે એના ઉપર બીજી ઘરમાં ઘાલનારા કે, આંખમાં ધૂળ નાખી સિફતથી પરણી જાય ત્યાં સમસમી રહીએ છીએ કે પરણ્યા વગર નિબંધ પ્રેમ-પાત્રો બદલ્યે જનારાઓને ઓળખવાના અખાડા કરીએ છીએ.

આ બધું જ્યાં આ નાટકમાંથી આશા રાખીએ એટલું નથી મળતું. અને તો ય એટલું તો મળી રહે છે કે જેથી આ લેખક પાસેથી વધુ મેળવવાનું મન થાય. ગુજરાતી રંગભૂમિનો દી' પણ નવા નાટ્યપ્રયોગોથી ઊઘડવાનો સંભવ છે. એમાં, અહીં ઉપાડેલ જેવા પ્રશ્નથી, દુર્ગાના પાત્રથી અને કંઈક કેટલેક અંશે સંસ્કૃત નાટકોની યાદ કરાવતી એની રીતથી આ એકસ્થલાંકી બુદ્ધિપ્રધાન નાટક ગુજરાતી નાટ્યસાહિત્યમાં પોતાનો ફાળો આપતું જાય છે અને લેખક પાસે ભવિષ્યમાં વધુ સફળ 'પ્રયોગ' મળે એવી આશા જગવતું જાય છે.

હીરાલાલ ગોહીવાળા

## અનોખું પુસ્તક

**બ્રહ્મદેશ : લેખક. શ્રી રમેશનાથ રંગનાથ ગૌતમ, વડોદરા. પૃ. ૨૨૪+૧૨ કિં. ૧-૨-૦. શ્રી સયાજી સાહિત્યમાળા પુષ્પ ૨૯૮મું.**

આજના રાજકીય મંથનકાળમાં જગતના જુદા જુદા પ્રદેશો પર કલ્પના થીજી જાય એવી આશ્ચર્યકારક ઘટનાઓ બનતી આપણે જોઈ રહ્યા છીએ. તેમાં સાખપાડોશી બ્રહ્મદેશનું પતન દરેક ભારતવાસીને જાણે કોઈ સ્વજનનું મૃત્યુ ન થયું હોય તેવું લાગે. હિંદવાસીઓના અને બ્રહ્મદેશના સંબંધો આજે સૈકાઓથી ક્રમશઃ ગાઢતર બનતા આવ્યા છે. આવા દેશના રાજકીય, સામાજિક, અને સાંસ્કારિક ઘડતરનો અભ્યાસ જે રીતે લેખકે આપ્યો છે તે જોતાં આપણા સાહિત્યમાં આ વિષયમાં બીજું કોઈ આથી ય વધારે સામગ્રી આપતું પુસ્તક બહાર ન પડે ત્યાં સુધી આ પુસ્તકનું સ્થાન અનોખું જ રહેવાનું. લેખક પોતે આરૂઢ વૃત્તવિવેચક ('જર્નાલિસ્ટ') હોઈને અને બ્રહ્મદેશમાં તેમનો દોઢ દસકા જેટલો લાંબો વસવાટ પણ થયો હોઈને તેમણે જે કાંઈ વિગતો અહીં મૂકી છે તેમાં અભ્યાસ તો છે જ પરંતુ વિગતોની સત્યાસત્યના તપાસવાની ચીવટ પણ જણાઈ આવે છે. પ્રથમ ખંડનું વાચન એ દેશના રાજવંશોના ઉદય અને અસ્તની કથાઓ પૂરી પાડે છે. કયારેક વાચક એ લડાઈઓના અને બ્રહ્મી નામોના વમળમાં અટવાઈ પડે એવું લાગે છે ત્યાં તો બીજા ખંડમાંની બ્રહ્મદેશની સંસ્કારિતાની કથાસામગ્રી, ત્યાંનાં આરસી જેવાં પ્રદેશવર્ણનો, મંદિરો, ઉત્સવો અને રીતરસમો વગેરેની રસપ્રદ વિગતો એનો પ્રથમ ખંડનો વાચનખેદ તો દૂર કરે છે જ પરંતુ એ દેશ વિશેની એની દૃષ્ટિને પણ સ્વચ્છ કરે છે અને એ સાખપાડોશી દેશ પ્રત્યે એક

નવીન પ્રકારનું મમત્વભર્યું આકર્ષણ ઊભું કરે છે. લેખકની શૈલી ઓજસ્વી અને પ્રવાહી છે. પ્રસંગોની એકતાનતાના બોજને દૂર કરવા એમણે નર્મવૃત્તિનો આશ્રય લઈ વાચકના ચિત્તને પોતાના તરફ ઘડીભર વાળી એક પ્રકારની મુક્તિનો અનુભવ આપવા કર્યો છે. શોધનપત્રો ( પ્રૂફો ) કાળજીપૂર્વક જોવાયાં હોત તો આવા ઉત્તમ પુસ્તકને મુદ્રણદોષોથી મુક્ત રાખી શકાયું હોત. સૂચી જે હવે અભ્યાસગ્રંથોની એક અપરિહાર્ય વસ્તુ બની ગઈ છે તેને ય લેખકે પરિહાર્ય ગણી અભ્યાસીઓની મોટી પણ મૂંઝવણ તો ઊભી કરી જ છે. આવા પુસ્તકના પ્રકાશન માટે લેખક તેમજ પ્રકાશનસંસ્થા યોગ્ય ગર્વ લઈ શકે.

ભાઈનો અસામાન્ય શીલપ્રભાવ પ્રજાકીય શીલના વિકાસનું "વધારે સજીવન સાધન નીવડે" એવા સ્વભાવસિદ્ધ સામર્થ્યવાળો હતો. તેમના "વિચારવ્યવસાયોની રેખાઓ" અસામાન્ય વિશદતાથી તથા સ્થિર હાથે દોરતું પ્રા. ઠાકોરનું એ પુસ્તક એક રીતે તો આ લેખસંગ્રહ બીજી રીતે વર્તમાન તેમ ભાવિ ગુજરાતને, પ્રાન્તની ઘણી લાક્ષણિકતાના ધારક એવા, એ મહાન પુરુષના જીવન તથા કાર્યમાંથી ઊંચો ચારિત્રવિકાસ તથા મર્મગામી વિચારપદ્ધતિ શીખવશે એમાં સંશય નથી. સંગ્રહનાં બધાં મળી ૬૨૫ થી ૬૫૦ પાનાંનો મુખ્ય ભાગ અંબાલાલભાઈનાં (આઠ ખંડ ને પુરવણીનાં મળી પચાસેક, રાજ્યશ્રીથી માંડી વ્યક્તિગુણસંકીર્તનકારી સુધીનાં; ને વિચારવૈશદ્ય તેમ શૈલીસારસ્યના નમૂનારૂપ) લખાણોને[1] અપાયો છે; પરિશિષ્ટમાં એમને લગતાં આપણા કેટલાક અગ્રિમ વિચારકોનાં સંસ્મરણાદિ છે; અને શરૂઆતમાં રા. નરહરિ દ્વા. પરીખે ૬૨ પાનાંની વિસ્તૃત ચરિત્રરેખા લખી, સાથે ગ્રન્થવિષયનો કાર્યપરિચય આપ્યો છે. આ સર્વ સામગ્રી, એમનું મોટું ચરિત્ર લખાય કે નહિ તો પણ, એમના વ્યક્તિત્વ તથા વિચારસિનારના અર્થગ્રહણ માટે અત્યન્ત કીમતી છે અને પ્રજાને એ સુલભ કર્યા બદ્દલ તે, સંગ્રાહક તથા પ્રકાશકની ઘણી તેમ જ હમેશની ઋણી છે.

**ડેવેલપમેંટ ઑફ ગુજ. લિટરેચર**: દી. બ. કૃષ્ણલાલ મો. ઝવેરી. (૧૯૪૧: એન. એમ. ત્રિપાઠી ઍંડ કં. મુંબાઈ; રૂા. ?).—૧૯૦૭–૩૮ નાં બત્રીશ વર્ષો (એટલે, સંપાદક પ્રા. મંજુલાલ ૨. મજમુદારના અભિનવ પ્રયોગાનુસાર,[2] the "Thirties") દરમ્યાન કર્તાએ મૉડર્ન રીવ્યુમાં, ૫૫૦ જેટલા લેખકનાં સારાં–સાધારણ મળીને ૯૦૦ જેટલાં પુસ્તકો પર લખેલી મોટી નાની અવલોકનરૂપ કે પરિચાયક નોંધોનો આ કુલ સરવાળે આશરે સવાસાતસો પાનાંનો સંગ્રહ, એ ગાળાની કેટલીક મુખ્ય લેખનપ્રવૃત્તિની અત્યંત ઉપયોગી નોંધવહી તરીકે હમેશ વપરાતો રહેશે. તેમાં કેટલીક કીમતી

---

1. હવે અમારી જાણ પ્રમાણે બે જ ગૌણ લખાણ અસંગ્રહીત રહે છે (૧૯૧૪–૧૫નાં એ છે): 'મિતાહાર ને દીર્ઘાયુષ્ય' (બુદ્ધિપ્રકાશમાં); અને 'અમદાવાદમાં બાળકોનું મરણપ્રમાણ' (સુન્દરીસુબોધમાં).

2. એમ જ, તેમણે, એંતરને પણ ગોખલો હોઈ શકતો હોય તેમ (પ્રસ્તા. પૃ. ૬) ઇંગ્લિશ લખ્યું છે. સાચો પ્રયોગ (Niche in the Temple...) મૂળ ગ્રન્થને બારમે પાને છે તે પણ ધ્યાન બહાર રહ્યો!

માહિતી છે તેમ ઠરેલ વિવેચન પણ છે. સંપાદકનો પ્રવેશક પણ ગઈ એ પેઢીની વિવેચનપ્રવૃત્તિનો ઠીક ખ્યાલ આપે છે. તેમનો પરિશ્રમ ને ચોકસાઈ વખાણવાલાયક છે. વર્ગીકરણ ને બે વર્ણાનુક્રમણીથી ઉપયોગિતા સારી રીતે વધે છે.

**વિવેચન**: મોહનલાલ પા. દવે, સૂરત (૧૯૪૧ : રૂા. ૧॥).—સ્થાયી અગત્ય અને તાત્કાલિક હેતુસાધકતાના ગુણોવાળા, બધા મળીને આ ચૌદ, લેખોમાંના પાંચને અભ્યાસીઓ સાનન્દ આવકારશેઃ યોગ્ય રીતે જ પહેલું સ્થાન પામેલા 'ગ્રન્થવિવેચનનું સાહિત્ય'માં વિવેચનાદર્શ વિચારપૂર્વક ચર્ચાયો છે; 'સ્મરણસંહિતા' વિશેનો ત્રીજો લેખ એ ચિરંજીવ કાવ્યગ્રન્થ પરનાં થોડાં જ સૂક્ષ્મ વિવેચનોમાંનું એક છે; એની પછીના બે મૂલ્યવાન સ્વાધ્યાયલેખોમાં કવિ ગોવર્ધનરામ તથા કલાપીના એક સાચા રસનનો પરિચય આપણને થાય છે; અને 'રંગતરંગના સ્રષ્ટા' પર વિવેકપુરઃસર, મર્મગામિતાથી, એ મનોરંજનમય પુસ્તકને શોભતી શૈલીમાં લખાયું છે. જાપાની કેળવણીપદ્ધતિ વિશેનું ૩૭ વર્ષ પરનું માહિતીભર્યું અવલોકનરૂપ લખાણ, લેખકના એવા ઉદ્દેશ વિના, આજે કરુણાજનક લાગે છે. પ્રા. દૂરકાળનાં બે પુસ્તકો પરની નોંધોમાં પણ સુવિવેચકની કોઈ ને કોઈ ખૂબી વર્તાઈ આવે છે.

**ચન્દ્રશંકરનાં કાવ્યો**: ચન્દ્રશંકર ન. પંડ્યા (૧૯૪૨: એન. એમ. ત્રિપાઠી ઍન્ડ કં. મુંબાઈ; રૂા. ૨॥).— ત્રૈમાસિક-વાચકોએ ગયા સપ્ટેમ્બરના જ અંકમાં 'કવિતામાં ચન્દ્રશંકર' (પ્રા. વિ. ર. ત્રિવેદી) એ આ પુસ્તકનો બીજો પ્રવેશક વાંચતાં જોયું હશે કે તેમાં મમતા તેમ તાટસ્થ્યપૂર્વક વિવેચાયલાં કાવ્યોમાંથી કેટલાંક, અત્ર થયાં છે તેમ, સ્થાયી સંગ્રહને પાત્ર છે. પહેલો પ્રવેશક પ્રાધ્યાપક કાન્તિલાલ છ. પંડ્યાએ લખી કવિના મિત્રમંડલ, વ્યક્તિમત્તા તથા કાવ્યગુણોનું સુભગ દર્શન યોગ્ય વિસ્તારથી કરાવ્યું છે. તેમણે કહ્યું છે તેમ, આ કાવ્યો (કાલનાં છતાં) આજનાં જ છે, કેમ કે "સરળ સચોટતા" તથા નિરાડંબર "સંસ્કારિતામાં માનવભાવનું માર્મિક આલેખન" એમાં છે; ઉપરાંત, કાવ્યોમાં વારંવાર આપણા જ "દિલની બે ચાર વાતો જાણે સામી આવતી" મળે છે—જે સિદ્ધિ થોડા જ અર્વાચીન કવિઓ સાધી શક્યા છે.

**કલાન્ત કવિ બાલાશંકરની કાવ્યકૃતિઓ**: બાલાશંકર ઉ. કંથારિયા (૧૯૪૨ : ગુજ. સા. સભા, અમદાવાદ; રૂા. ૨).—આવા પુસ્તકનું પ્રકાશન તો કાવ્યગાન તથા બાલણસદિનનો સમારંભ યોજીને કરવું ઘટેઃ એટલી સુન્દર એમાંની ઘણીખરી (કુલ ૧૦૦થી પણ વધુ) કાવ્યરચનાઓ છે, એવું શાસ્ત્રીય

અર્થદ્યોતનવાળું એનું સંપાદન રા. ઉમાશંકર જોષીએ, કાવ્યોપહારપ્રવેશક-ટિપ્પણ્યાદિસહ, માત્ર કાળજીથી નહિ–ઊંડા અનુરાગથી કર્યું છે. તેમણે કવિચરિત્ર લખવાનો જે મનોરથ જાહેર કર્યો છે તે સિદ્ધ થવા સાથે, આ સંગ્રહથી પુનરુદીયમાન કવિકીર્તિનો મધ્યાહ્ન તપશે એમાં શંકા નથી. માનાર્હ રીતે મસ્ત એવા કવિ બાલની "તૂટેલી વીણા સમારાઈ" હોવા બદલ પ્રકાશન-સંસ્થાએ વ્યક્ત કરેલો પરમ સંતોષ પણ સર્વથા સ્થાને છે.

**મધુકર** (મરાઠીમાંથી ભાષાન્તર): વિનોબા ભાવે (૧૯૪૧: નવજીવન કાર્યા. અમદાવાદ; રૂા. ૨).—આપણી ભાષાનો પણ કાયમી વારસો બનવાની ઊંચી યોગ્યતાવાળો સદ્ગ્રન્થ. વિવિધ જીવનઅંગો વિશેના એના પાંસઠ લેખોમાં જીવનવિધાયકતાનું જેટલું બળ ભર્યું છે તેટલું ગુજરાતી તો થોડા ગ્રન્થોમાં મળે તેમ છે. આચારપરાયણ સાધુજીવનનું આ સમૃદ્ધ ચિન્તન જેમ એક પક્ષે ઉમદા સરળતાવાળી શૈલીમાં તેમ બીજે પક્ષે રસિક દૃષ્ટાન્ત કે બંધબેસતા ટુચકા, ઉચિત અવતરણ, ક્વચિત્ મર્માળા કટાક્ષ ઇત્યાદિ જેવા સર્જનના સુગુણોએ મંડિત છે. આ તેની વિશેષતા, બધું લખાણ શાસ્ત્રીય વાઙ્મયનું હોવા છતાં, શુષ્કતાના રણમાં એને છોડી મૂકતી નથી એટલે તે એક વાર વાંચતાં તો આનન્દ મળે જ છે, પણ, ફરીફરીને પણ વાંચવાથી ગંભીરભાવી વાચક તેમાંથી હરવખતે નવું પ્રાણપ્રદ જીવનપાથેય પામી શકે તેમ છે.

**ગુજ. સા. સભાની કાર્યવહી**: ૧૯૪૧–૪૨; અમદાવાદ (રૂા. ૨).—એક પુસ્તકમાં બે પુસ્તક; એટલે હવેથી પહેલું, વર્ષવાઙ્મયની સમીક્ષાનું, જુદું છપાવાય તો ઉપયોગદૃષ્ટિએ સગવડ વધે. સવાસોથી પણ વધારે ઠીક-ઠીક મોટાં પાનાંની રાજ્યશ્રીઓ 'સુન્દરમ્' ત્ર. શુક્લ. ધ. ફરીરે લખેલી '૪૧ની અવસ્થ સજગ કર્તવ્યબુદ્ધિયુક્ત સમીક્ષામાંનો પ્રસ્તારગુણ નિભાવી લેવા લાયક એ રીતે છે કે સામયિકોમાંથી ઘણુંખરું ગ્રન્થપરીક્ષાવિષયમાં દળદરી (ને તે, એક કરતાં વિશેષ અર્થમાં) બન્યાં છે તેવે વખતે પ્રત્યેક અગત્યનું પ્રકાશન આ સમીક્ષામાં અનુ- કે પ્રતિ-કૂળ પણ યથાયોગ્ય વિચારણા પામે છે એ સમીક્ષકો ને સંસ્થા, ઉભયનું વિવેચનપ્રેમીઓ પરનું ઋણ મોટું છે. પિંગલશાસ્ત્રચર્ચાપ્રેમીઓ બીજા વિભાગમાંના પ્રા. પાઠકના, (અહીં અનુક્રમણીમાં પ્રોફેસરપદ પામી જતા) રા. ચુનીલાલ વર્ધમાનના તથા પં. કે. કા. શાસ્ત્રીના ત્રિવિધ પિંગલવિમર્શથી ઘણું આનન્દશે. બર્ગસોં પરનું અંગ્રેજી વ્યાખ્યાન (ડૉ. સુમન્તરે), ગુજ. સંસ્કૃત નાટકો (રા. માંકડના), પ્રેમાનંદીય

વલ્લભ (પ્રા. નવલરામ). તથા, રા. જ્યોતીન્દ્ર દવેને ખાતે મુવ્યય તરીકે ઉધારાતો ૪૦ પાનાંનો આખો ત્રીજો વિભાગઃ આમાંના કોઈમાં જ્ઞાનની, કોઈમાં માહિતીના, તો કોઈ કોઈમાં વિચાર ને હાસ્યના રસોની જે સ્વાદોત્તેજક વાનીઓ પીરસાઈ છે તે સર્વ સાચા અભ્યાસરસિકોની રુચિને પોષે-સંતોષે તેવી સત્કારપાત્ર છે.

દીવડિયા : 'પ્ર.' (૧૯૪૨ : શંકરલાલ ના. દવે, નવસારી; રૂ. ૧।।૦).– આ કાવ્યસંગ્રહ વિચારતાં ગ્લાનિ થાય તેવું છે, કેમ કે એના પ્રકાશન પછી થોડે જ વખતે નીપજેલું કવિનું અકાળ મૃત્યુ પ્રત્યેક રચનાને ઘેરા શોકરંગે રંગે છે. એમાંની કેટલીક ગેય (તેમને 'ધરતી જાયા......ભજનિક કવિ' કહેવરાવે તેવી ગુણાંકિત) તથા બીજી થોડી રચનાઓ એમના સ્વકીય દર્શન અને સરળ અભિવ્યક્તિની સાક્ષી પૂરે છે. 'દશાવતાર' અમુક દૃષ્ટિએ સંગ્રહનું સૌથી સારું કાવ્ય છે. 'અપવાગી મહાત્માને' જુદી દૃષ્ટિએ સરસ છે. સમકાલીન કવિતાની, અમુક અંશે ખરી, દુર્બોધતા વિનાનાં આ કાવ્યો અને સુપદોમાંનાં જે ગેય છે ('વીસનીસ વર્ષે.' એમાંની બીજી 'પ્રાર્થના' વગેરે કેટલાંક), તે "આમજનતાને કંઠે પણ વસી જાય તેમ છે."

## સહયોગીઓ

રશ્મિના (સં. એવિ. કૉલેજ; ગુજ. મંડળ) નવમા વાર્ષિકમાં સૌથી વિશેષ ધ્યાન 'કુત્સિતદર્શનમ્' એ બીભત્સવિષયક સંસ્કૃત-ગુજરાતી પ્રયોગ, 'સુન્દરગિરિના સાધુજનની જીવનભાવના' (પ્રા. ઝાલા) તથા કાવ્ય 'ધરતીને ખોળે' ('બાદરાયણ') ખેંચે છે. કે ને કૈં ચમત્કૃતિ કે તાજગીવાળા વિદ્યાર્થીઓની રચનાઓમાંથી, 'ધૂમકેતુ' તથા 'વસુધા'કાર વિશેનો વિવેચન અધિક મર્મદર્શી ને અભ્યાસવાળાં છે. પારસી વિદ્યાર્થીઓના લખાણની શુદ્ધતા પણ ખાસ નોંધપાત્ર છે.

આયુર્વેદ જગત (મંત્રી વૈ. પ્રતાપકુમાર પોપટભાઈ) આ નવું પાક્ષિક એના વિષયના શાસ્ત્રીય પાસાને જો સારી રીતે સાચવે છે તો તેના 'રાજકારણ' (એટલે સંઘટના, સદર્થે પ્રચારકતા વગેરે) વડે તો સવિશેષ રસીલું બને છે. વિષયના પત્રકારત્વનો પણ સરસ આદર્શ રજૂ કરે છે. આવા શુભારંભ માટે અભિનંદન આપી દીર્ઘાયુ માટે પ્રાર્થના જ કરવાની હોય; એ કરીએ છીએ.

પ્રકૃતિ: ગયે વર્ષે (માર્ચ'૪૨ના અંકમાં) અવલોકાયેલા આ રસિક શાસ્ત્રીય ત્રૈમાસિકે પોષ'૯૯ના અંકથી આદરેલા બીજા વર્ષના પહેલા અંકમાં આપણા તરુણ પ્રશ્નતત્ત્વવિદ રા. અમૃતલાલ વ. પંડ્યાનો પ્રાંતિજની ખોખ નદી વિશેનો લેખ સૌથી વધુ જગ્યા લેવા સાથે સૌથી મોટું આકર્ષણ પણ બને છે. આપણાં બગલાં ને સાપ, કચ્છનો ધરતીકંપ, અડંગ વનસ્પતિશાસ્ત્રી હૂકર—આ વિષયો પણ દરેક શિક્ષિતને વાંચવા ગમે તેવા છે. વિશિષ્ટ વિષયના સામયિકનું પત્રકારત્વ કેવું હોય તેના જૂજ ગુજરાતી નમૂનાઓમાંનું એક આ પત્ર છે એમ તેના પાંચે અંકોએ બનાવી આપ્યું છે. પ્રકૃતિમંડળની પ્રવૃત્તિના વૃત્તાન્તો પણ પાકી આશા આપે છે કે જતે દહાડે આ સંમાન્ય કાર્યકરો અધિકાધિક ઝળકવાના જ છે.

ક્રેસંટ: સુરતના મુસ્લિમ વિદ્યાર્થીમંડળના આ વાર્ષિક પત્રના ૧૯૪૨ના અંકના ગુજ. વિભાગમાંનાં ઉત્સાહભર્યાં લખાણોમાંથી મેસર્સ કોકિલ, દરગાહવાલા ને દાદાભાઈએ ગુજરાત, ઇકબાલ તથા ઉર્દૂ પત્રો વિશે જે જાણવાજોગ આપ્યું છે તે ખાસ ઉલ્લેખપાત્ર છે. અન્ય સામયિકોમાં પણ દેખા દેતા તેના જુવાન તંત્રી રા. કૈયુલ્લાબાઈના સાહિત્યપ્રેમ તથા ઉમંગના આ સુફલમાં શોભે તેવી ભાષાશુદ્ધિ ઘણાંખરાં લખાણમાં છે એ જોઈને

આનન્દ થાય છે.

**અભિરુચિ** (મરાઠી) : ફેબ્રુઆરીથી નીકળેલા, અન્ય પત્રોમાંથી મુખ્યત્વે સંચયરૂપ આ નાના સરખા માસિક પત્રમાં જે નવીનતા, તરવરાટ ને સેવાભાવ છે તે એને ચિરંજીવ કરવામાં સાહાય્ય આપશે જ એવી આશા રાખીએ છીએ.

**થિઓસૉફિકલ મુવમેન્ટ**: નામથી વિષય સૂચવતી આ યુનાઇટેડ લૉજની (મુંબાઈ) પત્રિકાના ગયા ડિસેંબરથી માંડી ચાર અંકો સુધી એક અમેરિકન થિઓસૉફિસ્ટના શેક્સપીઅર પરના ચાર લેખો એ વિષય પરના વિવેચનમાં ગૂઢવિદ્યાનુસારી મનોવ્યાપારશાસ્ત્રની દૃષ્ટિએ જે અભિનવ પ્રસ્થાન કરે છે તે સાહિત્યપ્રેમીઓએ અવશ્ય વાચનપાત્ર છે.

### મહારાષ્ટ્રમાં તત્ત્વવિચાર (કેસરી: ૯–૨–૪૩)

એ વિચાર વાદવિવેચનમાલાનાં આ ૧૩ સાધકબાધક ચર્ચાયુક્ત પુસ્તકોમાં થયો છે: ઈશ્વરવાદ, જડવાદ (અનીશ્વરવાદ); લોકશાહી, સામ્રાજ્યશાહી; રાષ્ટ્રવાદ, વિશ્વકુટુમ્બવાદ ('કૉમ્યુનિઝમ'); ફેસિઝમ (સંઘટિત ભંડોળ-શાહી કે ધનવાદ કે પૂંજીવાદ કે મૂડીવાદ); સુલભ સમાજવાદ; ભૌતિકવાદ; ગાંધીવાદ; અરાજ્યવાદ (ક્રૉપૉટકિનપ્રણીત 'ઍનાર્કિઝમ'); હિંદુત્વવાદ; અને માર્ક્સકૃત 'કૅપિટલ' નો, ૮૭૫ પાનાંનો સારગ્રન્થ. પરસ્પરવિરોધી જેવા આમાંના કેટલાક વાદ છે પણ પુસ્તકોમાંની ચર્ચા અધિકારી વિચારકોએ એવી રીતે કરી છે કે પ્રત્યેક વાદગ્રસ્ત પ્રશ્નની મૂળ ભૂમિકા સમજી લેવાનું સુલભ સાધન જિજ્ઞાસુ વાંચનારને મળે અને તે પોતે પરીક્ષકબુદ્ધિપૂર્વક પોતાનો નિર્ણય કરી શકે. કેસરીકાર જ. સ. કરંદીકરે હિન્દુત્વ વિશે લખેલા પુસ્તકમાં હિંદુધર્મને જ માનવધર્મ તરીકે એટલા માટે ઓળખાવ્યો છે કે એનું તત્ત્વ આ પ્રકારની આજ્ઞા પર નિર્ભર છે: "બીજાને સુખી કરીને તેના સુખે તું સુખી થા; બીજાને નિર્ભય કરીને તું પોતે નિર્ભય થા; બીજાની કીર્તિ વધારીને તું પોતે કીર્તિમાન થા."

**અવસાનનોંધ–પૂર્તિ** : સુધીર તેટલા જ સાહસિક પ્રેસમાલિક ને પત્રકાર, ભાવનગરના આનન્દ પ્રેસના સ્થાપક, 'જૈન'ના તંત્રી તથા આ પત્રની તેમ જ અમારી પ્રત્યે ઊંડી મમતા ધરાવતા રા. દેવચંદભાઈના ગયા ડિસેંબરમાં નીપજેલા દુઃખદ અવસાનની નોંધ ઘણા ખેદ સહિત લઈએ છીએ.—**વિ. ક. વૈ.**

# ધ્વનિ

## નહિ મરવાનાં કારણો

મુખ્યત્વે સ્થૂલ એવી આર્થિક દૃષ્ટિએ જ જોઈએ તો, હમણાં જે દેશકાળ આપણી સૌની પર દબાણ ચલાવે છે તેને વશ થઈને, ગયા ( એટલે સાતમા વર્ષના છેલ્લા ) અંકથી 'માનસી' એ દુઃખપૂર્વક પ્રાણત્યાગ કરી દેવાની પૂરી જરૂર હતી; પરન્તુ, વિશ્વપ્રકૃતિમાંના ( તેથી મનુષ્યપ્રકૃતિમાંના ) તમોગુણની સત્તાનું જોગ તેને એમ, મુકાબલે સહેલાઈથી, થવા દેવા જેટલો ખરાબ વખત ( આર્થિક દૃષ્ટિએ આવી ચૂકયો હોવા છતાં હજી નૈતિક દૃષ્ટિએ ) આવ્યો નથી એમ અમને વારંવાર લાગતું હોવાથી આ અંકથી આઠમુ વર્ષ હરિનું નામ લઈને આરંભીએ છીએ.

એ નૈતિક દૃષ્ટિ ટૂંકામાં આટલું કહીને રજૂ કરી શકાય કે વાઙ્મય દ્વારા સંસ્કારના પોષણ અને સંવર્ધનના પ્રત્યેક પ્રયાસને ટકાવી રાખવાની જરૂર આ દિવસોમાં–ને તે, વાઙ્મયવિમુખ જેવા ગુજરાતમાં તો સૌથી વિશેષ–એટલા માટે છે કે આપણે સૌ જે ખાનપાન હવે મુશ્કેલી વચ્ચે પણ પામીએ તો છીએ જ તેમાં આપણું સમગ્ર જીવન–એટલે સૂક્ષ્મ જીવન પણ–પરિસમાપ્ત થતું માની લઈએ તો માણસ નામને જ અપાત્ર થઈ જવાના. એવું અધઃપતન અટકાવવા સંસ્કારપ્રગતિના મોટા પ્રયાસોની જો ભારે જરૂર છે તો આવા નાના છતાં નિષ્ઠાળુ પ્રયાસ પણ નકામા તો નથી. બીજું, ભવિષ્યમાં ચાલુ રાખવાની આપણા સંસ્કાર અને સાહિત્યની પરંપરાનું શું ? માત્ર આ કક્ષાનાં સામયિકોનો જ ઉલ્લેખ કરીએ તો ગઈ વીસીમાં એક પછી એક, 'સમાલોચક' ગયું ને 'વસન્ત' ગયું, 'કૌમુદી' ગયું, 'માધુરી' ગયું, ટકવા લાયક 'પૂર્ણિમા' 'કુસુમ' તથા 'સુવાસ' પણ લાંબું ન જ ટક્યાં. આ પ્રકારની ખોટ અને તેનાથી થતી મોટી હાનિ વહેવારુ ગુજરાતીઓનો સવાઈ વહેવારુ શિષ્ટ વર્ગ જોઈ શકતો નથી એ તો ખરી રીતે પ્રાન્તની પ્રજાસમસ્તનું મોટું દુર્ભાગ્ય છે,

કેમ કે ઇતર વર્ગો પણ કે હાલની જેમ હમેશના અશિક્ષિત કે અલ્પશિક્ષિત કે અર્ધદગ્ધ રહેવાના નથી—ન રહે તેવા યત્નો તો આપણે કરવાના જ છે; અને, એ યત્નો સફળ થશે તેમ તેમ, પથ્ય વાચન પુસ્તકો તેમ સામયિકોને રૂપે આપણે એને આપતા રહેવાનું જ છે. ત્રીજું, જે થોડાં સામયિકો જીવતાં છે તેમાંનાં કેટલાં આજે 'માનસી'ના વિશિષ્ટ ધ્યેયાનુસાર થતા કાર્યને એ કે એવા રૂપે કરવા માંડવા ને વિકસાવવાની જવાબદારી લેવા તૈયાર છે?—એક પણ નહિ. અમારા અંકોની વિશિષ્ટતા અમારે જ ગાઈ બતાવવાની હોય ખરી? તમે એમાંનાં અમુક અમુક પાનાંને કોઈક ને કોઈક દૃષ્ટિએ દોષયુક્ત ઠરાવી ઘો, ત્યાર પછી પણ એમાં શું એવું લખાણ નથી રહેતું જેમાંનું કેટલુંક આજે તેમ કેટલુંક ભવિષ્યમાં પણ, આજના આપણા ઉત્તમમાંના કેટલાક સર્જક–ચિન્તકોએ લખેલું, ગુજરાતી ભાષા બોલનાર ને ભણનાર ને લખનારને ઉપયોગી નીવડવાનું જ છે? અને જે, 'માનસી' ન હોય તો કદી લખાવા છપાવાનું જ નહોતું? એવી ઉપયોગિતા પ્રત્યેક જવાબદાર વાચકે સ્વીકારવી પડે તેમ છે, તો પછી, આપણે સૌએ જ—ત્રૈમાસિકનો કેટલોક ભાગ જેમને અગમ્ય રહેતો હોય તેવા ધનવાન પણ નાગરિકધર્મના સમજનાર, ગુજરાતીને સ્વભાષા તરીકે તો જેમણે માન્ય રાખવી ને વાપરવી પડે છે તેવા, બીજી રીતે સંસ્કારી, શ્રીમન્તોએ સુદ્ધાં–સૌએ જ, 'માનસી' જેવા પ્રયાસનું આર્થિક હિત પણ સાધવાની વાત કરવાની હોય કે એને ગળે ટૂંપો દેવાની?

આમ સંસ્કારિતા, પરંપરા તથા વિશિષ્ટતાની દૃષ્ટિએ જે જે વાઙ્મય-સેવા આપણે ત્યાં થતી હોય તે સર્વને–તેથી, ભલે એક વ્યક્તિ દ્વારા પણ આખા ય શિષ્ટ વર્ગ માટેના જ કાર્ય તરીકે થતી આ સેવાને પણ–હમણાંની જેમ પારકી નહિ પણ પોતાની પ્રવૃત્તિ માનીને પ્રત્યેક સંસ્કારી ગુજરાતીએ–ગ્રાહક થઈને જાહેરાત આપીને કે અન્ય રીતે વિશેષ મદદ મોકલીને–પોષવી જોઈએ. તેમણે સમજવું જોઈએ કે 'માનસી' જેવું પત્ર સ્વેચ્છાથી અપાયલાં માત્ર લવાજમો–જાહેરાતોની આવકમાંથી ખર્ચ કાઢે એ આ જમાનામાં બનવાનું નથી; તેમ જ આ પણ સમજી લેવું જોઈએ કે ખોટનો ભાર હવે તંત્રીની (બંને અર્થોમાં) એવડ વળતી જતી કમ્મર ખમી શકે તેમ નથી એટલે તેને એ સ્થિતિમાં રાખ્યા કરવામાં, માસિક રૂ. ૧૫૦–૨૦૦ કે અધિકની આવકવાળા આ પ્રાન્તના પ્રાધ્યાપકો ને હેડમાસ્તરો, વકીલો, ડોક્ટરો, ઇજનેરો, સરકારી અમલદારો, દરબારી

રાજસેવકો, વેપારઉદ્યોગમાં ગએલા જુવાન ને પ્રૌઢ ગ્રૅન્યુએટો—આ આપણા આખા સંસ્કારી વર્ગની શોભા નથી પણ મોટી શરમ છે. વળી, એ વર્ગમાં સારી સંખ્યા એવાની છે જેમને આ લડાઈએ લાખો કે હજારો રૂપિયા કમાવી આપ્યા છે; એ મુંબાઈના, સૂરતના, વડોદરાના, અમદાવાદના, કાઠિયાવાડી શહેરોના સંપત્તિમાનોને વિનવી–વિનવીને અમારા તે તે શહેરોના શુભેચ્છકો પણ ધારે તો ચાલુ તેમ જ આવતાં અમુક વર્ષોની ખોટના પાંચહજાર રૂપિયા તો કશા યે વધુપડતા પરિશ્રમ વિના મેળવી આપી શકે. આપનાર અને અપાવનારના એ ઉભય વર્ગોમાં જાગૃતિ આવે છે કે નહિ તેની રાહ જોતાં જોતાં, જરૂર પડશે તો ફરી પાછું ઋણયુક્ત થઈને પણ 'માનસી'ની તૈયારી તો, દેશની બગડેલ સ્થિતિ છેક બગડી જશે નહિ તો, જીવવાની જ છે—મરવાની નહિ.

(૨૮-૩-૧૯૪૩) વિ. ક. વૈ.

## દર્શનકાર કહી શકાય ?

"પરંતુ આ છતાં, આ વિવિધ અને સંગીન સેવા છતાં આનંદશંકરને દર્શનકાર, તત્ત્વવિચાર, નીતિવિચાર કે ધર્મવિચારમાં અશેષ નિરૂપણ કરનાર ફિલસૂફ કહી શકાય? મારો અધીન મત છે, ના. એ ગુજરાતની કમનસીબી છે; એ આનંદશંકરના જીવનનો કરુણ અંશ છે. મદ્રાસની ફિલોસોફિકલ કોન્ગ્રેસ વખતે સ્વતંત્ર નવીન પ્રસ્થાન કરતા તત્ત્વજ્ઞાનીની ઝાંખી થાય છે, પણ ક્ષણિક જ." (પ્રા. વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી)[૨]

આશરે સવા વર્ષ પરના આ અભિપ્રાયના જાણે ઉત્તરરૂપ હોય તેમ હમણાં થોડાં અઠવાડિયાં પર જ પ્રસિદ્ધ થયેલી 'આપણો ધર્મ'ની શ્રીજી આવૃત્તિના ઉપોદ્ઘાતને અન્તે પ્રા. રામનારાયણ વિ. પાઠક, સ્વ. આચાર્યશ્રીને કે વેદાન્તની નવી શાખા સ્થાપવી નહોતી, શાંકર વેદાન્તને શુદ્ધ ને અર્વાચીન સ્વરૂપ આપવું હતું, એ રીતે એ વેદાન્તને તેમણે પાશ્ચાત્ય ફિલસૂફી તથા ભૌતિકશાસ્ત્રના ('સાયન્સ'ના) વિચારો સાથે સંગત કરી બતાવ્યું છે ઇત્યાદિ ખુલાસો કર્યા પછી કહે છે:

"તેમના સમગ્ર કાર્યને ટૂંકામાં ટૂંકી રીતે વર્ણવવું હોય તો તે શાંકર વેદાન્તનો

---

૧. એ હમણાં સુધી આપણને દુર્લભ હતું પણ શ્રીજી આવૃત્તિમાં છપાયું હોઈ હવે સુલભ બન્યું છે.

૨. બુદ્ધિપ્રકાશમાંની (વ. ૮૯, અં. ૧; જાન્યુ. માર્ચ '૪૨) પત્રિકા 'આચાર્ય આનન્દશંકરનું ધર્મચિન્તન'નું પૃ. ૧૭મું.

પરિષ્કાર અને પરિપૂર્તિ એમ કહી શકાય. નવું દર્શન સ્થાપે તેને જ જે ફિલસૂફ કહેવો હોય તો તે ફિલસૂફ નહોતા, પણ સાથે સાથે સ્મરણમાં રાખવું જોઈએ કે એમના જેવા વેદાન્તના નિષ્ણાત પશ્ચિમમાં તો કોઈ નહોતા, પણ આપણે ત્યાં હિન્દમાં પણ નહોતા."

પછી ઉપોદ્‌ઘાતકારે એવા ભાવાર્થનું ઉમેર્યું છે કે ફિલસૂફી એ ખરી રીતે અમુક મતતન્ત્ર નથી પણ અમુક જીવનદૃષ્ટિ છે અને આચાર્યશ્રીની તેવી દૃષ્ટિ "બૃહદ્ દાર્શનિક અને મૂલપર્યન્તગામી હતી."

સ્વ. આનન્દશંકરને વિશિષ્ટ અર્થમાં દર્શનકાર કહેવાય કે નહિ એ ચર્ચાસ્પદ વિષય વિશેના આપણા બે અધિકારી વિચારકોના આ અભિપ્રાયો જેટલા પરસ્પરવિરોધી પહેલી નજરે લાગે છે તેટલા હકીકતે નથી; કારણ, પ્રા. પાઠક એમની જે બૃહદાદિ ગુણવતી દૃષ્ટિ પ્રત્યે વાંચનારનું લક્ષ ખેંચે છે તેનો પ્રા. ત્રિવેદી રૂપાન્તરે પણ સ્પષ્ટ સ્વીકાર કરે છે એ નીચેના અવતરણમાંના ઉત્તરાર્ધથી સ્પષ્ટ થાય છે—જેમ, એનો પૂર્વાર્ધ તેમની પ્રકૃત વિષય અંગેની આખી ટીકાને પણ સમાવી લે છે:

"આચાર્ય આનંદશંકરે **સર્વાંગી આન્વીક્ષિકી** [ અધ્યાત્મવિદ્યા ] આપી નથી, પણ સર્વ વિષયને સ્પર્શની નવી દૃષ્ટિ આપી છે." ( વ્યાખ્યાનપૃષ્ઠ ૧૭મુ; બે શબ્દને ઘટ્ટ અમે છાપ્યા છે, મૂળમાં એમ નથી. )

આમ આચાર્યશ્રીના દૃષ્ટિવૈશિષ્ટ્ય વિશે તો, તત્ત્વતઃ, બંને વિદ્વાનોનું ઐકમત્ય છે;[1] એટલે પ્રશ્ન એ જ રહ્યો. કે એમનામાં દર્શનવૈશિષ્ટ્ય હતું કે નહિ. આ પણ અમુક રીતનું હતું એમ પ્રા. ત્રિવેદીએ આ જ પ્રશ્નનો સ્પર્શ વ્યાખ્યાનના એક આગલા ભાગમાં ( પૃ. ૭ ) કરતાં સ્વીકાર્યું છે કે

"[ મદ્રાસવાળા ] બાપણમાં સ્વતંત્ર ફિલસૂફની ઢબથી વેદાન્તમાં નવું પ્રસ્થાન કરતા હોય તેમ આધુનિક યુરોપી આન્વીક્ષિકીનું વિવેચન કરે છે. મને લાગે છે કે એમના એ તૃતીય જન્મનો પુરુષાર્થ એમના **આત્મામાં સિદ્ધ થયો હશે** પણ વાઙ્‌મયમાં સિદ્ધ ના થયો એ ગુજરાતનું ક્રૈનભાગ્ય છે." ( અહીં પણ ચારે શબ્દનું ઘટ્ટીકરણ અમારું છે. )

તાત્પર્ય કે જે ઘટના આન્તરજીવનગત હશે તે વાઙ્‌મયગત થઈ શકી નહિ; જો થઈ હોત તો તેમણે "પરદેશી ફિલસૂફીના પદાર્થોને આપણને

---

૧. તેમ જ, એમના વેદાન્તવિષયક અસાધારણ નિષ્ણાતપણા વિશેનું પ્રા પાઠકનું વિધાન પ્રા. ત્રિવેદીને માન્ય હશે જ એમ સમજવામાં પણ વાંધો નથી.

પરિચિત પરિભાષા, રૂપક આદિ દ્વારા " (પ્રા. ત્રિવેદી, પૃ. ૧૭) સમજાવવાનો જે રેખાત્મક પ્રયાસ પરિમિત ક્ષેત્રમાં મદ્રાસના અંગ્રેજી વ્યાખ્યાનમાં કર્યો, તેની રીતે પણ અખંડ ચિત્રદર્શન કરાવીને ગુજરાતીમાં વિસ્તૃત નિબન્ધોમાં કર્યો હોત; અને એ નિબન્ધો પણ સંગ્રહાતાં, હીરામૂલનો છે તે 'આપણો ધર્મ' રેડિયમ-મૂલનો સહેજે બન્યો હોત. આવો વિશાલક્ષેત્ર મહાપ્રયત્ન તેમને હાથે થવાનો પ્રસંગ આવ્યો હોત તો, હિંદ અને ગુજરાત સાંપ્રતકાલમાં તો જેની કદરશનાશી છત્ર જેવા પ્રમાણમાં ન કરી શક્યું હોત તેવું અભિનવ ને જીવનવ્યાપી વેદાન્તદર્શન જગતને ગુજરાતના એ ચિન્તકવર કરાવી શક્યા હોત—એવી તેમની સમન્વયશીલ પ્રતિભા હતી, એટલું ઊંડું અને આત્મસાત્ કરેલું તેમનું પાશ્ચાત્ય તત્ત્વદર્શનો તથા ભૌતિકશાસ્ત્રોનું અદ્યયાવત્ જ્ઞાન હતું. એવું કર્તવ્ય બજાવનાર વાઙ્મયવીર, આપણે સમજવું જોઈએ કે, "વેદાન્તની કોઈ નવી શાખા" સ્થાપનાર ગણાવાનો મહત્ત્વાકાંક્ષી (આ શબ્દના પ્રાકૃતભાવી અર્થમાં) નહિ પણ પોતે સ્વાભાવિકપણે સર કરેલા તત્ત્વેમય ચિન્તનપ્રદેશોને લોકસંગ્રહાર્થ ખુલ્લા અને સુગમ કરી આપનાર હોય છે. એવી શક્તિઓ અને એટલી જ્ઞાનસમૃદ્ધિ આ. આનન્દશંકરમાં હતી તો પણ કોઈ કારણે એવું નવ-પ્રસ્થાન તેમને હાથે થઈ શક્યું નહિ એ જ ગુજરાતની કમનસીબી, એ જ તેનું હીનભાગ્ય.

વિ. ક. વૈ.

## અભીષ્ટચિન્તન

**દી. બ. કૃષ્ણલાલ મો. ઝવેરી**

આજની ઊગતી પેઢીને તો મુખ્યત્વે ગુજરાતી સાહિત્યના જૂનાનવા માર્ગસૂચક સ્તંભોના માનનીય દર્શાવનાર તરીકે એ વિષયનાં બે પુસ્તકોથી જાણીતા પણ ખરી રીતે અંગ્રેજી તથા ગુજરાતી બંનેનાં મળીને ત્રીશેક નાનાંમોટાં પુસ્તકોના લેખક, તેમ જ, ગોવર્ધનરામ તથા એમના યુગના અંકોડારૂપ માત્ર બે વિદ્યમાન વયોવૃદ્ધ સાહિત્યસેવકોમાંના એક, દીવાનબહાદુર કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીને આ વર્ષે છપ્પનમું વર્ષ (જન્મતારીખ ૩૦-૧૨-૧૮૬૮ હોઈ) ચાલે છે તે નિમિત્તે એમની પોણી શતાબ્દી[1] ઊજવવાનું અને એ

1. આ પદ 'પોણી શતાબ્દી' પ્રથમ દૃષ્ટિએ વિચિત્ર લાગશે; પણ, સ્વ. આ. આનન્દશંકર એના પહેલા યોજનાર છે અને તેમણે એના ખુલાસામાં 'પાદોન શતાબ્દી-પંચોતેર વર્ષની વર્ષગ્રન્થિ-' એમ પણ ક્રમેલું છે (સાહિત્યવિચાર, પૃ. ૪૪૧-૪૨) એ હકીકત ધ્યાનમાં આવતાં વિચિત્ર લાગશે નહિ એમ માનીએ છીએ.

પ્રસંગની યાદમાં ભંડોળ કરી એ દ્વારા સાહિત્યવિકાસના કાર્યને ઉત્તેજવાનું આદરણીય પગલું સમસ્ત શિષ્ટ ગુજરાતની વતી સાહિત્યસંસદ ભરે છે, ઉત્સવસમારંભની તારીખ એપ્રિલની ૧૧મી જાહેર પણ થઈ છે, એ હકીકતોની નોંધ લેતાં અમને આનન્દ થાય છે. વળી ૧૯૨૪માં ‘ કૌમુદી ’ શરૂ થયું ત્યારથી માંડીને આજની ઘડી સુધી તેમણે આ લખનારની સાહિત્ય-પ્રવૃત્તિને વાત્સલ્યથી પિછાની, પોષી તથા પોષાવી છે, તેથી તો આ શુભ પ્રસંગે માનપૂર્વક એમનું અભીષ્ટચિન્તન કરતાં અમને અધિક આનન્દ થાય છે. ગયા ચારપાંચ દસકાના આપણા—વિશેષે કરી ગુજરાતી મુંબાઈના—સંસ્કાર-જીવનનાં વિવિધ પાસાં સંભાળવામાં સંવર્ધવામાં, અને સ્થિર રાખવામાં આ મિતભાષી ને સમતોલચિત્ત, સ્વભાવે વ્યવહારપ્રિય છતાં અધીરા ભાવનાપ્રિયોને સમજવે સમર્થ વિદ્વાને જે ભાગ—ને તે ઘણી વાર તો પ્રકટ નહિ તેટલો પ્રચ્છન્ન રૂપે—ભર્યો છે તે જાણનાર સૌ કોઈ આ પ્રસંગનું ઔચિત્ય સ્વીકારી તેમાં હૃદયપૂર્વક સાથ આપશે જ એવી અમારી ખાતરી છે.

દી. બ. કૃષ્ણલાલભાઈનાં બે મુખ્ય પુસ્તકોનો ઉલ્લેખ તો ઉપર આવી ગયો. એ ગુજરાતીમાં ઉતારાયાં ત્યાર પહેલાં પણ, અસલ રૂપે, આપણા સળંગ સાહિત્યેતિહાસનાં અનન્ય પ્રકાશનો લાંબા વખત સુધી હતાં અને હજી પણ—ખાસ કરી ‘ માઇલસ્ટોન્સ ’ની બીજી આવૃત્તિ (અંગ્રેજીમાં)—વિષયને લગતી પ્રમાણભૂત હકીકતોના સંક્ષિપ્ત ને વપરાશ-સુલભ સંગ્રહ તરીકે તેમ જ સુરશ્ય વિવેચનના કીમતી નમૂના તરીકે અજોડ છે. આ સિવાય ‘ કૃષ્ણચરિત્ર ’ (બંકિમકૃત) તથા ‘ મિરાતે અહમદી ’ (ફારસીમાંથી) એ ભાષાન્તરો દ્વારા તેમણે બુદ્ધિલક્ષી ધર્મજ્ઞાન તથા ગુજરાતના ઇતિહાસ અંગે પણ યાદગાર સેવા કરી છે. પુસ્તિકા ‘ દયારામ અને હાફિઝ ’ પણ અભ્યાસફલ અને અભ્યાસપાત્ર નાનું શું રસવિવેચન છે.[1]

પોતે પોતાના જમાનાને અનુસરીને સાહિત્યકાર્યનું માધ્યમ કેટલેક અંશે અંગ્રેજીને જ રાખ્યું તેનો લાભ ગુજરાતને એ થયો છે કે જેમ ‘ માઇલ-સ્ટોન્સ ’ દ્વારા આપણા મધ્યકાલીન ને અર્વાચીન તેમ ‘ મોડર્ન રીવ્યુ ’ દ્વારા સમકાલીન સાહિત્યની ઓળખવિધાન તેમણે એ વિષયમાં રસ લેનાર પ્રાંતર-પ્રાન્તીયોને ધૈર્યપૂર્વક, સાડાત્રણ દસકાથી ય અધિક સમય સુધી કરાવી છે

૧. દયાનન્દ, મોહસિની વગેરે વિષેનાં પુસ્તકો અહીં હાથમાં નથી એટલે તેને યાદ કરીને જ વિરમવું પડે છે.

ને કરાવે છે. આ પ્રસંગે વિશેષ સંતોષની વાત એ છે કે હવે તો એ લખાણો (આ અંકમાં અન્યત્ર નોંધાયા મુજબ) ગ્રન્થાકારે પણ હમેશ માટે સચવાઈ ને અભ્યાસીઓને સુગમ થયાં છે.

વિદ્યાર્થી-અવસ્થામાં પોતે દસકો (૧૮૭૮-૧૮૮૮) ભાવનગરમાં વડીલ-બન્ધુ (એ રાજ્યમાં એજ્યુકેશનલ ઇન્સપેક્ટર) સ્વ. મોતીલાલ મો. ઝવેરી પાસે ગાળ્યો હતો. ગગાભાઈસાહેબનું એ ભાવનગર કોઈ ઔર ચીજ હતું. એ ગાળામાં તળ ગુજરાતના સમર્થ સંસ્કારી સજ્જનો વિદ્યારામભાઈ ને કનૈયાલાલ ધ્રુવ, ગોવર્ધનરામ, મણિલાલ ત્રિવેદી, ફરદુનજી દસ્તુર, ડોક્ટરો બરજોરજી ને શિવનાથ વગેરે પણ ત્યાં હતા; પછી, ૧૮૯૩થી પાંચ છ વર્ષ તો પોતે ગોવર્ધનરામના કનિષ્ઠ ('જુનિયર') વ્યવસાયબન્ધુ જ હતા; અને ત્યાર પછી ઉચ્ચતર પદવીએ ચઢતાં જેમ વ્યવસાયપક્ષે હાઈકોર્ટ જજની તેમ વાઙ્મયપક્ષે કોન્ફર્સ સભા ને સાહિત્યપરિષદની પ્રમુખપદવી-જેમ, યુનિવર્સિટીમાં પણ ગુજરાતીના અગ્ર પ્રતિનિધિ તરીકે મહત્ત્વભર્યું સ્થાન-ઈશ્વરકૃપાથી પામ્યા. આવી વિવિધ અને વિશિષ્ટ અનુકૂળતાવાળી કારકિર્દી, વાચક અમારી સાથે સંમત થશે કે, એક ઊંચી કોટિના સંસ્મરણગ્રન્થ માટે પૂરતી બલકે અણમૂલ સામગ્રીથી ભરપૂર જ હોય. ગુજરાત એ પામશે? એમના છૂટક લેખોમાંથી પણ-ગોવર્ધનરામ વિશેના (સ્મારક-અંકોમાંના) ચાર[1] તથા જુદા જુદા વિષયો પરના અન્ય-કેટલાક તો ખરેખર લાંબા વખત સુધી ઉપયોગી થશે તેવા હોઈ, એ ગ્રન્થ તેમ જ 'ક્લાર્ક માઈલસ્ટોન્સ'ની અદ્યતન આવૃત્તિ પણ ગુજરાત ટૂંક મુદતમાં કાં ન પામે?

આજને દહાડે સમસ્ત સંસ્કારી ગુજરાતની સાથે અમારી પણ પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે કે સુકર્તવ્યપૂર્ણ પ્રવૃત્તિપરાયણતામાં જ જીવનસાફલ્ય માનતા આ સમર્થ અને અથાક ગુજરાત સેવક ગ્રન્થ તેમ આ સેવાઓ કરવા પણ સંપૂર્ણ આરોગ્યપૂર્વક દીર્ઘ આયુષ્ય ભોગવો.

વિ. ક. વૈ.

**પ્રા. વામન મ. જોશી**

મહારાષ્ટ્રના સુવિખ્યાત સાહિત્યકાર અને વિવેચક શ્રી. વામન મલ્હાર જોશીએ ગયા જાનેવારી મહિનામાં પોતાની જિંદગીનાં સાઠ વર્ષ પૂરાં કર્યાં.

---

1. એ લેખોમાંના અંશેઅંશમાં, ઉપર્યુક્ત ટુચકો ટૂંકમાં અસરકારક રીતે કહેવાની તેમની શક્તિ બેત્રણ સ્થળે જોઈએ છીએ; આ જ છે સાબિતી, તેઓ સારા સંસ્મરણકાર થઈ શકશે તેની.

આ આનંદદાયી સમાચારની નોંધ લેતાં અમને ઘણો સંતોષ થાય છે. એવા શુભ પ્રસંગે અમે તેમને અભિનંદન આપીએ છીએ અને હજુ ઘણા લાંબા વખત સુધી તેઓ ઉત્કૃષ્ટ શરીરસ્વાસ્થ્યમાં અને સુખમાં જીવે અને મરાઠી વાઙ્મયસંપત્તિમાં પોતાના જ્ઞાનધનનો વધારો કરતા જાય એવી હાર્દિક ઇચ્છા વ્યક્ત કરીએ છીએ.

યુવાવસ્થામાં જ વામનરાવજી પર લોકમાન્ય ટિળક જેવા મહાપુરુષના વ્યક્તિત્વની અને તત્ત્વજ્ઞાનની છાપ પડી હતી. ટિળકે નિર્માણ કરેલા પ્રખર અને સ્વાતંત્ર્યોન્મુખ રાજકારણમાં તેઓ ઊંડો રસ લેવા લાગ્યા હતા. બી. એ.ની પરીક્ષામાં ઉત્તીર્ણ થયા પછી "વિશ્વવૃત્ત" નામના તે વખતના જવલંત માસિકના તંત્રીમંડળમાં તેઓ જોડાયા. ૧૯૦૮–૦૯નાં પ્રચંડ રાષ્ટ્રીય આંદોલન દરમ્યાન "વિશ્વવૃત્ત" જેવા નિર્ભય અને દેશાભિમાની માસિક પર નોકરશાહી સરકારની અવકૃપા થતાં વાર લાગી નહિ અને વામનરાવજીને અઢી વર્ષનો કારાગૃહવાસ ભોગવવો પડ્યો.

બંદીવાસમાંથી મુક્ત થયા પછી વામનરાવજીના વાઙ્મયવિહારનો પ્રારંભ થયો અને ત્યારથી આજ સુધીના લગભગ ત્રીસ વર્ષ જેટલા કાલાવધિમાં નવલકથા, નિબંધ, તત્ત્વવિવેચન, ગ્રંથપરીક્ષણ ઇત્યાદિ સાહિત્યદેવીના વિવિધ ખંડોમાં તેમની પ્રતિભાશાળી લેખની વિલાસ કરતી રહી છે. પૂનામાં કર્વે–યુનિવર્સિટી સ્થાપન થયા પછી ત્યાંના કન્યામહાવિદ્યાલયમાં વામનરાવજી પ્રાધ્યાપક તરીકે આશરે પચ્ચીસ વર્ષ પહેલાં જોડાયા અને અને આજે તે જ વિદ્યાલયના આચાર્યપદ પર તેઓ વિરાજે છે.

મરાઠી સાહિત્યકારોમાં વામનરાવજીનું સ્થાન અત્યંત આદરણીય ગણાય છે. તદ્દન નિરભિમાન અને કોમલ સ્વભાવ, સ્વાર્થી આગ્રહી (aggressive) વૃત્તિનો અથવા વૃથા દંભનો સંપૂર્ણ અભાવ, જન્મજાત અને ઉચ્ચ કોટિનું સૌજન્ય, અનીતિની સામે સાત્ત્વિક સંતાપ, પ્રસિદ્ધિપરાઙ્મુખતા ઇત્યાદિ સદ્‌ગુણોને લીધે વામનરાવજી અજાતશત્રુ થઈ ગયા છે. તેઓ માત્ર સાહિત્યકાર અથવા ભાષાપંડિત નથી પણ તર્કપ્રધાન વ્યાસંગી વિદ્વાન છે, અતૃપ્ત અને અખંડ અભ્યાસી સંશયાત્મા છે. બુદ્ધિપ્રામાણ્યમાં તેઓ નિખાલસ રીતે માને છે છતાં તેમની ભાવનાશક્તિ અને રસિકતા પણ ઘણી તીવ્ર છે. સહિષ્ણુતા તો તેમના જીવનનો આત્મા કહેવાય. મહારાષ્ટ્રના જ્યેષ્ઠ ('સીનિયર') વાઙ્મયોપાસકોમાં એમના જેટલું પૂજ્ય સ્થાન શ્રી નરસિંહ ચિંતામણ કેળકર

સિવાય ભાગ્યે જ બીજા કોઈએ મેળવ્યું હશે.

'રાગિણી,' 'નલિની,' 'આશ્રમહારિણી,' 'સુશીલેચા દેવ,' 'ઇન્દુ કાળે અને સરલા ભોળે' એવી નવલકથાઓ વામનરાવજીએ લખી છે. 'નવપુષ્પકરંડક' અને 'વિચારવિલાસ' નામના તેમના નિબંધસંગ્રહો પ્રસિદ્ધ થયા છે. તેમ જ 'નીતિશાસ્ત્રપ્રવેશ' નામનો તેમનો ગ્રંથ ઘણો ઉપયુક્ત અને વિદ્વત્તાપ્રચુર ગણાય છે. આ સિવાય, વખતોવખત મરાઠી નિયતકાલિકોમાં ગ્રંથનિરીક્ષણાત્મક અનેક વિવેકપૂર્ણ લેખો તેમની અભિજાત લેખનીમાંથી ઊતર્યા છે. આ લેખોમાં વામનરાવજીનો વિશાલ અને ચિકિત્સક દૃષ્ટિકોણ, તેમની આદર્શ પ્રવૃત્તિ, ન્યાયપ્રિયતા અને નિષ્પક્ષપાતીપણું સુંદર રીતે પ્રકટ થયાં છે.

'રાગિણી' નવલકથાનું વર્ણન વામનરાવજીએ પોતે "કાવ્યશાસ્ત્ર-વિનોદ" એમ કર્યું છે. આ ત્રણ શબ્દોમાં તેમની વિદ્યાભિરુચિનું અને સાહિત્યપ્રવૃત્તિનું ચિત્રણ પણ સારી રીતે થાય છે. કોઈ પણ પ્રશ્નની એક નહિ પણ અનેક સૂક્ષ્મ બાજુઓ તેમનાં ધ્યાનમાં તુરત જ આવી જાય છે. સત્યાન્વેષણના પ્રામાણિક પ્રયાસમાં અનુકૂલ–પ્રતિકૂલ વિવેચન કરતી વખત તેઓ પોતાની દલીલો સાથે એટલા તાદાત્મ્ય પામે છે કે એવી પરસ્પરવિરોધી દરેક દલીલ વાંચતી વખત વાચકને તેનું સત્ય અબાધિત અને અવિવાદ્ય છે એવો આભાસમય વિશ્વાસ ઉત્પન્ન થાય છે. 'વિચારવિલાસ'માંના કેટલાક નિબંધો અથવા તેમની નવલકથાઓમાં આવતા કેટલાક સંવાદો વાંચતી વખત ખરા બૌદ્ધિક આનંદનો આસ્વાદ સહેજે મળે છે.

અતિશય વિચારને આધીન થયા હોવાથી કોઈ પણ પ્રશ્ન ઉપર વામનરાવજી અંતિમ નિર્ણય પર આવી શકતા નથી અને એવા સતત વિચાર–પરિભ્રમણને લીધે તેમની કાર્યપ્રવણતા ઓછી થઈ ગઈ છે એવું સૂચન તેમના ટીકાકાર જ નહીં પણ નિકટવર્તી સુહૃદ પણ કરે છે. આ સૂચનમાં સત્ય હશે. તથાપિ વામનરાવજી જેવા સહૃદય પુરુષો કેવળ જ્ઞાનની આરાધનામાં જ સમાધાન માને છે. સૂક્ષ્મ અવલોકન કર્યા પછી પણ જો નિર્ણય કરવાની માનસિક સ્થિતિમાં તેઓ નહિ આવ્યા હોય તો વિપરીત નિર્ણય કરવા કરતાં અનિર્ણયમાં જ રહેવું તેઓ અધિક પસંદ કરે છે.

આ વર્ષે વામનરાવજી મહારાષ્ટ્ર સાહિત્યપરિષદસંસ્થાના અધ્યક્ષ ચૂંટાયા છે. છેલ્લાં કેટલાંક વર્ષોથી તેઓ એ સંસ્થાના કાર્યાધ્યક્ષ હતા. અધ્યક્ષપદનું

પ્રાપ્ત કરશે.''

પણ સામાન્ય માનવ તો, (પ્રશ્નોત્તરી ૧૯૩૨-૩૩માં થઈ તેના કરતાં પણ આજે તો અધિક અંશે), દિવ્ય કે આધ્યાત્મિક વ્યક્તિ કે વસ્તુનો સંપર્ક થતાં જ ગુસ્સે થાય છે ને એની વિરુદ્ધ બળવો કરી ઊઠે છે. માનવે ભગવાનનો સ્વીકાર કરવામાં માનવની અનેકવિધ અહંતા આમ આડી આવે છે એ આપણામાંથી જેને આ વિષયની વાતચીત કે ચર્ચાના પ્રસંગો આવે છે તે કયાં નથી જાણતા? આપણી સામે પ્રતિવાદ કરનાર આવે વખતે બુદ્ધિવાદ, ધનવાદ, ભૂખમરા-વાદ, યુદ્ધપ્રલયવાદ, બૉમ્બવર્ષાવાદ, હડતાળ-વાદ, સામ્રાજ્યવાદ, સામ્યવાદ, કૉંગ્રેસવાદ, લીગવાદ, મહાસભાવાદ વગેરે લાવી મૂકે છે. લાવનારને ખબર નથી ને તેણે શીખવું-સમજવું નથી કે પોતાની ભગવાનવિમુખતા જ તેનાં તથા આપણાં બધાં દુઃખોનું તથા ગૂંચવણિયા વાદાવાદી અને શબ્દજાળોનું ખરું કારણ છે. આપણામાં સજ્જડ જામેલ એ અવિદ્યા કેમ ટળે?—આમ : ''ભગવાનના આવિર્ભાવને પરિણામે માનવજાતિ લેશ પણ લાભ ઉઠાવવા માગતી હોય તો તેનામાં [તેની સમગ્ર ચેતનામાં] ઘણું ઘણું રૂપાન્તર થવાની જરૂર છે.'' સુખશાન્તિ આ રીતે પામવી એ માનવના જ હાથની વાત છે: પણ, એની સાંપ્રત સ્થિતિ જોતાં તો, ''બહુ આશા હોય એમ દેખાતું નથી.''

### ભુલાયલું ચમત્કારદર્શન

**તા. ૧૨મી માર્ચ** : હરિલાલ ધ્રુવનું એક નાટક 'આર્યોત્કર્ષ' આજે એક પુસ્તકાલયમાં પાછું આપી દેવું હતું એટલે તેના પ્રારંભમાં આપેલો લેખ 'સ્વદેશવત્સલનું ચમત્કારદર્શન' ફરીથી વાંચી લીધું. એ કોઈ માસિક-ત્રૈમાસિકે છાપવા જેવું છે; એમ કોઈ વાર છપાશે તો ૧૮૮૮માં બીજી આવૃત્તિ પામેલા એ લેખ પરથી આજના હરકોઈ વાંચનારને, ૧૦૧ ટકા સ્વતંત્રપણે જ લખાઈ હશે તે 'ભારતીની આત્મકથા' (હમણાં એ વરસથી કરિયરમાં શીખવું છું એ 'સ્વપ્નદ્રષ્ટા'માંની) યાદ આવ્યા વિના નહિ રહે: કારણ, જેમ એ પ્રકરણમાં તેમ હ. હ. ધ્રુવના લેખમાં પણ કોઈ એક નિર્જન સુન્દર પ્રદેશમાં એક દેશભક્તને હિંદમાતાનું આત્મકથારૂપ, ઐતિહાસિક, દુઃખસુખાત્મક, પ્રેરણાક્ષમ અદ્ભુત દર્શન થાય છે; વધુમાં, એ લેખ તો ગદ્યપદ્યાત્મક છે.

### બે શબ્દોનું પગેરું (જૂ. ન. શબ્દો : ૨)

**૨૪મી માર્ચ** : સંશોધનશાસ્ત્રના સારા નમૂનારૂપ રા. ભાઈ ઉમાશંકરનું આજે આવેલું 'ક્લાન્ત કવિ' જોતો હતો ત્યાં એનાં ટિપ્પણમાં (પૃ. ૩૦૮)

'રંગપ્રધાન' પરથી સંયોજેલો ને એ 'રોમાન્ટિક' માટે સંમાન્ય લેખકોને પણ સ્વીકારપાત્ર લાગ્યો છે એ જોઈ આત્મસંતોષ અનુભવાય એ સહજ છે.

## અક્ષરશ્રાદ્ધનો યુગ

**તા. સદર :** ઋગથર્વવેદોથી માંડીને આજના વિદ્વાનો સુધીનાં પ્રમાણો વિચારતાં, એક યુગ એક પહોરનો, મહિનાનો આવર્ષ (એટલે લગભગ એક વર્ષ) કે આખા વર્ષનો પણ હોઈ શકે છે તો એ છ માસનો પણ કોઈ વાર જરૂર પડ્યે શા માટે ન ગણાય? એ રીતે ગણતાં આપણા વાઙ્મયમાં ગયા ઓક્ટોબરના પહેલા અઠવાડિયાથી (એટલે, શ્રાદ્ધપક્ષ હજી ચાલતું'તું ત્યારથી જ) અક્ષરશ્રાદ્ધનો યુગ બેઠો છે, સાહિત્યસેવકોએ ભુલાયલા કે ભુલાઈ જ જાત તેવા પોતાના વાઙ્મયિક પૂર્વજોને, "શ્રાદ્ધથી સંભારવા ગંભીર થઈ ગુણીજન" એ નયસૂક્તિને અનુસરતાં 'બુદ્ધિશુદ્ધિસાધન' એવું એમનું સ્મરણરૂપ શ્રાદ્ધ પૂજ્યભાવે ને જુદી જુદી રીતે સારવા માંડ્યું છે, એમ કહી શકાય. એ રીતે થએલા પાંચ પ્રયાસોને કાલક્રમે લેતાં, ઓક્ટોબરમાં નર્મદયુગીન કેટલાક પત્રકારો, કેળવણીકારો વગેરેનું કાર્ય એ યુગ વિશેના વીસ નિબન્ધોની એક નાની ચોપડીમાં એના વાંચનારને મળ્યું. પછીનાં બંને પુસ્તક મોટાં છે ને સવિશેષ માનનીય છે: નવેમ્બરમાં દી. બ. અંબાલાલનાં લખાણો ને ચરિત્રસામગ્રીનો સંગ્રહ, પૂર્ણવત્ નવા સંસ્કરણરૂપે; અને, 'આપણો ધર્મ'–ની પણ ઉપોદ્ઘાત સહિતની સંવર્ધિત આવૃત્તિ: આગળ ચાલતાં, છેલ્લાં બંને પ્રકાશન તો આ મહિનાનાં જ છે: પ્રથમ પંક્તિના બે પ્રવેશકોવાળું સુસંપાદન 'ચન્દ્રશંકરનાં કાવ્યો' તથા જે આજન્મ કવિ સિદ્ધહસ્ત સંશોધક પણ બનતા જાય છે તે ઉમાશંકરે સંશોધિત, ભરતકવિ બાલાશંકરને આપણા કાવ્યમન્દિરે 'અચલપ્રતિષ્ઠ:' કરતો એ કવિનો સંપૂર્ણ કાવ્યસંગ્રહ–કાવ્યોપહાર, ઉત્સાહભર્યો તેટલા જ વિચારવન્ત પ્રવેશક તથા 'બાલનન્દિની' એવા કવિત્વમય નામનાં ટીકાટિપ્પણ સહવર્તમાન.

## યુગો તો આમ ગણાય

**તા. સદર :** ઉપલી નોંધની શરૂઆતમાં યુગોની ગણના સંબન્ધી જે લખ્યું છે, તેને 'ન્યૂ ઇન્ડિયન એન્ટિક્વરી'ના ૧૯૪૨ના એક અંકમાંના (પુ. ૬, અંક ૩ ને ૪) આ કોઠાનો આધાર છે:

| | | | | |
|---|---|---|---|---|
| ૧. | કાલિદાસ | પ્રમાણે | યુગ | એક પહોરનો. |
| ૨. | રિળક | ,, | ,, | ,, માસનો. |

| | | | | |
|---|---|---|---|---|
| ૩. | ,, | ,, | ,, | વર્ષથી જરા ઓછો કાલવિભાગ |
| ૪. | શામશાસ્ત્રી | ,, | ,, | એક વર્ષનો. |
| ૫. | ,, | ,, | ,, | ચાર ,, |
| ૬. | વેદાંગજ્યોતિષ | ,, | ,, | પાંચ ,, |
| ૭. | એસ. બી. દીક્ષિત | ,, | ,, | દસ ,, |
| ૮. | અથર્વવેદ | ,, | ,, | એકસો ,, |
| ૯. | ,, | ,, | ,, | હજાર ,, |
| ૧૦. | ,, | ,, | ,, | દસ હજાર ,, |

આમાંના નં. ૧ને ઋગ્વેદનો પણ આધાર છે. આ કોઠો જેમાંથી ઉતાર્યો છે તે લેખ પ્રા. ડોલરરાય માંકડનો છે, તેમના બંધુકૃત્યથી મને મળી શક્યો છે અને તેમાં કૃતાદિ ચાર યુગો તથા આપણી યુગગણનાપદ્ધતિ વિશે બીજી કેટલીક રસપ્રદ માહિતી મળે છે. એનો લાભ એ વિષયના રસિકો લેશે જ. આપણે માટે વિશેષ રસ લેવા જેવી વાત ઉપલી પ્રમાણભૂત વિગતો જાણ્યા પછી એ છે કે યુગની ગણના ઉત્તમ એવા સંસ્કૃત વાઙ્મયમાં જો એક પહોરથી માંડી ૧૦,૦૦૦ વર્ષના કાલાવધિ સુધી થઈ શકે તેમ છે બલકે થઈ જ છે, તો ગુર્જર વાઙ્મયવિકાસના (નર્મદયુગ વગેરે) યુગ આપણે ૨૦ કે ૨૫ કે ૩૦-૪૦ વર્ષના પાડીએ તેમાં અજુગતું નથી કશું જ.

એ જ વિદ્વાનના ગયાં ૧૦-૧૧ વર્ષમાં સંશોધનનાં જુદાં જુદાં પત્રોમાં પ્રગટેલા અંગ્રેજી લેખોમાં ઉત્તર ઋગ્વેદકાલમાં નાટક જેવા દશ્યપ્રયોગની સંભાવ્યતા તથા સોરઠી બોલી વિશેના છે, તેમ, સંસ્કૃત સાહિત્ય ને આર્ય ઇતિહાસના કોઈ ને કોઈ અંગ કે સ્વરૂપ વિશેના છે. એ બહાર પડે ને તુરત એનો સારાંશાત્મક પરિચય આપવાનો રિવાજ (એક સ્થળે થોડે અંશે હતો.કે છે ને વિશેષ પ્રમાણમાં) આપણી બંને વિદ્યાસેવી સંસ્થાઓનાં ત્રૈમાસિકો રાખે તો. ગુજરાત પંડિતસૂનું થયું છે એ મહેણાનું ખોટાપણું પરખાઈ આવે; ને તો પછી, મારા જેવા ભારતીયવિદ્યાવિલાસીને આપણા વિદ્વાનોના આ પ્રકારના કાર્યની જાણ, પ્રસંગોપાત, વર્ષો ને વર્ષો પછી નહિ પણ વેળાસર થાય.

### પાલનં ચ સંહારશ્ચ

**તા. સદર:** એ છેલ્લા વાક્યમાંનો એક શબ્દ સંભારી આપે છે કે મારું ઋગ્વેદવિલાસીપણું ગુજરાત સાહિત્યસભાના સમીક્ષકને ભાવ્યું નથી—અથવા, ભાવ્યું છે અને નથી: અને તેની સાબિતી એની એકનાળીયા સમીક્ષાના

ત્રિમૂર્તિ–કર્તાઓમાંથી વિષ્ણુભગવાનની સર્જેલી વિવેચનકૃતિમાંથી મળે છે. એ અભિનવ વિષ્ણુએ પાલનધર્મની સાથે સંહારધર્મ પણ બજાવ્યો છે. હોય. ફરિયાદ સંહારની સામે નહિ પણ આ બાબત અંગે છે: છેલ્લી બે કંડિકામાં જે શૈલીદોષ અધીરવિચારણાપૂર્વક બતાવવાનો યત્ન છે તે સાચા હોય તો પછી એ પુસ્તક સ્વ. છ. સં. ટીકાકારને કોઈ પણ અર્થમાં કે સંદર્ભમાં "ઘણું ગમી ગયું" હોય, 'રસભરિત' હોય, 'નાટ્યોચિત' તેમ જ 'આલંકારિક' શૈલીનું હોઈ "શુષ્કતા હરે" તેવા ગુણવાળું હોય–એ બધું શી રીતે બન્યું? બીજું, ધર્મ વગેરેનાં ત્રણ પ્રકરણોને એક જ શ્વાસે વખાણ્યાં ને વખોડ્યાં છે એ કેવું વિવેચન? ત્રીજું, 'અપ્રસ્તાવના'ગત ઘણો સ્પષ્ટ ખુલાસો છતાં, કર્તાએ પુસ્તકલેખનમાં સ્વીકારેલી પદ્ધતિમાં ભૂલો કાઢવી વાજબી છે? હશે. મારે જ લખવું પડ્યું એ ખરી રીતે તો વિષય તથા કાર્યને થએલા અન્યાય સામે, એક યોગના વિવેચકમિત્ર સામે નહિ.

## આટલું ગુજ. સા.સભાને

ગુજરાત સાહિત્યસભાને આજે સંભારી જ છે તો એને એક–બે સૂચનાઓ કરવાની તક પણ લઉં છું: (૧) પ્રત્યેક વર્ષની સમીક્ષા એકસરખી ઊંચી ભૂમિકાની લખાવાય (૨૯, ૩૨, ૩૬, ૩૭, ૩૯ના જેવી) એ તો હાલની સ્થિતિમાં શક્ય નથી, પણ, આ વાર્ષિક સાહિત્ય-સરવૈયાંએ જે પ્રતિષ્ઠા મેળવી છે તે જોતાં, કામ જ્યારે મુકાબલે કનિષ્ઠ ('જુનિયર:' ઉમરે તેમ અનુભવે નાના) વિવેચકોને સોંપાયું હોય ત્યારે સભાના કાર્યવાહકોમાંના અધિક વિદ્વાન ને અનુભવી સભ્યોએ નિવૃત્તિપૂર્વક એ તપાસી, આવશ્યક લાગે ત્યાં પુનર્વિચાર, કાપકૂપ વગેરે વિવેચક પાસે કરાવી લીધા પછી જ પ્રજા પાસે એ મુકાવું જોઈએ. આ ફરજ તો જ્યેષ્ઠો ('સીનિયર્સ') કહેવા જેવા ૩૫ તથા ૩૮ના સમીક્ષકોની બાબતમાં પણ બજાવવી જરૂરી હતી; કારણ, એમાંની પહેલી સમીક્ષા કેટલેક અંશે ઘણે ભાગે સમાજવાદ-ગ્રંથિથી દૂષિત બનેલી; બીજીમાં, પહેલાં પચીસ પાનાંમાંનો અતિવિસ્તાર પાંચેકના પ્રસ્તુત સારમાં ખુશીથી સમાવાયો હોત. આ પ્રકારની છૂટ પોતાને રહેશે એવું સભાએ એ પ્રત્યેક વિવેચકને પહેલેથી જ સ્પષ્ટ કરવું જોઈએ એટલે મત કે વાણીના સ્વાતંત્ર્યના પ્રશ્ન અંગે પાછળથી મુશ્કેલી ઊભી થાય નહિ. (હમણાં પણ અંગનબાની ટીકા પર પ્રતિબન્ધ મુકાય જ છે ને?) (૨) ઊંચી પ્રતિની સમીક્ષા લખી શકે તેવા સમીક્ષકોની હવે ખોટ વર્ષે વર્ષે વધારે પ્રમાણમાં પડવાનો ભય છે–એ પડવા માંડી પણ ગણાય; તો,

ઇશ્વરકૃપાથી સારી રીતે ધનવાન ને મનુષ્યકૃપાથી અતિઉચ્ચ પ્રતિષ્ઠાવાન છે, તેમને પણ લાગુ નથી પડતી ? એમને ક્યા સ્વાર્થ માટે, હોય તો રાજ્યપ્રકરણમાં જ હોય તેવી, પક્ષનિયમનને ('પાર્ટી-ડિસિપ્લિન'ને) નામે સાહિત્યની પરિષદમાં અજમાવાયલી, ઉછાંછળી ચાબુકગિરી આટલી બધી વહાલી લાગી હશે ?

સિતારો ચડતો છે એમ કહીને પ્રજાકીય જીવનસેવનો કોઈ પણ સેવક પ્રજાસેવા કરે છે શું ? એવી ઉદાસીનતા આપણે કેળવીએ છીએ તેથી જ ઘણાં સત્કાર્યો, એ બીજી રીતે મનુષ્યયત્નથી સિદ્ધ થાય તેવાં હોવા છતાં, વણકર્યાં પડ્યાં રહે છે ને એથી છે પ્રજાને જ નુકસાન. અને કડવાશ ? સાર્વજનીન પ્રવૃત્તિને અંગે સામો માણસ કે પક્ષ સ્થિતિ જ એવી કરી મૂકે કે કામ કરવું ને આગળ વધારવું હોય તો અંગતભાવી મીઠાશભીઠાશ શક્ય જ ન હોય-મતલબ, લડાઈ તમારા માથામાં મારવામાં આવી હોય, ત્યારે પણ તમે પત્રકારનું મતસ્વાતંત્ર્યનું પવિત્ર વ્રત ભાંગીને, કડવાશની વાતો શા સુખે કરો છો? અથવા, કાયદાની પણ ? પરિષદની દશા જેવી થઈ છે-અને તે વીસેક વરસથી-તેવીને બરાબર સમજે તો શું એમ નથી લાગતું કે એ ગોઝારા બંધારણાસુરનો નાશ તો નિર્દયપણે અસંખ્ય ટેકો એની પર વર્ષો લગી ધસાવ્યા પછી જ થાય તેમ છે ?

એટલે, તાત્કાલિક કાયદાની આશા વિના, જે કોઈ ગુજરાતનો સાહિત્યપ્રેમી હોય ને હાલ મિથ્યાચારી રીતે ગુજરાતની મનાવાય-છે તે સાહિત્યપરિષદ (ગોવર્ધનરામ, રણજિતરામ, રમણભાઈ સરખા સાત્ત્વિક પુરુષોનો કર્મયોગ જેના મૂળમાં છે તે પરિષદ) પાસેથી શક્ય તે શુદ્ધતમ ને ઉચ્ચતમ કામ મેળવવા ઇચ્છતો હોય તેને માટે ખરો મંત્ર તો આ જ: उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत।

## અવનવું રાહતફંડ

**૨૨મી માર્ચ :** એ વિશેષણ એટલા માટે કે રાહત પૈસા નહિ પણ માર્ક આપી દઈને-હક હોય કે નહિ છતાં-આપવાની હોય છે. આ પરીક્ષાઋતુનો એ મહિમા. પરીક્ષાર્થીએ હડતાળ-બડતાળ પાડી હોય, બીજા કારણે પણ અભ્યાસ કરી શક્યો ન હોય, એ ગુનો જાણે તેના પરીક્ષકનો હોય તેવી રીતે તેણે માર્કની ખેરાત કરવાની હોય છે. માગણી, "તેણે આપનો પેપર તો સારો લખ્યો છે પણ" અહીં બીજા વિષયનું નામ આવે "એમાં એને જરા ભય છે એટલે આપના પેપરમાં જરા ટેકાની જરૂર છે." એ રીતે થાય છે.

મતલબ, પારકા પાપનું પ્રાયશ્ચિત્ત આ પરીક્ષકે અધિક પાપ કરીને કરવાનું !

## પુણ્યત્રિપુટી

**૩૧મી માર્ચ :** લખાણ છાપવા મોકલી દેવાનો આ છેલ્લો દિવસ ને આ પાનું પણ છેલ્લું. એમાં તો એટલું જ થઈ શકે કે ઘણું લખવું બાકી છે પણ એમાંથી થોડાં બાબી જ આંગળી ચીંધ્યાનું પુણ્ય કરી લેવું : (૧) 'ગુજરાતી'ના ગયા દિવાળી–અંકમાં, ૬૦થી પણ વધુ વર્ષ પરના 'સ્વતંત્ર'માંથી ઉતારા અપાયા છે તે આપણા પત્રકારત્વના ઇતિહાસમાં ઉપયોગી હોઈ અભ્યાસીઓ તો વાપરશે જ પણ બીજા શિક્ષિતોએ પણ તેનો પરિચય સાધવા જેવો છે. (૨) 'કવિતા'ના ગયા ત્રણ (જાન્યુ, ફેબ્રુ, માર્ચ) અંકોમાં પ્રાધ્યાપકો રાવળ ને વિષ્ણુપ્રસાદે, અનુક્રમે, કવિતાના રસાસ્વાદન તથા લલિત વાઙ્મયની ઉપયોગિતા વિશે જેવું લખ્યું છે તેવું ઝીણવટ ને સમજદારીભર્યું એ વિષયો પર આપણે ત્યાં થોડું જ લખાયું હશે. (૩) આપણા થોડા સાચા સુજાન કવિઓમાંના એક રા. ભાઈ હરિશ્ચન્દ્ર ભટ્ટના માયાળુ સહકારથી 'ધ થિઓસોફિસ્ટ'નો (ઓગસ્ટ'૪૭) પોલંડ–અંક મળી શક્યો છે. પાને પાને સમુજ્જ્વલ સ્વાતંત્ર્યપ્રેમે ઝળકતા એ અંકમાં રાજકીય ને સર્વસામાન્ય પણ રાષ્ટ્રીય લેખો છે તેમ પોલંડના સંગીત, સંગીતકાર ચોપિન તથા એ દેશની સંસ્કારિતા ને ચારિત્ર વિશેના પણ છે. સ્લાવ પ્રજાઓના ભવ્ય–ભાવનાશીલ કવિશ્રેષ્ઠ મિકીવિચનું (૧૭૯૮–૧૮૫૫) અપૂર્ણ પણ સુન્દર કાવ્ય 'ઇમ્પ્રોવાઈઝેશન'નો આખું ઉતારું જ છું :

Alone! Ah, men! And who of you, divining
My spirit, grasps the meaning of its song?
Whose eye will see the radiance of its shining?
Alas, who toils to sing for men, toils long!
What need hast thou, my song, of human ears?
Flow in the secret recesses of my heart,
Gleam on its heights, inviolate, apart,
Like sunken streams, like stars beyond the spheres.
Then heed me, God and nature, for my song
Is worthy you, worthy to echo long—
A master I!

આ ઉદ્‌ગારો જેમ આવા મહાન કવિની કવિતા પરત્વે તેમ હરકોઈ સમર્થ ચિન્તક કે લોકોત્તર કર્મવીરના કાર્ય પરત્વે પણ સાચા નથી ?

વિ. ક. વૈ.

## મન્દિર-વૃત્ત

૧. ગતાંક પછી વિશેષ મદદ તરીકે કૈં જ મળ્યું નથી એ વાતની સખેદ નોંધ લઈએ છીએ. એવી મદદ શુભેચ્છકો મેળવીને અમને અમુક વર્ષો માટે કઈ રીતે ચિન્તામુક્ત કરી શકે તેની સૂચના આ વખતની પહેલી 'ધ્વનિ' નોંધમાં કરી છે તે ધ્યાન પર લેવાય તો સારું.

૨. બીજું એ થઈ શકે કે તંત્રીનાં જે ચાર પુસ્તકોની ( **નાજુક સવારી, જાઈ અને કેતકી, ઋગ્વેદકાલનાં જીવન અને સંસ્કૃતિ. લીલાંસૂકાં પાનની**) આવક ત્રૈમાસિકને મળનાર છે તેના ભેગા 'સટ' ઓછી કિંમતે મળી શકશે; એ ખપાવવાના સંગીન વ્યવસ્થિત પ્રયાસો વર્ષના અમુક સમયે કે દિવસે મિત્રો કરે તો એવા સો 'સટ' ખપનાં રૂ. ૭૦૦ તો ઝાઝી મહેનત વિના ઊભા કરી શકાય.

૩. સર્વ 'માનસી'પ્રેમીઓની જેમ અમારી પણ આશા હતી કે ૧૯૪૨ની શરૂઆતમાં ઋણમુક્ત થએલું 'માનસી' ફરીથી ઋણગ્રસ્ત નહિ થાય; પણ, તેવામાં કાગળની મોંઘવારી જ હતી તે હવે કેટલાક વખતથી કાળી મોંઘવારી બની છે; એ કાળાશ ઘેરી ને ઘેરી પણ બનવાની. મુદ્રણ ને બાંધણી અંગેના ખર્ચો પણ વધ્યા છે એ જાણીતું છે. આ કારણોએ, ૧૯૪૨ના અંકો પછી ખોટ ફરીથી ચડેલાં, વણભરાયાં પ્રેસબિલોરૂપે આવી ઊભી ને આ સાલમાં વધવાની. એમાં જે થોડી રાહત મળશે તે ગયા અંકમાં જાહેર કરેલી રકમ કોઈક દહાડો હાથમાં આવવાથી; રાહતને 'થોડી' એટલા સારુ કહી છે કે ગ્રાહકોની ઠીક ઠીક સંખ્યા આ વર્ષે કમી થવાનો ભય દેખીતાં કારણે છે. સામી બાજુ, લવાજમ તો વધાર્યું નથી—વધારાય તેમ નથી. આ સઘળું ધ્યાનમાં જેમને લેવું હોય તે લે ને બનતી બધી જ મદદ આપે તથા અપાવે.

વિ. ક. વૈદ્ય
સંચાલક માનસી

સૂરત : ૩૧-૩-૪૩

# શ્રી પરા પૂજા

પૂરણ બ્રહ્મ પરમાતમ કેરૂં આવાહન હું કેમ કરૂં
જગદાધારને આસન કાજે લાયક વસ્તુ શું યે ધરૂં. ૧

સ્વચ્છને પાદ્ય જ અર્ધ્ય જ કેવાં, આચમન શુદ્ધને શાને ધરૂં
સદા શુદ્ધ નિર્મલ તનુ તેને સ્નાનવિધિ હું શું આદરૂં. ૨

વિરાટવિશ્વ ઉદરમાં તેના વસ્ત્રે શું લાવું કપડું
નિરાલંબને ઉપવીત ક્યાંથી નિર્વાસે શું ફૂલ ધરૂં. ૩

ચુવા ચન્દન અબીર અરગજા નિર્લેપને કયમ લેપ કરૂં
સદા રમ્ય મનોહર મૂર્તિ ભૂષણ તેને શું યે ધરૂં. ૪

સદા તૃપ્ત ને આનંદી જે તેને શેના ભોગ ધરૂં
અનંત અનાદિની પરિક્રમાનાં કેવી રીતે ડગ હું ભરૂં. ૫

**સોઽહમ્** ભાવે જુદો નહિ જે તો કોને હું નમન કરૂં
નિર્વેદ નિરંજન નટવર નરની સ્તુતિ વાણીથી કેમ કરૂં. ૬

સ્વયંજ્યોત ને શુદ્ધ સુશોભિત તેની આરતી શીદ આચરૂં
બહિરંતર સર્વેથી પૂરણ ઉદ્દાસન કેમ જ આચરૂં. ૭

નારાયણ નરવર ઘનસુંદર- થી મોહન આજગત ભર્યું
જ્યાં જોઉં ત્યાં તેજ દીસંતો શા માટે હું તીરથ ફરૂં. ૮

**મો. પ્ર. વૈ.**

( અનુસંધાન પૃ. ૮નું ચાલુ )

## ધ્વનિ

# માનસી

સર્જન અને ચિન્તનની ગ્રંથશ્રેણી

વર્ષ ૮ ગ્રંથાંક ૨

જુન ૧૯૪૩





પૂર્ણસંખ્યા ૩૦

સંચાલક

પ્રો. વિજયરાય કલ્યાણરાય વૈદ્ય

પ્રકાશનસ્થાન : આનંદ પ્રેસ : સ્ટેશનરોડ : ભાવનગર.

# વિષયદર્શન

વ. ૮, અં. ૨ : પૂર્ણસંખ્યા ૩૦
જુન ૧૯૪૩

## સર્જન અને નિબન્ધો



માનસી ગ્રંથશ્રેણી; સંચાલક વિ. ક. વૈદ્ય. દરજી મહોલો; નાનપરા: સૂરત લવાજમ: રૂા. ખુ દેશાવર રૂા. ૬); છૂટક, રૂા. ૧ા. શાખાઓ: (૧) મુંબાઇ, મેસર્સ એન. એમ. ત્રિપાઠી લિમિટેડ પ્રિન્સેસ સ્ટ્રીટ. (૨) સૂરત: પ્રતાપ પ્રેસ, કણપીઠ. (૩) વડોદરા: સાધના પ્રેસ, રાવપુરા. (૪) પોરબંદર: રા. દામોદર કે. ભટ્ટ. રામટેકરી. (૫) ભાવનગર આનંદ પ્રેસ, સ્ટેશન રોડ.

# પ્રવેશક મુખલેખ

[ મુંબાઈના ગુજરાતી પ્રિ. પ્રેસે પ્રકાશિત ઉત્તર નર્મદચરિત્રમાં 'સમયવીર કવિ નર્મદનાં સ્મરણો' નામે જે મહત્ત્વપૂર્ણ દીર્ઘ સંસ્મરણલેખ છે તેના પ્રવેશક તરીકે એ સંસ્મરણોના લેખક સ્વ. શાનરામ શ. શાસ્ત્રીએ લખેલો ને હજી સુધી અપ્રસિદ્ધ એવો આ લેખ (મૂળની જોડણી પ્રમાણે) અહીં પહેલી વાર છપાય છે. વાચનાર જોઈ શકશે કે સંસ્મરણોની ભૂમિકા તરીકે આ લેખની ઉપયોગિતા સારી રીતે છે જ. સ્વ. શાસ્ત્રીજીના પુત્ર શ્રી. નિરંજન શ. શાસ્ત્રીના મૂલ્યવાન સહકારથી અમને એ મળી શક્યો છે. (બે સ્થળે ખૂણિયા કાઉંસમાં ઉમેરા સ્પષ્ટતા માટે અમે કરેલા છે.)—સં. માનસી]

कामं वदन्ति विबुधा नयशास्त्रसिद्धम्  
" कालस्य कारणमहो नृपतिः सदैव। "  
दृष्टिस्तु बोधयति " लोकसमूहसार्थ—  
मात्मौजसा नयति कोऽपि हि कालवीरः ॥ "

Time, they say, is ever changing  
From the hoary ages ranging,  
None can vouch, though, with certainty,  
Who dares changes, Time or We?  
If Time changes: How and Where?  
If we. then say who goads us there?  
Experience'knows and doth proclaim:—  
The Hero makes the Time; Nay all.

કાચી બુદ્ધિની બાલ્યાવસ્થામાં જોયેલાં સ્થાનો, અનુભવેલા પ્રસંગો, અને તેવી જ બીજી સ્થિતિઓ મનુષ્યતાના પ્રાણ, પણ વ્યવહારના બીજા દોષોથી નિર્મુક્ત મન પર એવી કોઇક અલૌકિક સચોટતાથી દિવ્ય પ્રતિમારૂપ પ્રતિબિંબ પામે છે કે તેનું વર્ણન કરવા જતાં પ્રયાસ સર્વથા ઝાંખો લાગે છે; મન તૃપ્ત થતું નથી અંતરના ઉત્સાહમય ઊભરાને

પર્યાપ્તિ મળતી નથી; આ વાત થોડે કે ઘણે અંશે વ્યક્તિમાત્રને ક્ષણે-ક્ષણે પ્રતીત થાય છે. એવા સમયમાં જે ક્ષુલ્લક જેવા ગામડામાં પણ આપણે રહ્યા હોઇએ, રમતગમત કરી હોય-સગાં મિત્રો સાથે અનેક વ્યવહારના પ્રસંગોમાં આનંદ કે અનુભવ લીધા હોય, એ બધાંનું, તેજ સ્થાન મોટી વયે જોતાની સાથે જ ફરી સ્મરણ થઈ અમુક હૃદયનાદ ઉદ્ભવે છે-તેવો સામાને, આપણા કહેવા છતાં, કેમ ઉદ્ભવતો નથી તેથી ખેદ ને આશ્ચર્ય થાય છે, તેજ સૌંદર્ય તેમાં બીજાને કેમ દેખાતું નથી એવું ઉદ્વેગમય ભાન મનને દુઃખી કરે છે, ઇત્યાદિ વાત દરેક જણના અનુભવની છે. તેજ પ્રમાણે, ઇ. સ. ૧૮૭૨માં મ્હારી સાત વર્ષની વયે મેં પ્રથમ વિષ્ણુબાવા બ્રહ્મચારીને સુરત જીલ્લામાં આવેલા મારા વતનના "દિહેણ" ગામમાં જોયા. મારા કૈલાસવાસી તીર્થરૂપ રામશંકરનું વય તે વખતે ૩૪ વર્ષનું હતું, અને મ્હારાં માતુશ્રી મને તથા એક ત્રણ વર્ષની બ્હેનને મૂકી આ વખતની પ્હેલાં બે વર્ષ પર દેહાવસાન પામ્યાં હોવાથી, મુંબઇની કન્યાશાળાના મુખ્ય શિક્ષકનું કામ છોડીને મારા પિતા શાંતિની ઇચ્છાથી અહીંજ આવીને રહ્યા હતા. તે પૂર્વે પૂતાત્મા શ્રી વિષ્ણુબાવા સાથે મુંબઇમાં ઘણો નિકટ સ્નેહસંબંધ એમને થયલો, અને મારા પિતાતુલ્ય કવિ [નર્મદાશંકર] સાથે તો તેની પણ પૂર્વે બંને વીશવીશ વર્ષના હતા ત્યારથી રાંદેરમાં જ થયલો એમ મ્હારા સદ્ગત તીર્થરૂપના કહેવાથી હું જાણું છું. નિરંતર સત્સંગની ઉત્કટ ઇચ્છા-વાળા હોવાથી મ્હારા પિતાને મુંબઈ છોડ્યા પછી સાધુ નિર્મળદાસ સાથે બહુ સ્નેહ થયો, અને આ દુઃખના સમયમાં તેમને ધૈર્ય, આશ્વા-સન અને શાંતિ રહે એવા હેતુથી એ મહાત્મા સાધુ પણ પોતાની ઝુંડ દિહેણમાં ઘણા વખત સુધી લઇ આવી વારંવાર નિવાસ કરતા-તેવામાં આ તેજસ્વી ઇશ્વરાંશ વિષ્ણુબાવા પણ કાંઇક આવાજ ઉદ્દેશથી દિહેણ આવ્યા. આશરે પંદર વીશ દિવસ સુધી મોટાઓને આનંદ થાય એવી જ્ઞાનચર્ચા તથા ઇતર ધાર્મિક પ્રવૃત્તિઓથી આ નાનકડું ગામ ઉત્તેજિત થઇ રહ્યું-મારા જેવા બાળકને "સ્વર્ગ આથી સુંદર રસમય નહીં હોય" એવું આભાસરૂપ ભાન થયું-એટલામાં સુરતથી કવિના એક માણસે આવી પત્ર સાથે સંદેશો કહ્યો કે "વિષ્ણુબાવાને લઈ મારા પિતાએ સુરત જવું." એક દિવસમાં તૈયારી કરી; મ્હારી ત્રણ વર્ષની બ્હેનને પિતાના મોસાળમાં

મોકલાવી; અને મને સાથે રાખી વિષ્ણુબાવા તથા મ્હારા પિતા સુરત આવ્યા. મ્હારી સાંભરતી સ્થિતિમાં મેં આ વખત પ્રથમજ સુરત જોયું, અને કવિને પણ પ્રથમ જ જોયા ! નાના ગામડામાંથી સુરત આવ્યો–સાધારણ સ્થિતિના કુટુંબમાંથી કવિ જેવાના ઘરમાં–કુટુંબમાં એકરૂપ થયો. ભાગીરથીતુલ્ય દિવ્યાંશી ડાહીગૌરીએ મને પુત્રવાત્સલ્યથી પોતાની છાયામાં લઇ લીધો–તે સમયના કવિના ગૃહકુટુંબની મારા મનમાં જે છાપ પડી તે કોઇ મોટા મહારાજાના મહેલની કે કુટુંબની છાપને ઝાંખી પાડે એવી હતી–અદ્યાપિ છે–મારા જીવનના બહુ મોડા ભાગમાં છેક પાછળથી મેં જાણ્યું કે તે વખત તો કવિ ઋણી હતા–પૈસે ટકે દુઃખી હતા, અને પૂર્વના મુંબઇના વખત સાથે સરખાવતાં ઉભયમાં આકાશ પાતાળ જેટલો અંતર હતો ! આવા સુખમાં અને દિવ્ય સ્નેહમાં હું માતૃવિયોગી દુઃખી બાળક પંદરેક દહાડા રહ્યો. પૂતાત્મા, વિષ્ણુબાવા કોઇ તીર્થયાત્રાએ ગયા ને હું તથા મ્હારા પિતા ત્યારપછી એક બે દિવસે રાંદેર આવ્યા. આ સમયે કવિને કાંઇ પ્રજા ન હતી–અને તેઓ પુત્રપ્રેમથી ઘણી વાર પાસે બેસાડી રમત કરાવતા—ખવરાવતા ને દૂધ પાતા. ઘરમાં સામસામા મળી જતા તો ઊંચકી લેતા ને સ્નેહચુંબન કરત–આ બધું એક બાળકના લીલાપ્રધાન જીવનપટ પર પડેલું ચિત્ર આજ સુધી પણ તેવી જ ચમક સાથે સુદૃઢ છે. આ સમય પછી આશરે બે વર્ષે (ઇ. સ. ૧૮૭૫માં) આપણા દેવરૂપ માયાળૂ મહારાજા આલ્બર્ટ એડવર્ડ "પ્રિન્સ ઑફ વેલ્સ"ને નામરૂપે મુંબઇ પધાર્યા; અને એજ સંધિમાં કવિનું કુટુંબ મુંબઈમાં વસવાને આવ્યું, અને મ્હારા પિતા પણ મ્હારા વિદ્યાભ્યાસને ખાતર મને લઇને મુંબઇ આવ્યા. આ વખતે મ્હારૂં વય દશ વર્ષનું હતું–અને કવિને (સુભદ્રાગૌરી નામથી વિશેષ ઓળખાતાં) નર્મદાગૌરીથી જયશંકર નામનો દોઢેક વર્ષનો પુત્ર હતો. કાલબાદેવીના રસ્તા પર રામવાડીના નાકા પર ત્રણ રસ્તાને મોખરે "લલ્લુ ભગત" નામના ગૃહસ્થનું ઘર હતું. તેનો રહેલો માળ કવિએ રાખ્યો હતો, અને તેની સામેજ "શાહીવાળાનો માળો" જે આજ પણ ત્યાં છેજ, તેમાં પ્હેલે માળે મ્હારા તીર્થરૂપે એક ઓરડો રાખ્યો. હું તો લગભગ બધો વખત કવિની પાસે જ રહેતો–ખાતો–પીતો અને સૂતો. મને પાસે જ આવેલી "બુદ્ધિવર્ધક" સ્કુલમાં પાંચમી ચોપડીમાં દાખલ કરાવ્યો. આ સમય

તે સદ્‌ગત સાક્ષર નવલરામભાઇએ [ 'નર્મકવિતા 'માં ] લખેલા કવિજીવનને ૪૫મે પાને[1] છે તેજ છે. થોડા જ વખતમાં કવિની આસપાસ મુંબઇમાં વસતા અગ્રગણ્ય ગુજરાતી તેમજ બીજા વર્ણના ગૃહસ્થોનું ને વિદ્વજ્જનોનું મંડળ વિસ્તરતું ભેગું થતું ગયું. નિયમિત સવાર સાંજના સત્ર ગોઠવાઇ ગયા, અને મને ઘણું જ જોવાનું તથા શીખવાનું મળવાના ભાગ્યોદયના સમયનો આરંભ થયો. આ સમયથી તે ઇ. સ. ૧૮૮૬માં એમનો દેહાવસાન થયો ત્યાં સુધી હું પ્રસંગવશાત્ મ્હારા તીર્થરૂપથી છૂટો પડયો હોઇશ, પણ કવિની તેજઃપુંજ પૂર્તિ આગળથી લાંબો વખત ખસ્યો નથી. એ સમયમાં મેં જે જે જોયું-અનુભવ્યું -અને મારા જીવનમાં ઘટાવ્યું, તેનો કાંઇક ભાસ આ લેખદ્વારા મારા અનેક મિત્રોના આગ્રહથી-કાંઇક કર્તવ્યપરાયણ બુદ્ધિથી-અચકાતાં ખેંચાતા મનથી હું ગુજરાતની વિવેકી ને સ્નેહાળ પ્રજા આગળ મૂકવાની ધૃષ્ટતા કે અવિનય કરું છું; છતાં જે પૂજ્યબુદ્ધિનો મારો ઇષ્ટ હેતુ એમાં અંતર્ગત છે તે અલ્પાંશે પણ એથી સફળ થાય તો હું ઉપલા દેવામાંથી મુક્ત થઇ પોતાને કૃતકૃત્ય માનીશ, ઇતિ શિવમ્.

સંવત ૧૯૭૧ કાર્તિક<br>મુંબઇ, ગિરગામ<br>શુક્લ પક્ષ પ્રતિપદા, સોમ

વિધાયક[2]

મુનિકુમાર મણિશંકર ભટ્ટ

# રા જુ કા કા

## બે સંસ્મરણો

મારા પિતાના વડોદરાના જીવન અને પ્રવૃત્તિના અમે કોઇ સીધા સાક્ષીઓ નથી. સ્વ. રાજારામ રામશંકર શાસ્ત્રી સાથે અમારા કુટુમ્બનો પરિચય વધ્યો તે વડોદરામાં જ. વડોદરામાં ભૂતડીને ઝાંપે એક

૧. આ અનુલક્ષણ ચાલુ ( ૧૯૧૪વાળી ) આવૃત્તિનું છે.-સં. માનસી.

૨. એટલે, સંસ્મરણલેખના વિધાયક: આ સહી મૂળ લખાણમાં જ આ રીતે છે. સં. મા.

ઘરમાં અમારો વાસ થયો હતો; ત્યાં અમારા નિકટનો પડોશી શ્રી. જગન્નાથ મંછારામ પાઠક હતા અને તેઓ રાજુકાકાના સ્નેહી તેમ જ સંબંધી થાય. મારા જન્મ પછી પણ કેટલોક કાળ અમે ત્યાં વસેલા. પણ પછી મારા બાપુએ ભાવનગરની નોકરી સ્વીકારી અને વડોદરાના મારા પિતાના સંબંધીઓથી જુદું અમારું જીવન વહેવા માંડ્યું. અમારા ઘરના આલ્બમમાં અને કલાભવનના ફોટોગ્રાફોમાં દક્ષિણી પાઘડી પહેરેલી રાજુ કાકાની છબી છે, અને તે ઉપરથી હું ઘણા વખત સુધી રાજુ કાકા દક્ષિણી હશે એમ માન્યા કરતો હતો.

પણ કાન્તની પ્રવૃત્તિઓમાં રાજુકાકાની અસર બે જગ્યાએ ન ભૂલાય તેવી પડી છે. રાજુકાકા સંગીતના શોખીન હતા. તેમનો અવાજ ઘણો મધુર હતો અને સરસ ગાતા. તે વખતે મરાઠી નાટક કંપનીનાં 'સૌભદ્ર' વગેરે નાટકો ઘણાં પ્રખ્યાત થયાં હતાં અને રાજુકાકા ઉપર એ નાટકો, એ સંગીત અને તેના એક એકટર ભાઉ કોલ્હટકરની ઊંડી અસર પડી હતી. એમાંના એક નાટકમાં શંકરાભરણ રાગની એક સુન્દર ચીજ ગવાતી હતી તે રાજુકાકાની માનીતી હતી અને પોતાના 'નાગાનન્દ' નાટકમાં[1] તેમણે એ રાહ ઉતાર્યો. 'નાગાનન્દ'માંની એ લીટીઓ મને સ્મરણ છે ત્યાંસુધી આ રીતે શરૂ થાય છે.

આત્મજીવિત થકી અન્ય રક્ષણ કરી,
આદર્યું તે બહુ સ્તુત્ય કાર્ય.

અને તે જ લયમાં સ્વ. કાન્તે પોતાનું 'સાગર અને શશી' એ કાવ્ય લખ્યું અને એ કાવ્ય લખાયા પછી રાજુકાકાએ અનેક વાર પોતાના મધુર કંઠે ગાયું છે.

અમારા ભાવનગરનિવાસ પછી રાજુકાકાએ અનેક વાર આવવાનો વિચાર કરેલો પણ તે બર આવ્યો જ નહિ. પણ અમે ભાવનગરમાં અમારું મકાન લીધું ત્યાર પછી તરત જ એટલે કે ૧૯૧૪–૧૫ની

૧. અહીં વર્ણવાયો છે એ રીતે જોતાં, આ પ્રસંગ 'કાન્ત'ના વડોદરા નિવાસ (૧૮૯૦–૯૮) દરમ્યાનનો હોય. પણ એ નાટક, શાસ્ત્રીજીની ૨૨ની વયે (૧૮૮૭ આસપાસ) રચાયલું જણાય છે; એટલે, જેશહનો ઉલ્લેખ અહીં છે તે પાછળથી નાટકમાં ઉમેરાયો હશે એમ અનુમાન કરવું વાસ્તવિક લાગે છે—સં. માનસી.

સાલમાં રાજુકાકા સહકુટુંબ અમારે ઘેર આવ્યા, અને આઠેક દિવસ રહ્યા. તે વખતે ચિ. નિરંજન સાથે હતા. અને મારા નાના બન્ધુ સ્વ. અજિતકુમારને એમના સહવાસથી એટલો આનંદ પડેલો કે તેમના ગયા પછી એ બધાંની ઘણીક વાતો એ વારંવાર કર્યા જ કરતો. ભાવનગરના નિવાસ દરમિયાન રાજુકાકાએ એક વ્યાખ્યાન કરેલું અને આખા મંડલ સમક્ષ 'નાગાનન્દ' વાંચી સંભળાવ્યું હતું અને શ્રોતાવર્ગ તેનાથી મુગ્ધ બની ગયો હતો. તેમાંથી એક ચીજ તો મને હજી યે યાદ રહી ગઈ છે.

મૂકીને કેશ છૂટા લાંબા ને કૃષ્ણ જે
સિન્દૂરે દિગ્ધ બણે કરી અંગો રક્તને
આયાસે આલસાંગી ચન્દનના આ વને
ગાઓ સહુ નાગ નારી શુભ તારી કીર્તિને

છેવટના વખતમાં રાજુકાકાએ મુંબઈમાં નિવાસ કર્યો હતો. તે ચંદા રામજી કન્યાશાળા સામે રહેતા હતા અને તે દરમિયાન બે ચાર જ વખત હું તેમને મળવા જઈ શક્યો હતો અને માત્ર એક જ વાર થોડા વખત તેઓ મારે ઘેર દાદીશેઠ અગ્યારી લેનમાં (વજેરામ બિલ્ડીંગ, ચીરા બજાર બાજુ, ખૂણાનું મકાન) આવ્યા હતા.

નિરંજન રાજારામ શાસ્ત્રી

# શ્રી રાજારામ રામશંકર શાસ્ત્રી

આ યા યુગના આ મહાનુભાવનો પરિચય આપતાં મને હર્ષ તથા ક્ષોભની મિશ્રિત એવી એક અવર્ણનીય લાગણી થાય છે. હર્ષ એટલા પૂરતો કે કદાચ એ દ્વારા હું કૈંક અંશે પિતૃસેવા કરી શકીશ. ક્ષોભ થવાનાં બે કારણ છે. એક એ કે એમની સાથેનો મારો અંગત અને નિકટનો સંબંધ, એમના પ્રત્યેના પૂજ્ય–ભાવ અને સન્માન અને એમના પરના મારા સ્વાભાવિક પ્રેમને લીધે કદાચ સામાન્ય પ્રસંગો કે લક્ષણોમાં હું અસાધારણતાનું આરોપણ કરું. બીજું કારણ, મારો જન્મ એમના જીવનના ઉત્તર-

કાળમાં થયો હોવાથી એમના જીવનના પ્રધાન ભાગનો મારો વાસ્તવિક રીતે અલ્પ પરિચય અને મારી ભાષાની તથા આવડતની અત્યંત સાધારણતાને લઇને મારા અંગીકૃત કાર્યને કદાચ હું યથાર્થ ન્યાય ન આપી શકું, એ છે. સ્નેહને વશવર્તીને ઉપાડેલા આ કાર્યની ક્ષતિઓ વાચકવર્ગ ઉદારતાથી નિભાવી લે.

સ્વ. રાજારામ રામશંકર શાસ્ત્રીનો જન્મ સૂરત જીલ્લાના દિહેણ ગામમાં ઇ. સ. ૧૮૬૬માં થયો હતો. એમનાં માતુશ્રી એમની સાત વર્ષની વયે એમને તથા એક ત્રણ વર્ષ બહેનને મૂકીને ગુજરી ગયાં ત્યારે તેમના પિતા મુંબઇની એક કન્યાશાળામાં મુખ્ય શિક્ષક હતા અને આ મહદ્દુઃખ ન સહન થઈ શકવાથી તેમણે બન્ને બાળકોને લઇને મુંબઈની નોકરી છોડી, દિહેણ આવતા રહ્યા. ત્યાં સદ્ગત વિષ્ણુબાવા બ્રહ્મચારી જેવા સંતના સત્સંગથી આ દુઃખના દિવસોમાં શાંતિ મળી અને એ દરમ્યાન સ્વ. રાજારામ શાસ્ત્રી પ્રથમ કવિ નર્મદના પરિચયમાં આવ્યા. આ સર્વ હકીકત શાસ્ત્રીજીના "સમયવીર" નામના નિબંધના ('માનસી'ના આ અંકમાં છપાયલા) પ્રવેશકમાંથી મળે છે.

### નર્મદની છાયામાં

મુંબઇમાં એઓ કવિ નર્મદની છાયામાં જ ઊછર્યા અને એમની એ સંસ્કારગ્રાહી વયમાં કવિની ઉદારતા, દઢતા, રસિકતા, પ્રામાણિકતા તથા વિદ્વત્તાના જે સંસ્કાર એમના પર પડ્યા તેનાથી જ તેમના જીવનના પ્રત્યેક કરુણ કે ઉજ્જ્વલ પ્રસંગોનું નિયમન થયું છે.

એમના અંગ્રેજી ચોથીપાંચમી સુધીના અભ્યાસકાળના સંબંધમાં વિશેષ માહિતી મેળવવાનાં આપણી પાસે સાધન નથી. કેવળ એક પ્રસંગ ધ્યાન ખેંચે છે. એમની દશેક વર્ષની વયે એમણે કવિ નર્મદને ત્યાં જાયફળ ચાખ્યું; જીભને સ્વાદ લાગતાં વધારે માંગ્યું. પરંતુ નડે એટલા માટે સૌ ડાહીગૌરી(કવિનાં પત્ની)એ ન આપ્યું. એવામાં દિવાળી આવી અને એમના પિતાએ એમને વાપરવા માટે એક રૂપિયો આપ્યો, એટલે જાયફળ ખાવાની દબાવી રાખેલી ઇચ્છાને અમલમાં મૂકવાની સગવડ મળી. બજારમાં જઇ યથેચ્છ જાયફળ ખાધું. થોડી વારમાં કંઠ સૂકાવા માંડ્યો અને ઘેન ચઢવા લાગ્યું. જેમ તેમ કરી ઘેર આવીને સૂઈ ગયા. એમના પિતા બહાર ગયા હતા ત્યાંથી પાછા ફર્યા એટલામાં

તો સ્થિતિ ખૂબ ગંભીર થઈ ગયેલી. તુરત જ કવિએ પોતાના ઓળખીતા વૈદ્યને બોલાવ્યા અને એમના ઉપચારથી માંડમાંડ ચાર–પાંચ દિવસે સ્વસ્થ થયા પણ આ પ્રસંગ પછી શરીર દિવસે દિવસે ગળતું ગયું. એક દિવસ કવિને ત્યાં ભૂલેશ્વરના અખાડાવાળા કિસનદાસ બાવા[1] આવેલા. તેમણે એમને જોઇ કવિને કહ્યું કે આ બાળકને મારા અખાડામાં મોકલો, હું એને શક્તિમન્ત બનાવી આપીશ. ત્યારથી શાસ્ત્રીજીએ અખાડો શરૂ કર્યો અને તે કૅાલેજના અભ્યાસકાળના અંત સુધી નિયમિતપણે ચાલુ રહ્યા. ધીમે ધીમે શરીર નીરોગી થયું એટલું જ નહિ પણ જેટલું મન બળવાન હતું તેટલું જ શરીર પણ બળવાન બન્યું.

હાઇસ્કૂલના અભ્યાસ માટે એલ્ફિન્સ્ટન હાઇસ્કૂલમાં દાખલ થયા અને સાથે સાથે પંડિત ગટુલાલજી વિદ્યાલક્ષ્મી પાઠશાળામાં કૌમુદી, કાવ્ય, નાટકાદિકનો અભ્યાસ પૂરો કર્યો તથા મ. મ. રાજારામ શાસ્ત્રી બોડસ પાસે સંસ્કૃત સાહિત્યનો વિશેષ અભ્યાસ આદર્યો. કવિ નર્મદ સાથેના સતત સહવાસથી એમના વિદ્યાભ્યાસંગને અનુકૂળ વાતાવરણ મળી ગયું અને કવિના નિકટ મિત્રોનું એઓ પોતાની બુદ્ધિચમત્કૃતિથી પ્રેમભાજન થઇ પડ્યા.

સાક્ષર મણિલાલ નભુભાઇ તેવામાં મુંબઇની શાળાઓમાં ઇન્સ્પેક્ટર નિમાયા હતા અને તેમણે તાજેતરમાં જ " ઉત્તરરામચરિત " છપાવી તેમ જ 'કાન્તા' નાટક લખી પ્રેસમાં મોકલ્યું હતું. આ નાટકનો ખાનગી પ્રયોગ કરવામાં, એનાં મુખ્ય પાત્રોમાંના એક સુરસેનની ભૂમિકા માટે એમણે શાસ્ત્રીજીનો ઉપયોગ કરવા કવિ પાસે અનુમતિ માંગી, અને તે મળતાં મણિલાલે એ ભૂમિકાને માટે શાસ્ત્રીજીને તૈયાર કરવા રોજ સાંજે પોતાને ઘેર લઇ જવાનો ક્રમ રાખ્યો. આમ એ સદ્ગત સાક્ષરનો શાસ્ત્રીજીને પ્રથમ નિકટ પરિચય થયો અને એમની જ પ્રેરણાથી એમણે ૧૮૮૪માં અઢાર વર્ષની તરુણાવસ્થામાં શ્રીહર્ષના 'નાગાનન્દ' નાટકનું ભાષાન્તર કરવાનો આરંભ કર્યો. એ વયમાં સહજ એવા ભીરુત્વથી એમણે પ્રથમ આ ગુપ્ત જ રાખ્યું અને અનુવાદ સંપૂર્ણ થયા બાદ પણ કવિને બતાવવાની હિમ્મત કરી શકયા નહિ. રા. મણિલાલે જ છેવટે આ બાબત કવિને જણાવી

૧. વાચકોને યાદ હશે જ કે આ બાવાજીની જ સાથે કવિ નર્મદાશંકર જદુનાથજીને પડકારવા ગએલા. સાથ આપવાની સુધારકોની હિંમત ચાલી નહોતી.

અને કવિએ જ્યારે એ માંગીને વાંચ્યું ત્યારે આવી ઊગતી વયમાં કરેલા આ પ્રથમ પ્રયાસના પ્રૌઢત્વથી તે ખૂબ પ્રસન્ન થયા. અલબત્ત, એમાંના દોષોનું પણ સાથે સાથે દર્શન કરાવ્યું પણ કવિ તરફથી થયેલી એ પ્રશંસાથી એમને અત્યંત સંતોષ થયો. આ પછી તો એમના અભ્યાસમાં કવિએ ઘણો રસ લેવા માંડ્યો, અને એમની આર્થિક તંગીના કાળમાં પણ શાસ્ત્રીજીની સ્કૂલ-ફી તથા પાઠ્ય પુસ્તકોના ખર્ચમાં બનતી મદદ કરતા.

આ પ્રમાણે સંસ્કૃતનો સુંદર અભ્યાસ ચાલતો હતો ત્યારે ઈતર વિષયો તરફ પણ તેટલું જ લક્ષ અપાતું હતું. એલ્ફિન્સ્ટન હાઈસ્કૂલમાંના એમના શિક્ષક સ્વ. જમશેદજી દલાલને[1] (જેઓ પાછળથી વડોદરા રાજ્યમાં વિદ્યાધિકારી થયા હતા તેમને) એમના તરફ ખાસ પક્ષપાત હતો. એ ગૃહસ્થ એમના વડોદરેથી લખેલા તા. ૫મી ફેબ્રુઆરી સને ૧૮૮૯ના પત્રમાં લખે છેઃ "I had the pleasure of seeing him carrying 100 out of 100 tmarks."

૧૮૮૫માં મેટ્રિકની પરીક્ષાનાં ઘણે ઊંચે નંબરે પાસ થયા ત્યાર પછી જ ખરી આર્થિક મુશ્કેલીનો સમય શરૂ થયો. પણ આ દુર્ગમ સંધિમાં પણ કવિએ જ એમને સહાયતા કરી. એ સહાયતા વિના એમનાથી કોલેજમાં અભ્યાસ શરૂ કરવાની હામ ભીડાત જ નહિ. તે સમયમાં કોલેજનાં સત્રો જાન્યુઆરીથી શરૂ થતાં. ૧૮૮૫ના જાન્યુઆરીમાં તેઓ કવિના આગ્રહથી અને એમની જ સાહાય્યથી એલ્ફિન્સ્ટન કોલેજમાં દાખલ થયા. પ્રથમ સત્રની ફી તથા પુસ્તકોના ખર્ચની વ્યવસ્થા કવિએ જ કરી.

આ વર્ષના ફેબ્રુઆરી માસથી કવિની પ્રકૃતિ શિથિલ થવા લાગી. શેઠ ગો. તે. બોર્ડિંગ સ્કૂલની યોજના ઘડવામાં ત્યારે કવિ ગૂંથાએલા હતા અને એ કાર્યમાં એઓ અત્યંત શ્રમ લેતા. આને લીધે દિવસે દિવસે એમની તબિયત વધારે ને વધારે બગડતી ગઈ.ડૉ. ભાલચંદ્ર ત્યારે મુંબઈમાં સારા નામાંકિત ડૉક્ટર હતા અને કવિના અનેક પ્રશંસકોમાના એક હતા. એમની ચિકિત્સા શરૂ થઈ. એમણે પણ અનેક ઉપાયો અજમાવી જોયા પરંતુ કવિ દિનપ્રતિદિન વિશેષ અશક્ત થતા ગયા. ઊઠતાં બેસતાં

---

૧. આ સમર્થ ગુજરાતી કેળવણીકાર સાથેની દી. બ. અંબાલાલ સા. દેસાઈ વિશેની પ્રશ્નોત્તરી દી. બ.નાં ભાષણો-લેખોની નવી ( ગતાંકમાં પરિચાયિત) આવૃત્તિમાં ( પૃ. ૪૯૦-૫૦૦ ) વાંચવા જેવી છે.—સં. માનસી.

પણ ચક્કર આવે, અન્ન લેવાય નહિ, થોડું પણ ચાલતાં થાકી જવાય એવી સ્થિતિ થઈ ગઈ. આ સંજોગોમાં શાસ્ત્રીજીનું ચિત્ત અભ્યાસ પર ચોંટ્યું નહિ. એઓ લગભગ બધો જ વખત કવિની સારવારમાં રહેતા. કૉલેજમાં ઉનાળાની રજા પડ્યા પછી જ્યારે એમને આખો દિવસ પોતાની પરિચર્યામાં રોકાયલા કવિએ જોયા ત્યારે થોડા દિવસ બહારગામ (રાંદેર) જઈ આવવા આગ્રહ કર્યો અને જ્યારે કવિએ 'હું પણ થોડા દિવસમાં હજીરે હવાફેર માટે આવવાનો છું." એમ કહી રજા આપી ત્યારે જ તેઓ રાંદેરે આવ્યા. કવિની સ્થિતિ તો ઉત્તરોત્તર બગડતી ગઈ અને હજીરે હવાફેર જવાને બદલે મે મહિનાની આખરે કવિનાં પત્ની ડાહીગૌરીએ શાસ્ત્રીજીને પત્ર લખી મુંબઈ બોલાવી લીધા. ત્યાર પછી તેમનો બધો જ સમય કવિની પરિચર્યામાં જવા લાગ્યો અને કૉલેજમાં બીજા સત્રમાં દાખલ ન થઈ શક્યા. ૧૮૮૬ના આરંભમાં (તા. ૨૫–૨–૧૮૮૬) કવિ અવસાન પામ્યા. આ દરમ્યાન આગળ અભ્યાસ કરવાની અત્યંત ઉત્કંઠા હોવા છતાં આર્થિક સંજોગોને વશ થઈને એમને કૉલેજના અભ્યાસને તત્કાળ પૂરતો બંધ રાખીને મને કમને મુંબઈની "A. M. (American Mission ?) High School"માં અંગ્રેજી તથા સંસ્કૃતના શિક્ષક તરીકે નોકરી લઈ લેવી પડી વરસેક દિવસ આ શાળામાં કામ કર્યું અને તેટલા સમયમાં પગાર તથા ખાનગી શિક્ષક તરીકેની આવકમાંથી ('ટ્યૂશન્સ'માંથી) કૉલેજની ફી તથા પુસ્તકોપૂરતા પૈસા બચાવી લીધા. ૧૮૮૭ના જાન્યુઆરીમાં કૉલેજમાં ફરીથી દાખલ થવા અને એ શાળાની નોકરી છોડી. એમની એ તરુણ અવસ્થામાં પણ એમની શિક્ષણપદ્ધતિ અને જ્ઞાનથી એ શાળાના પ્રિન્સિપલ મિ. સિમ્પસન પ્રસન્ન થયા હતા. તેઓ એમના પ્રમાણપત્રમાં લખે છે:××His excellant knowledge of English & Sanskrit proved highly useful to our institution."

## પીટર્સનના પ્રિય શિષ્ય

સારે નસીબે કૉલેજમાં દાખલ થતાંની સાથે શેઠ ગો. તે. બોર્ડિંગમાં પણ રહેવાની સગવડ–કવિના સમયના તેના સંચાલકો સાથેના પરિચયને લીધે–થઈ ગઈ. એ સમયે એલ્ફિન્સ્ટન કૉલેજમાં સંસ્કૃતનો વિષય પ્રો. પીટર પીટર્સન તથા મહામહોપાધ્યાય રાજારામ શાસ્ત્રી બોડસ શિખ-

વતા. પ્રો. મેકમિલન લોજિક અને મોરલ ફિલોસૉફીના અધ્યાપક હતા, અને પ્રો. બેરેટ અંગ્રેજી સાહિત્ય લેતા. એ સમયમાં અંગ્રેજ અધ્યાપકો શિષ્યોના સામાન્ય જીવનમાં પણ રસ લેતા અને તેમની સાથે ગાઢ સંપર્ક રાખતા.[1] શાસ્ત્રીજી તો પોતાનો રસિક વિનોદી સ્વભાવ, તેજસ્વી બુદ્ધિ અને અભ્યાસપરાયણતાથી સૌને પ્રથમથી જ પ્રિય થઇ પડ્યા. લોજિકના પ્રોફેસર પ્રો. મેકમિલન તો એમના પર ખૂબ પ્રેમ રાખતા અને એમના એક પ્રશ્નપત્રમાં ૭૦ ટકા ગુણ આપી 'Champion of Logic' એવી નોંધ કરે છે. એ કાળમાં કેટલીક વાર ઉપલા અને નીચલા વર્ગોમાં સાથે જ અમુક વિષયો શિખવવાનો રિવાજ હશે એમ લાગે છે. અભિજ્ઞાન શાકુન્તલ[2]ના " चित्रे निवेश्य परिकल्पितसत्त्वयोगा " એ શ્લોક ઉપરના એક પ્રશ્નપત્ર પર પ્રો. પીટર્સને સ્વહસ્તે "Really fine scholar-like; my students of the M. A. class could not see so clearly through the verse" એવી નોંધ કરી છે. એ જ ગૃહસ્થે શાસ્ત્રીજીને આપેલા પ્રમાણપત્રમાં " × × × × his Sanskrit powers are wonderfully great. The difficult commentaries of Raghav and such others he would enter with ease," વગેરે લખી એમના પ્રત્યેનો સદ્ભાવ વ્યક્ત કર્યો છે. પ્રો. બેરેટનો પણ એમના પર ખૂબ સ્નેહ હતો અને એમના અંગ્રેજી સાહિત્યના સરસ જ્ઞાન તથા એ ભાષા પરના અદ્ભુત કાબૂથી મુગ્ધ થઇ લખે છે: 'During my several years' teaching experience in Indian Colleges, I have not seen any other native student, who could write and speak that really genuine English that I have always seen

૧. એ સુસ્થિતિનું એક કારણ એ હશે કે વિદ્યાર્થીઓની સંખ્યા થોડી ને તેઓ ખરા વિદ્યાર્થી હવા, રહી શકતા; બીજું, યુરોપી પ્રાધ્યાપકો, પછીના જમાનાના તેમના અનુયાયીઓ કરતાં, ઊંચી પંક્તિના વિદ્વાનો ને અભિજાત ગૃહસ્થો હતાં; ત્રીજું, બ્રિટિશ માનસ હિંદ પ્રત્યે અધિકાધિક સામ્રાજ્યવાદી થવા માંડ્યું તે આ સમયાવધિ પછી, એટલે ગુરુશિષ્ય વચ્ચે એકરાગ, પછીને મુકાબલે, સ્વાભાવિકપણે જ અધિક હતો ને રહેતો.—સં. માનસી.

૨. એ નાટક એ સમયે ઇન્ટરના વર્ગમાં શિખવાતું હોવાનો સંભવ છે.–નિ.

in the case of my pupil Mr. Raja Ram Bhatt.'

### 'કાન્ત'ની સાથે મૈત્રીનો આરંભ

કૉલેજમાં એમના સહાધ્યાયીઓમાં પણ એ બહુ પ્રિય હતા અને ત્યાં અભ્યાસ દરમિયાન તેમ જ ગોકળદાસ તેજપાળ બોર્ડિંગ સ્કૂલમાંના સહવાસથી તેમને સ્વ. કાન્ત ( મણિશંકર રત્નજી ભટ્ટ ) સાથે મૈત્રી થઈ. આ સહવાસ દરમિયાનનો એક રમૂજી પ્રસંગ નોંધપાત્ર છે. એક વખત ચોમાસામાં મિત્રમંડળમાં કામળા નામે ઓળખાતા ચોમાસામાં પાકતા જંતુઓ વિષે ચર્ચા નીકળી. કોઇકે કહ્યું કે કામળાના વાળ ઝેરી હોય છે. કાન્તને ગળે આ વાત ન ઊતરી. અને એક દિવસ એકાન્તમાં પોતાના ઓરડામાં એક કામળો લાવી તેના વાળ કાતરી, પાણીમાં મેળવી પી ગયા. પછી વિષ ચઢે છે કે કેમ તેની રાહ જોતા બેઠા. બીજે દિવસે જ્યારે કાંઇ અસર ન થઇ એટલે શાસ્ત્રીજીને તથા બીજા મિત્રોને પોતાના અનુભવની વાત કહી. બધા હસ્યા પરંતુ શાસ્ત્રીજીએ તો એમને આવું સાહસ કરવા બદલ ખૂબ ઠપકો આપ્યો. આ પ્રસંગ કાન્તની પ્રયોગપરાયણતા ઉપર પ્રકાશ નાંખે છે એટલાપૂરતો જ અહીં ટાંક્યો છે.

કૉલેજમાં અભ્યાસ કરતા કરતા મુંબઇમાં નવા આવનાર અંગ્રેજ મિશનરીઓને ગુજરાતી શિખવવાનું કામ અંગ્રેજ પ્રોફેસરો દ્વારા મળી રહેતું અને એમ કરીને શાસ્ત્રીજી પોતાના રાંદેરમાંના કુટુંબના નિભાવની સગવડ કરતા. પોતે તો બોર્ડિંગમાં રહેતા એટલે ઝાઝો ખર્ચ આવતો નહિ. આમ બેએક વર્ષ અભ્યાસ ચાલ્યો.

### 'નાગાનન્દ'નું પ્રકાશન

૧૮૮૯ના ઉનાળાની રજામાં એમના જીવન પર વિધિનો પ્રથમ વજ્રપ્રહાર થયો. એઓ રાંદેર આવેલા અને ત્યાં એમના પિતા એકાએક થોડા જ દિવસની માંદગી પછી ગુજરી ગયા. બસ, સંસારનો સમગ્ર બોજો એમના ઉપર આવી પડ્યો. વિદ્યાર્થીજીવનના એમના અતિ ઉજ્જવલ એ કાળ પર દૈવે અંધારપિછોડો નાંખ્યો. ઉત્તરક્રિયા વગેરેથી પરવાર્યા પછી કૉલેજમાં જવાની અત્યંત ઉત્કંઠા હોવા છતાં અનેક કારણોને લીધે એમને એ વિચાર માંડી વાળવો પડ્યો અને એમના વિદ્યાભ્યાસ પર વિદ્યાપીઠનો અંતિમ યશકલશ ન ચઢ્યો. કુટુંબનું ભરણપોષણ અને

પાલન કરવાનો આર્થિક તથા વ્યાવહારિક ભાર એમણે ઉઠાવી લેવો પડ્યો અને મનેકમને સુરત મિશન તથા ઝનાના હાઈસ્કૂલોમાં અંગ્રેજી તથા સંસ્કૃત શીખવવાનું શરૂ કર્યું. અહીં નોકરી કરતા હતા તે સમયમાં એમણે શ્રીહર્ષના "નાગાનન્દ" નાટકનું એમની અઢાર વર્ષની વયે કરેલું ભાષાન્તર થોડાક સુધારાવધારા સાથે સને ૧૮૯૦માં પોતાની પચીસ-ની વયે પ્રસિદ્ધ કર્યું. તે વખતના વિદ્વદ્‌વર્ગમાં એ ઘણું વખણાયું. એમની યુવાનવયમાં રચાયલા એ ભાષાન્તરની ભાષા ઘણી સમૃદ્ધ છે. એમાંના મધુર કંઠથી એમાં શ્લોકો ગાતા એમને સાંભળતાં એમના મિત્રો—અને ખાસ કરીને સ્વ. કાન્ત—કદી ધરાતા નહિ. એમના મૃત્યુ બાદ પ્રસિદ્ધ થયેલા રા. રમણિક દલાલના એ જ નાટકના ૧૯૨૭માં પ્રકટ થયેલા ભાષાન્તરનો પ્રવેશક લખતાં સાક્ષરવર્ય બળવંતરાય ક. ઠાકોર શાસ્ત્રીજીના ભાષાન્તરનો ઉલ્લેખ કરતાં જણાવે છે કે

થયા અને શાસ્ત્રીજી પાસે વારંવાર એમાંના શ્લોકો ગવરાવતા અને એની પ્રશંસા કરતાં ઉપર કહ્યું તેમ ધરાતા નહિ.

## સયાજી લાઇબ્રેરીના ગ્રન્થપાલ

મિશન હાઇસ્કૂલનું કામ આશરે વરસ સવાવરસથી વધુ ચાલ્યું નહિ. સ્વાતંત્ર્યપ્રેમી શાસ્ત્રીજીને ત્યાં કંઇક વિક્ષેપ પડ્યો હશે અને એમણે એ નોકરી છોડી દેવા નિશ્ચય કર્યો. એ અરસામાં પ્રો. ટી. કે. ગજ્જર વડોદરામાં કલાભવન સ્થાપવાના પ્રયાસમાં હતા, અને શ્રી. કાન્ત તેમને એ કાર્યમાં મદદ કરતા હતા. શ્રીમન્ત સયાજીરાવ મહારાજે શ્રી. સયાજી લાયબ્રેરી નામની એક સારી લાયબ્રેરીની શરૂઆત કરેલી અને તેને માટે યોગ્ય એવા કોઇ બહુશ્રુત લાયબ્રેરીઅનની તપાસ કરવાનું કામ શ્રીમન્ત ગણપતરાવ ગાયકવાડને સોંપેલું. કાન્ત વારંવાર શાસ્ત્રીજીને વડોદરે તેડાવતા, અને એવે એક પ્રસંગે શ્રીમન્ત ગણપતરાવ ગાયકવાડ સાથે શાસ્ત્રીજીની મુલાકાત થઇ. એમણે એમને લાયબ્રેરીનું કામ સંભાળી લેવા આગ્રહ કર્યો, અને બીજા મિત્રોના પણ આગ્રહથી મિશન હાઇસ્કૂલ છોડી શ્રી સયાજી લાયબ્રેરીના ગ્રંથપાલનું કામ એમણે સ્વીકાર્યું. આ કામ એમને ખૂબ ગમી ગયું, અને અહીં એમને પોતાને વિદ્યારસ પુષ્કળ વિકસાવવાની તક મળી: એ ઉપરાંત સાક્ષરરત્ન મણિલાલ નભુભાઇ દ્વિવેદી તે સમયે વડોદરામાં પ્રાચીન જૈનગ્રંથોનું અન્વેષણ કરતા હતા તેમની સાથેનો કવિ નર્મદના સમયનો સ્નેહસંબંધ ફરીથી તાજો થયો અને દઢતર થયો. એમના પ્રિય મિત્ર કાન્ત તો ત્યાં હતા જ અને પ્રો. ગજ્જર સાથે પણ મૈત્રી જામવા માંડી.

## પ્રો. ગજ્જર સાથે કલાભવનમાં

આમ એમને વડોદરામાં ઠીક ગોઠી ગયું. અહીં એમણે પ્લુટાર્કનાં જીવનચરિતોમાંથી જુલિયસ સીઝર, અને એલેક્ઝાન્ડર ધ ગ્રેટનાં ચરિતોનો ગુજરાતીમાં અનુવાદ કર્યો, અને "રેખાત્મક યથાદર્શન ચિત્રવિદ્યા" ( linear perspective ) નામનું પુસ્તક લખ્યું, જે જ્ઞાનમંજૂષા ગ્રંથમાળામાં પ્રસિદ્ધ થયું. એ ઉપરાંત એમણે મરાઠી ભાષાનો પણ તલસ્પર્શી અભ્યાસ અહીં કર્યો. કોઇ પણ ભાષાનું સર્વાંગસંપૂર્ણ જ્ઞાન અલ્પસમયમાં મેળવી લેવાની એમની શક્તિ આશ્ચર્યકારક હતી. ગુજરાતી,

સંસ્કૃત અને અંગ્રેજી ઉપર તો ઘણો સુંદર કાબૂ હતો જ; પરન્તુ શ્રી સયાજી લાયબ્રેરીમાં કામ કરતાં કરતાં, તથા વડોદરામાંના તત્કાલીન મરાઠી ભાષાના વિદ્વાનોના સહવાસથી એમણે એ ભાષાનો તથા તેના સાહિત્યનો પણ ઊંડો અને સર્વતોભદ્ર અભ્યાસ કરી લીધો; એટલે સુધી કે જો એ મરાઠીમાં વાત કરતા હોય તો કોઈ દક્ષિણી ગૃહસ્થ પણ એઓ ગૂજરાતી છે, એમ એમના ઉચ્ચારો પરથી પારખી શકે નહિ.

કલાભવનની સ્થાપનાના એ કાળમાં વડોદરામાં (એના ઇતિહાસજ્ઞોને સુવિદિત છે તેમ), ગૂજરાતી અને દક્ષિણી એમ બે સબળ પક્ષો નિરંતર પરસ્પર સ્પર્ધા કરતા અને તેને લીધે કોઈ પણ રચનાત્મક કાર્ય સંતોષકારક રીતે થઈ શકતું નહિ પ્રો. ગજ્જર જેવા એક ગૂજરાતીના હાથમાં કલાભવન જેવી અસામાન્ય યોજનાનું સુકાન સોંપાય એ દક્ષિણી વિદ્વાનો તથા રાજકર્મચારીઓના વિશાળ વર્ગને ન રુચ્યું. એ લોકોએ રીધો નહિ પણ આડકતરો વિરોધ આદર્યો. કોઇ પણ કાર્યમાં સાથ આપવાને બદલે તેમાં વિક્ષેપ નાંખવામાં, એ નિષ્ફળ જાય એવા સંજોગો ઉપસ્થિત કરવામાં, એ સર્વ કૃતકૃત્યતા અનુભવવા લાગ્યા.

પ્રો. ગજ્જરને સ્થાને એ સંસ્થાનો કોઇ બીજો સાધારણ કર્ણધાર હોત તો કલાભવનની નૌકા બરદરિયામાં પહોંચતાં પહેલાં જ નાશ પામત. પરન્તુ સ્વવિષયમાં અત્યંત પારંગત તથા વ્યવહારદક્ષ ગજ્જરસાહેબે પોતાની આસપાસ તે કાળમાં પ્રાપ્ય એવા ઉત્તમોત્તમ ગૂજરાતીઓનો અભેદ્ય દુર્ગ રચ્યો. પોતે વિજ્ઞાનનો વિષય લેતા. સ્વ. કાન્ત શિક્ષણનો ઇતિહાસ, તત્ત્વજ્ઞાન, અંગ્રેજી તથા ગૂજરાતી સાહિત્ય વગેરે શિખવતા, પણ મરાઠી અને સંસ્કૃત સાહિત્ય પર વ્યાખ્યાન આપનાર એક ગૂજરાતીની સંસ્થાને ખૂબ જરૂર જણાઈ, એટલે એ બન્ને સજ્જનોએ શાસ્ત્રીજી સાથે મસલત કરી અને અંતે શાસ્ત્રીજીએ લાયબ્રેરીનું કામ મૂકી દઈ કલાભવનમાં ગૂજરાતી, અંગ્રેજી, મરાઠી અને સંસ્કૃત ભાષા અને સાહિત્ય પર વ્યાખ્યાન આપવાં એમ ઠર્યું. આ યોજનાનુસાર સન ૧૮૯૪માં શાસ્ત્રીજી કલાભવનમાં જોડાયા. એ વર્ષના કલાભવનના વાર્ષિક અહેવાલમાં આ બાબતનો ઉલ્લેખ છે.

પોતાના સ્વીકૃત વિષયોનું પાકું જ્ઞાન, શિક્ષણની મનોહર શૈલી, રસિક

અને વિનોદી સ્વભાવ, પ્રભાવશાલી વ્યક્તિત્વ અને સુમધુર કંઠથી થોડા જ સમયમાં એ શિષ્યવર્ગમાં અત્યંત પ્રિય થઈ પડ્યા. સંસ્કૃત અને ખાસ કરીને મરાઠી ભાષાના દક્ષિણીઓએ માની લીધેલા પોતાના જ વિષય પર એક ગુજરાતી ગૃહસ્થ વ્યાખ્યાન આપે અને તે પણ વડોદરા જેવા તેમના પોતાના ક્ષેત્રમાં એ બિના અમુક દક્ષિણી વિદ્વદ્વર્ગમાં અસહ્ય થઇ પડી; પરન્તુ શાસ્ત્રીજીના એ વિષયોના સંપૂર્ણ કાબૂને લીધે એ લોકો કાંઈ વાંધો ઉઠાવી શક્યા નહિ. ૧૮૯૫ના કલાભવનના વાર્ષિક અહેવાલમાં પ્રો. ગજ્જરસાહેબ લખે છેઃ—

"Mr.Rajaram Bhatt Sastri was taken up as lecturer for English, Sanskrit, Gujarati and Marathi Languages for the Training College Section of the Institution. His perfect knowledge of the grammar and constitution of these Languages and thorough acquaintance with their literatures as well as his winning manners soon made him favourite among the grown-up students of different classes."

શાસ્ત્રીજીના જીવનના ધન્યમાં ધન્ય દિવસો એ આ વડોદરામાં ગાળેલો સમય. સ્વ. કાન્ત જેવા પ્રિય મિત્રનો સુખદ સહવાસ, રા. મણિલાલ ન. દ્વિવેદી જેવા વિદ્વાન સાથે કલાકો ને કલાકો સુધી વાર્તાલાપ કરવાની તથા સાહિત્ય કે તત્ત્વજ્ઞાન જેવા વિષયો પર ચર્ચા કરવાની સગવડ, પોતાના સ્વભાવ તથા રુચિને અનુરૂપ એવું સાહિત્યશિક્ષણનું કામ તથા શ્રી સયાજી લાયબ્રેરી જેવા સરસ જ્ઞાનભંડારનો ઉપયોગ કરવાની અનુપમ તકઃ આ સર્વ અને એવાં અનેક કારણોને લીધે એમને વડોદરામાં એટલું બધું ગમી ગયું કે જીવનના અંતકાળ સુધી એ સુખદ દિવસોને 'તે હિ નો દિવસા ગતાઃ' જેવે ભાવે યાદ કરતાં આંખો છલકાઇ જતી. મણિ, રાજુ અને ગજ્જરની એ યુગમાં અજેય ત્રિપુટી ગણાતી.

પરંતુ દૈવને આ સુખ બહુ દિવસ ગમ્યું નહિ. એકાએક થોડા દિવસની બિમારી ભોગવી શાસ્ત્રીજીનો પાંચેક વર્ષનો એકમાત્ર પુત્ર વડોદરામાં અવસાન પામ્યો. આ બાળક અસાધારણ બુદ્ધિશાળી અને

૩

ચંચળ હતો અને ઉભય પતિપત્નીને એના ઉપર અત્યંત પ્રેમ હતો. એના મૃત્યુથી બંને જણાં વિહ્વળ થઈ ગયાં. વડોદરાનું વાતાવરણ દુઃસહ થઇ પડયું. ખાસ કરીને એમનાં પત્નીની માનસિક સ્થિરતા જોખમમાં આવી પડી. શ્રી. કાન્ત, તેમનાં પત્ની તથા ગજ્જરસાહેબનાં માતુશ્રી લગભગ આખો દિવસ અવારનવાર એમની પાસે જ રહેતાં અને એમનો શોકભાર હળવો કરવા પ્રયત્ન કરતાં, પરંતુ આખરે સૌને એમ લાગ્યું કે એ બન્નેએ થોડા દિવસ વડોદરા છોડી બહારગામ જઈ આવવું જોઇએ. આથી કલાભવનમાંથી થોડા દિવસની રજા લઈ શાસ્ત્રીજી એમનાં પત્ની સાથે રાંદેર આવ્યા. ત્યાં ગયા બાદ અચાનક તાપી નદીમાં સખત પૂર આવ્યું અને તેથી નદી પાર કરી, સુરત આવી, વડોદરે પાછા ફરવામાં ધારવા કરતાં વિશેષ વિલંબ થયો.

## સ્વભાવ અત્યન્ત માની

હવે અહીં શાસ્ત્રીજીના સ્વભાવનો થોડો પરિચય આપવો જરૂરી છે, કે જેથી હવે પછીનો પ્રસંગ બરાબર સમજાય.

સાધારણ રીતે તો એઓ બહુ વિનોદી અને હસમુખા હતા. ભાષા પરના અસાધારણ કાબૂને લીધે વાર્તાલાપ પણ બહુ રસપ્રદ કરતા અને કોઇ પણ પ્રસંગનું નિરૂપણ કરતા હોય ત્યારે તેનું સંપૂર્ણ ચિત્ર શ્રોતાવર્ગની સમક્ષ હૂબહૂ ઉત્પન્ન કરી શકતા. પોતાની ઉત્કટ સંવેદનશક્તિથી કાવ્યોમાંના ઉચ્ચતમ રસોનું પોતે સર્વાંશે આસ્વાદન કરતા. એટલું જ નહિ પણ સામાન્યમાં સામાન્ય કોટિના માણસને પણ એ ભાવ સર્વાંશે સમજાવી શકતા. કોઇ પણ કાવ્ય કે કથામાંનો કરુણ પ્રસંગ આવતાં એ સ્વસ્થ ચિત્તથી વાંચી શકતા જ નહિ. ગોલ્ડસ્મિથનું કાવ્ય 'ડેઝર્ટેડ વિલેજ' મને સમજાવતા પોતાના જન્મસ્થાન દિહેણગામની પહેલાંની જાહોજલાલી અને એની અત્યારની પડતી એ કવિના 'સ્વીટ ઑબર્ન' સાથે સરખાવી પ્રસંગે પ્રસંગે અશ્રુપાત કરતા. કોઇ પણ કાર્ય ઉપાડ્યા પછી તે પૂરું કર્યે જ જંપતા અને તેમ કરવામાં અથાક પરિશ્રમ ઉઠાવવો પડે તો તેની પણ પરવા કરતા નહિ. મૈત્રી બહુ થોડાની કરતા પરંતુ એક વખત મૈત્રી બાંધ્યા પછી એને અંગે અનેક વજ્ર–પ્રહારો થાય તો પણ તે તૂટતી નહિ. વળી પોતે ચુસ્ત સનાતની હતા. ધર્મ વિરુદ્ધનું યત્કિંચિત પણ આચરણ

સહી શકતા નહિ. એમ કરનાર અત્યંત નિકટનો સ્વજન કે પરમ મિત્ર હોય તો તેને પણ તે જ વખતે સખ્ત શબ્દોમાં ઝાટકી નાખતા. "કાન્ત" એમના પરમ મિત્ર હતા. છતાં પણ જ્યારે સ્વીડનબોર્ગની ફિલસૂફીથી મુગ્ધ થઇ એમણે ધર્માન્તર કર્યું ત્યારે એમની સાથેનો સંબંધ, એ મહાન સત્યશોધકનાં સ્વજનથી માંડી ઘણાંનો તેમ શાસ્ત્રીજીનો પણ, થોડો વખત બગડેલો. વડોદરા પ્રત્યે અણગમો ઉત્પન્ન થવામાં આ પણ એક કારણ હતું. એમની નૈતિક હિંમત અપ્રતિમ હતી. પોતાનાં મંતવ્યો ઉપર સંપૂર્ણ શ્રદ્ધા હતી. તેની વિરુદ્ધ આચરણ કોઇ કરતું હોય તો તે કોણ છે તેની લેશમાત્ર પણ દરકાર કર્યા વિના તેનો વિરોધ કરવા જેટલું સ્પષ્ટવક્તૃત્વ હતું. ક્રોધ દુર્વાસા જેવો હતો અને કોઈ પણ કારણસર પોતાની માનહાનિ થાય છે એવી ગંધ પણ આવે તો તેમ કરનારને શિક્ષા કરતા અથવા તેને પોતાની માનહાનિ કરવા દેવાનો પ્રસંગ જ આવવા દેતા નહિ. આવા અત્યંત માની સ્વભાવને લીધે એમને વારંવાર આર્થિક નુકસાન ભોગવવું પડતું તેમ જ અકારણ વિરોધીઓ ઉત્પન્ન થતા પરંતુ એ કદી પણ તેમને સાલતું નહિ. અનેક સારી સારી નોકરીઓ અને માનનાં સ્થાનો એમને આવા કારણસર છોડવા પડતાં પરંતુ એ નિભાવવા ખાતર કદી પણ કોઇની ખુશામત કરતા નહિ કે અપમાન સહી લેતા નહિ; તેમ જ આમ જતા કરેલા લાભોને માટે એમણે ક્યારે પણ પસ્તાવો કર્યો નથી.

## —તેથી નોકરીનું રાજીનામું

હવે પ્રસ્તુત પ્રસંગ પર આવીએ. એમના પુત્રના મૃત્યુ બાદ રાંદેર ગયેલા અને ત્યાંથી પાછા ફરતાં અનિવાર્ય સંજોગોમાં એમને વિલંબ થયો એ આપણે ઉપર જોઇ ગયા. વડોદરે પાછા ફર્યા બાદ એમને "આ વાત ગજ્જરસાહેબને નથી ગમી અને તેથી તેઓ જરા નારાજ થયા છે" એમ કાંઇક ખબર મળી—કાંઇક વહેમ પડ્યો. ખરી વસ્તુસ્થિતિ શું હતી તે જાણવાનું આજે અશક્ય છે, પરંતુ એટલું ચોક્કસ છે કે ગજ્જર-સાહેબનું વર્તન સાધારણ રીતે જ જરા અમલદારશાહી ભરેલું રહેતું. તે સ્વ. કાન્તને તો જરૂર પડયે સીધો ટપકો જ આપતા. શાસ્ત્રીજીના અતિશય સ્વતંત્ર સ્વભાવનો એમને કૉલેજના સમયથી પરિચય, એટલે એમને સીધે-સીધું કાંઇ ન કહેતા પણ આડકતરી રીતે સૂચન મળે એટલું તો જોતા જ. આ પ્રસંગમાં પણ એવું જ કાંઇ બન્યું હશે એમ અનુમાન કરીએ. વળી

પ્રસંગ જરા નાજુક હતો એટલે પણ શાસ્ત્રીજીને વધારે લાગ્યું. એ જ અરસામાં કે ત્યાર બાદ થોડા વખતમાં સમયપત્રકોની પુનર્ઘટના થઈ અને તેમાં શાસ્ત્રીજીને ફાળે કામનો સમય પહેલાં કરતાં કાંઈક વધ્યો. એમનું અત્યાર સુધીનું કામ ખૂબ સંતોષકારક અને અદ્યયાવત્ જ્ઞાનવાળું હતું. વિદ્યાર્થીઓ તો સારી રીતે સંતુષ્ટ હતા એટલે આમ થવાનું પ્રયોજન શું તે એમને ન સમજાયું અને આ પેલી મોડા આવ્યાને લીધે થયેલી ઇતરાજીને પરિણામે હશે એમ એમણે માન્યું. એમણે વિરોધ કર્યો ત્યારે "આ તો તાત્કાલિક છે; અમુક વખત પછી પાછું બધું પૂર્વવત્ થઈ જશે" એમ કે એવું કાંઈક સમજાવવામાં આવ્યું. આ રીતે એ વાત તે વખતપૂરતી થાળે પડી ગઈ. આ સઘળી ખટપટના સમય દરમ્યાન ગજ્જરસાહેબ સાથેના અંગત સંબંધમાં તો જરા યે આંચ નહોતી આવી અને તેથી તો શાસ્ત્રીજીને ઊલટું વિશેષ આશ્ચર્ય થતું. મનમાં કાંઈક હોય અને વર્તનમાં તો બીજું, એ સંભવે જ કેમ, એ એમના ખ્યાલમાં આવતું નહિ. ગજ્જરસાહેબના ઘરમાં એમનાં માજીનો તો શાસ્ત્રીજી પર ખૂબ સ્નેહ હતો અને કુટુંબમાં અથવા ખાસ કરીને માજી પાસે કાંઈક કામ હોય, કાંઈ ન માનતાં હોય અને સમજાવવાનું હોય તો તે કરવાનો ભાર શાસ્ત્રીજી પર જ આવતો. આવો એક પ્રસંગ સાંભળ્યો છે. ગજ્જરસાહેબ પ્રિન્સિપલ થયા પછી એમને ઘેર અનેક નાનાંમોટાં માણસોની અવરજવર વધી પડી. હવે, માજીને ગજ્જરસાહેબ નાના હતા ત્યારથી જ તેમને 'તિભો' (એમના નામ ત્રિભુવન પરથી) કહીને બોલાવવાની ટેવ હતી; એટલે બહારનાંની હાજરીમાં પણ તે તો એમના રિવાજ મુજબ 'તિભા!' કહીને જ બોલાવતાં. આ ગજ્જરસાહેબને બિલકુલ નહોતું ગમતું. પણ માજીને એ વાત યુક્તિપુરઃસર સમજાવે કોણ? છેવટે શાસ્ત્રીજીને એ કામ સોંપાયું અને માજીને ગળે એ વાત એમણે ઉતારી પણ ખરી.

આવો નિકટ સંબંધ હોવા છતાં પણ જ્યારે ઑફિસના કામકાજના સંબંધમાં ગજ્જરસાહેબ અમલદારશાહીવાળું વર્તન રાખે છે એમ શાસ્ત્રીજીને જણાયું ત્યારથી એમનું દિલ એ નોકરી પરથી ઊતરી ગયું. આગળ જતાં બીજી વખત સમયપત્રક રચાયાં ત્યારે પણ એમને ફાળે વધારેલો સમય જ રહ્યો. એટલે એમને ચોક્કસ લાગ્યું કે આવી નિષ્કારણ કરેલી કનડગત હું ચલાવી લઉં એમ નથી એમ ગજ્જરસાહેબ જાણે છે એટલે મને

દૂર કરવાના હેતુથી જ વસ્તુસ્થિતિ આ રીતની બનાવવામાં આવી છે, આથી નવાં સમયપત્રોની વાત જાણતાં એમણે તુરત જ રાજીનામું લખી નાંખ્યું અને ઘેર જતાં પહેલાં ગજ્જરસાહેબ પર મોકલી દીધું. રામજી મંદિરની પોળમાં "કાન્ત" અને શાસ્ત્રીજી પાસે પાસે જ ઘર રાખીને રહેલા હતા અને સવારસાંજ ઘણો વખત સાથે જ ગાળતા છતાં પણ પોતાના કરેલા નિર્ણય પર કોઇની સલાહ ન લેવાના આગ્રહી સ્વભાવને લીધે પોતે એ સન્મિત્રને પણ આ રાજીનામાની વાત કરી નહિ. બીજે દિવસે સવારે ગજ્જરસાહેબે શ્રી. કાન્તને ઘેર બોલાવી વાત કરી ત્યારે જ તેમને પણ પ્રથમ ખબર પડી.

આ પછી તો રાજીનામું પાછું ખેંચાવવાના અનેક પ્રયત્નો થયા "તમને વાંધો હોય તે દૂર કરીએ." "મણિ,રાજુ અને ગજ્જરની આપણી ત્રિપુટી તૂટી જાય છે." "દક્ષિણીઓને રાજી થવા જેવું થશે" વગેરે અનેક રીતે, આપેલું રાજીનામું પાછું ખેંચાવવા સમજાવ્યા પણ એમણે માન્યું નહિ અને આ રીતે એ સુખદ જીવનકાલનો અંત આવ્યો.

## મોટી વયે કાશીની જ્ઞાનયાત્રા

શાસ્ત્રીજીને લાંબા વખતથી એમ લાગ્યા કરતું હતું કે આર્ય તત્ત્વજ્ઞાન અને ધર્મશાસ્ત્રોનો યથાસ્થિત અભ્યાસ કરવાને કેવળ સંસ્કૃતભાષાનું જ્ઞાન કે પાશ્ચાત્ય વિદ્વાનોના તે તે વિષયો પરના ગ્રંથોનું અવલોકન પૂરતું નથી. એને માટે તો કાશી જેવાં વિદ્યાધામની શારદાપીઠમાં બધાં દર્શનોનો વિધિપૂર્વક અભ્યાસ કરવો ઘટે. પરંતુ કોલેજ છોડીને સંસાર શરૂ કર્યા પછી આવો પ્રસંગ મળવો ખકુસુમવત્ લાગ્યા કરતો હતો. ગજ્જરસાહેબ સાથેના પ્રસંગથી અને પોતાના પ્રિય પુત્રના અવસાનથી ઉદ્વિગ્ન થયેલા ચિત્તને શાંતિની પણ જરૂર હતી એટલે વડોદરાના નિવાસ દરમ્યાન જે કાંઇ થોડું દ્રવ્ય બચ્યું હતું તે પોતાનાં પત્નીને નિભાવાર્થે આપીને ફક્ત ગાડીભાડું તથા તાત્કાલિક ખર્ચપૂરતું સાથે લઇ એઓ પોતાની આશરે ત્રીશની વયે કાશી જવા નીકળ્યા અને એમના વિદ્યાર્થીજીવનનો ત્રીજો અને અંતિમ તબક્કો શરૂ થયો. કાશીમાં એઓ ક્યાં રહ્યા અને કેવી રીતે નિભાવ કર્યો તે જાણવાનાં આપણી પાસે સાધન નથી પણ એટલું સ્પષ્ટ છે કે એમણે એમના ગુરુનો પ્રેમ પોતાની તેજસ્વી અને સર્વગ્રાહી બુદ્ધિ અને અભ્યાસપરાયણતાથી જીતી લીધો; તે એટલે સુધી કે સમગ્ર દર્શનોનો અભ્યાસ નિયત કરેલા કરતાં અલ્પ સમયમાં

કરી રહ્યા બાદ જ્યારે એમણે પુનઃ સ્વદેશ આવવા રજા માગી ત્યારે ગુરુએ એમને કાશીમાં જ સ્થિર થઈ રહેવા ઘણો આગ્રહ કર્યો. કાશીમાં એકંદર બે-અઢી વર્ષ અભ્યાસ કર્યો હોય એમ લાગે છે. ત્યાંના એમના તત્કાલીન મિત્રોમાં મહામહોપાધ્યાય પદ્મનાભ ભટ્ટાચાર્ય મુખ્ય હતા.

### બ્રિ. અ. ટોબૅકો કંપનીમાં

ત્યાર પછીનાં ત્રણેક વર્ષો એઓ કલકત્તામાં બ્રિટિશ અમેરિકન ટોબેકો કમ્પનીમાં (જે અત્યારે ઇમ્પીરીઅલ ટૉબેકો કમ્પનીને નામે કામ કરે છે તેમાં) એકાઉન્ટન્ટ તરીકે રહ્યા અહીં કેટલાક સમયથી 'કસ્ટમ્સ'ની બાબતમાં કાંઇક ભૂલ થયા કરતી હતી અને તેને લીધે કમ્પનીને અમુક આર્થિક નુકસાન જતું હતું. શાસ્ત્રીજીએ આ બાબત પકડી અને તેના પ્રત્યે કમ્પનીના મૅનેજર મિ. ધ. એ. વુડવર્ડનું ધ્યાન ખેંચ્યું. તુરત જ એ સંબંધમાં અમેરિકામાંની હેડ ઑફિસ અને કસ્ટમ્સ ડીપાર્ટમેન્ટ સાથે પત્રવહેવાર શરૂ થયો અને પરિણામે કમ્પનીને એક સારી રકમ પાછી ભરપાઇ તરીકે ('રીફંડ')મળી. આથી હેડ ઑફિસવાળાઓ તથા મિ. વુડવર્ડ ખૂબ ખુશ થયા અને શાસ્ત્રીજીને એકાઉન્ટન્ટમાંથી એસિસ્ટંટ મૅનેજરનું સ્થાન મળ્યું, પગારમાં માસિક રૂ ૫૦) નો વધારો કરવામાં આવ્યો તથા એક મોટી રકમ પારિતોષિક તરીકે આપવામાં આવી.

ઉપર મુજબ નવી જગ્યા મળ્યા પછી અમેરિકાથી આવતા તંબાકુ તથા સિગરેટના કૉન્ટ્રાક્ટ દેશી વેપારીઓ સાથે કરવાનું કામ એમને સુપરત થયું. આ બાબતમાં એમના પુરોગામીએ વેપારીઓ પાસે અમુક ટકા કમિશન લેવાનો રિવાજ રાખેલો. એ સમયમાં કલકત્તામાં સિગરેટના દલાલોમાં શેઠ મૂળજી ભાઈદાસ કંપાની મુખ્ય હતા. શાસ્ત્રીજીએ ઉપલું સ્થાન સ્વીકાર્યા બાદ નવો કૉન્ટ્રાક્ટ થયો ત્યારે એમના નિયત કરેલા કમિશનની રકમનું કરન્સી નોટનું બંડલ એક પરબીડીઆમાં મૂકી શ્રી. મૂળજીભાઈ એમના ટેબલના ખાનામાં મૂકી ગયા. " એ શું મૂકો છો, મૂળજીશેઠ ?" એમ પૂછતાં મૂળજીભાઇએ આંખથી અણુસારો કરી, એ આપને માટે છે એમ સૂચવ્યું. શું છે એ જોવા જ્યારે બંડલ ખોલ્યું ત્યારે અંદરથી સારી રકમની કરન્સી નોટો નીકળી. પ્રથમ તો શાસ્ત્રીજી જરા વિચારમાં પડ્યા, પણ જ્યારે ખરી સ્થિતિ સમજાઈ ત્યારે એ નોટનું બંડલ તથા મૂળજી-શેઠને લઈ પોતે વુડવર્ડસાહેબના ચેમ્બરમાં ગયા. મિ. વુડવર્ડ આ

રિવાજથી તદ્દન અજાણ્યુ તો નહોતા જ, પણ કોઈ ખાસ પુરાવો નહોતો મળતો એટલે એને રોકી નહોતા શકયા. મૂળજીશેઠ તો વિચારમાં જ પડી ગયા. સહેલાઈથી અને કોઈ પણ જાતના જોખમ વિના પ્રતિવર્ષ સેંકડો રૂપિયા મળતા હોય તેની કોઈ ના પાડે એ સ્થિતિ જ એમણે કલ્પી નહોતી. મિ. વુડવર્ડે મૂળજીશેઠને કશો ઠપકો તો ન આપ્યો, કારણ કે એમાં એમનો ખાસ વાંક નહોતો. એમને તો વેપાર કરવો હતો, અને જૂના એસિ. મૅનેજર–સાહેબ દક્ષિણા લીધા સિવાય કૉન્ટ્રૅક્ટ આપે એમ હતું નહિ, એટલે રિવાજ સ્વાભાવિક ગણી ચાલુ કરેલો; પરન્તુ આ પ્રસંગ પછી શાસ્ત્રીજી માટે મિ. વુડવર્ડનું તથા મૂળજીભાઈનું માન ખૂબ વધી ગયું.

## ' અસભ્ય ' પોશાકની કહાણી

શાસ્ત્રીજીને વિલાયતી ઢંગના પહેરવેશ પ્રત્યે પ્રથમથી જ સૂગ હતી. કલકત્તાના નિવાસકાળમાં તેમનો નિયમિત પોશાક લાંબો કોટ, ખમિસ, ચારે છેડે બ્રાહ્મણી પદ્ધતિથી પહેરેલું ધોતિયું તથા માથે ફેંટો–એવો હતો. કલાઇવ સ્ટ્રીટમાં આવેલી બ્રિ. અ. ટોબેક્કો કમ્પનીમાં જવાને રોજ એમને હાવરાનો પુલ ઓળંગવો પડતો. આ પુલની નીચેથી મોટી સ્ટીમરો પસાર થઇ શકતી નહિ, એટલે એવે પ્રસંગે તેને છૂટો પાડી નાખવામાં આવતો અને તેટલા સમય દરમ્યાન લોકોને એક કિનારેથી બીજે કિનારે મફત લઇ જવામાં આવતા. એ બોટમાં અમુક રૂપિયાથી વિશેષ વેતન-વાળા અથવા આમદાનીવાળા ગૃહસ્થોને પ્રથમ વર્ગમાં અને બીજાઓને બીજા વર્ગમાં બેસાડવાનો નિયમ હતો. પ્રથમ વર્ગમાં ખાસ કરીને અંગ્રેજ કુટુમ્બો જતાં, જેમાંનાં અંગ્રેજ બાનુઓને હિંદી પોશાક અને મુખ્યત્વે ધોતિયાં પ્રત્યે અણગમો હતો. એને એ લોકો અસભ્ય ગણતાં. આમ હોવાથી પ્રથમ વર્ગમાં યુરોપિયન ઢબનો પોશાક ન પહેર્યો હોય તેવા ગૃહસ્થને દાખલ ન કરવા એવો કસ્ટમ્સ ખાતાએ નિયમ કર્યો હતો. એસિ. મૅનેજરની જગ્યા મળવાથી શાસ્ત્રીજીને ઉપલા વર્ગમાં મુસાફરી કરવાનો હક તો મળ્યો, પરન્તુ જ્યારે એનો અમલ કરવાનો પ્રથમ પ્રસંગ ઉપસ્થિત થયો ત્યારે ઉપરકલા નિયમને આધારે એમને એ વર્ગમાં જતા રોકવામાં આવ્યા. સામે કિનારે પહોંચી ઓફિસમાં જવાને બદલે એઓ સીધા જ કસ્ટમ્સ ઓફિસમાં ગયા, અને ત્યાંના મુખ્ય અમલદારને " મારા પોશાકમાં અસભ્યતાનું લક્ષણ કયું અને કયાં છે તે બતાવો જોઇએ, "

એમ પૂછ્યું. એમના વ્યક્તિત્વ અને હિંમતથી એ ગૃહસ્થ અંજાયો; "તમારા પોશાકમાં તો એવું કાંઈ નથી; પરન્તુ આ નિયમ તો તદ્દન બેદરકારીથી પહેરેલાં બંગાળી ભદ્રલોકનાં બારીક ધોતિયાં તથા કમ્મરે વીંટાળેલાં મદ્રાસી ચેટ્ટીઓનાં વસ્ત્રો ને લુંગોઓને લીધે જ કરવો પડેલો" એવો એ અમલદારે ખુલાસો બચાવરૂપે કર્યો. પરિણામે નિયમ રદ ન થયો પણ શાસ્ત્રીજીને તો જે પોશાક તેમનો હતો તે જ પહેરીને પ્રથમ વર્ગમાં બેસવાની લેખિત રજા મળી. બાબુ (પછીથી સર) સુરેન્દ્રનાથ બેનરજીઅને કલકત્તાના તત્કાલીન ઇતર વિદ્વાનોના સંપર્કમાં પોતે આ સમયમાં કલકત્તાના વસવાટ દરમ્યાન આવ્યા હતા. સુરેન્દ્રબાબુનો બાલીમાં બંગલો હતો અને ત્યાં શાસ્ત્રીજીને વારંવાર ધર્મવિષયક વ્યાખ્યાનો આપવા નિમંત્રણ મળતું.

## 'મસ્ત'–કવિના માનપાત્ર

'કલાપીનો વિરહઃ' 'વિભાવરી સ્વપ્ન' વગેરેના કર્તા કવિ ત્રિભુવન પ્રેમશંકર જે 'મસ્ત કવિ'ના ઉપનામથી વિખ્યાત છે તેમની સાથે શાસ્ત્રીજી ક્યારે ક્યાં અને કેમ પરિચયમાં આવ્યા તેની ચોક્કસ માહિતી મળતી નથી પણ કલકત્તામાં એમના પર આવેલા કવિના એક પત્ર પરથી[1] એઓ કવિના પૂર્ણસ્નેહ અને માનનું પાત્ર હતા એમ જણાય છે. એ જ અરસામાં એમણે કવિનાં ભક્તિ–વૈરાગ્યવિષયક કાવ્યોના સંગ્રહ 'સ્વરૂપપુષ્પાંજલિ' પર 'રસાત્મા'ના તખલ્લુસથી ટીકા લખી એ ગ્રંથ પ્રસિદ્ધ કર્યો. એ કાવ્યો તથા તેમના પરની શાસ્ત્રીજીની વિદ્વત્તાપૂર્ણ નોંધના સંબંધમાં સાક્ષરવર્ય ગોવર્ધનરામ ત્રિપાઠી લખે છે :

I am much obliged by your kind present of 'સ્વરૂપપુષ્પાંજલિ' It is found (to be) a really valuable book for me for knowing more of અદ્વૈત philosophy, especially your commentary; and I hope it will receive the wide circulation it deserves among those of our people who belong to the growing class of religious poilophers The commentary is indeed full of suggestive matter for the students of comparative philosophy and religion.

૧૯૦૪ની આસપાસ બ્રિટિશ અમેરિકન ટોબેકો કમ્પનીની કલ-

૧. એ પત્રના એક ભાગનો બ્લોક જ આ વખતે છાપી શકાયો છે. પત્ર હતું માટે ખોવાયો લાગે છે. જડશે તો હવે પછી પહેલી તકે છાપીશું–સં. માનસી

કત્તાની શાખાના મૅનેજર (ઉપરકહ્યા તે મિ. વુડવર્ડ) લાંબી રજા પર સ્વદેશ ગયા અને તેમને સ્થાને જે બીજા ગૃહસ્થ આવ્યા તેમની સાથે શાસ્ત્રીજીને ફાવ્યું નહિ. કાંઇક સાધારણ બાબત પર મતભેદ થતાં તેમણે રાજીનામું આપી દીધું. પેલા ગૃહસ્થે કદાચ આટલી બધી ઉત્કટ સ્વાભિમાનવૃત્તિની અપેક્ષા નહિ રાખી હોય. એણે રાજીનામું હેડ-ઑફિસ પર સ્વીકારાવાને મોકલી આપ્યું અને સાથે સાથે ગેરસમજૂત થવાનાં કારણો પણ લખી મોકલ્યાં. પરિણામે અમેરિકાની ઑફિસે શાસ્ત્રીજીને મુંબઇની શાખામાં મોકલવા એમ ઠરાવ્યું. આ પ્રમાણે કલકત્તાનો નિવાસ સમાપ્ત થયો.

## નોંધપાત્ર નૈતિક હિંમત

મુંબઇમાં આવી કાલબાદેવી રોડ પર પોપટવાડીમાં એક મકાનનો માળ ભાડે રાખ્યો. એકએક વર્ષ એમણે અહીં કામ ચલાવ્યું પણ એટલામાં એકબે પ્રસંગો પર અહીંના મૅનેજર સાથે પણ અણુરાગ થયો અને એમણે એ નોકરી શિક્ષણના ક્ષેત્રમાં ફરીથી ઝંપલાવવા છોડી. ૧૯૦૪-૦૫-૦૬ના ગાળાનાં એ દોઢ વર્ષોના ખાસ નોંધવા જેવા પ્રસંગોમાં એક જ અત્યારે યાદ આવે છે. એક વખત આર્યસમાજ તરફથી સભા હતી અને તેમાં શાસ્ત્રીજી ચુસ્ત સનાતની હોવા છતાં તેમને નિમંત્રણ આપવા અમુક ગૃહસ્થો આવ્યા. એમણે પોતાની અશક્તિ દર્શાવી પણ પેલા ગૃહસ્થોએ ખાસ આગ્રહ કર્યો ત્યારે તેમણે તેમને કહ્યું " જુઓ ભાઇઓ, મને લઈ જવાથી તમને લાભ નથી, હાનિ છે. તમે સૌ વેદને માનો છો. અક્ષરશઃ માનવાનો દાવો કરો છો. વેદેતર એવી કોઈ પણ વસ્તુનું પ્રામાણ્ય સ્વીકારતા નથી. હવે, વૈદિક ધર્મ અનુસાર ત્રિકાળ સંધ્યોપાસન કરવું જોઈએ. વ્યક્તિમાત્રથી એ આચાર કે નિયમ ન પળાય એ સમજાય તેવું છે, પરંતુ તમે તો સભા જ એવે સમયે બોલાવી છે કે જેથી સાયંસંધ્યાનો કાળ ચૂકી જવાય. આ જ વાત તમારીસૌની ધર્મ અને કર્મ ઉપરની આસ્થા કેટલી પાતળી છે એ દર્શાવવા પૂરતી નથી? આ પ્રકારની વાતો હું સભામાં કહીશ તો નકામી કડવાશ થશે." એમનું આવું વલણ જોઇને એમને લઈ જવાનો આગ્રહ એ મિત્રોએ મૂકી દીધો, તેમાં કશું આશ્ચર્ય નથી. શાસ્ત્રીજી પર બીજા દોષ ભલે મૂકી શકાય પરંતુ

૬

નૈતિક હિંમતના અભાવનો દોષ તો એમનો દ્વેષી પણ મૂકી શકે તેમ નથી.

## ફરીથી શિક્ષણક્ષેત્રમાં

ટૉબેકો કમ્પનીની નોકરી છોડી એવામાં મુંબાઈમાં બાબુ પન્નાલાલ પુનમચંદ જૈન હાઇસ્કૂલ નામની શાળા ચાલુ થતી હતી. તેમાં સંસ્કૃત અંગ્રેજીના શિક્ષક તરીકે ૧૯૦૬ કે '૦૭માં એઓ રહી ગયા. એ શાળાનું સુકાન રા. દત્તાત્રય અનંત તેલંગ જેવા બાહોશ ગૃહસ્થને સોંપાયેલું હતું અને અદ્યાપિ એમની પાસે જ છે. योगः कर्मसु कौशलम्. મહાનુભાવોને સુલભ એવી સહૃદયતા અને દક્ષતાથી એ શાળાસંચાલકે પોતાનું કાર્ય ઉપાડયું અને મુંબાઇમાંથી બને તેટલા ઉત્તમોત્તમ વિદ્વાનોને એકત્ર કરવાનો ભારે અને સફળ પ્રયાસ કર્યો. સંસ્કૃતને માટે એમણે શાસ્ત્રીજી તથા અંગ્રેજી ને ગૂજરાતી માટે પ્રસિદ્ધ વાર્તાકાર સ્વ. ભોગીન્દ્રરાવ દીવેટીઆની નિમણુક કરી. આ શાળામાં શાસ્ત્રીજીએ કેટલાં વર્ષ કામ કર્યું તે ચોક્કસ ખબર નથી પરંતુ ૧૯૧૨–૧૩ની લગભગ રા. તેલંગ રજા પર હોવાથી એમનો 'ચાર્જ' શાસ્ત્રીજી પાસે હતો એટલું કહી શકાય છે. એ દરમ્યાન સંસ્થાના નિધિપો* ('ટ્રસ્ટીઓ') સાથે કાંઇ ધારાધોરણી ('ટેકનિકલ') મતભેદ થવાથી એઓ રાજીનામું આપી છૂટા થયા એવો ખ્યાલ છે. નિધિપોમાં સદ્ગત શેઠ જીવણલાલજી પન્નાલાલજી મુખ્ય હતા. અત્યાર સુધી શાસ્ત્રીજી એમની સાથે સીધા સંપર્કમાં નહોતા આવ્યા પરંતુ આ મતભેદવાળા પ્રસંગથી એમની સાથે પરિચય થયો અને એમના સ્વાભિમાન તથા નિઃસ્પૃહ વર્તનથી શેઠસાહેબને એમના પ્રત્યે બહુમાન થયું. ત્યારથી તે શાસ્ત્રીજીના જીવનના અંત સુધી એઓ એમના પરમ મિત્ર રહ્યા.

## પરિષદ-નિબન્ધ સમયવીર

એ નોકરીમાંથી છૂટા થયા બાદ એમણે મુંબાઈના માંડવીબન્દરમાંની શેઠ ગોકલદાસ તેજપાળ સેમીનરીના હેડમાસ્તર તરીકેનું કામ લીધું. ત્યાં હતા તે દરમ્યાન એમણે કવિ નર્મદના જીવન સંબંધી 'સમયવીર કવિ નર્મદનાં સંસ્મરણો' નામનો એક નિબંધ લખ્યો અને એમના મિત્રોના આગ્રહથી ૧૯૧૫ની સુરતમાં ભરાયલી સાહિત્યપરિષદમાં એ વાંચવો એમ નક્કી કર્યું. જાણ્યા પ્રમાણે સ્વ. રણજિતરામ વાવાભાઇ એ વખતે પરિષદના મંત્રી હતા. આ નિબંધમાંની હકીકતો શાસ્ત્રીજીએ નર્મદ સાથેના તેમના સહવાસ

* આ શબ્દ મરાઠીમાંથી લીધો છે.–સં. માનસી.

દરમ્યાન જાતે જોએલી-જાણેલી હોવાથી સર્વથા સત્ય હતી, પરન્તુ તે કેટલીક બાબતમાં શ્રી. નવલરામભાઈએ લખેલા નર્મદાશંકરના કવિજીવનની હકીકતોથી ભિન્ન હોઇ તેને અમુક અંશે ખોટી કે શંકાસ્પદ ઠેરવતી હોવાથી શ્રી. નવલરામભાઈના પ્રશંસકો તરફથી નિબંધમાંની અમુક બાબતો દૂર કરવા શાસ્ત્રીજી પર દબાણ કરવામાં આવ્યું. એમણે તેમ કરવા ચોખ્ખી ના પાડી, અને એ કારણે એમને અને પરિષદના એ વખતે સંચાલકો હતા તેમની વચ્ચે સારી જેવી કડવાશ થઈ. આખરે એ નિબંધ હતો તેમ જ પરિષદમાં વંચાયો અને બહુ વખણાયો. આમ છતાં પરિષદના કાર્યવાહકોએ એના નિબન્ધસંગ્રહમાં એ સામેલ ન કર્યો. આ સંબંધમાં શ્રી. કાન્તે શાસ્ત્રીજી પર લખેલા પત્રો બહુ સૂચક છે, અને પરિષદના કાર્યવાહકોના માનસ પર સારો પ્રકાશ નાંખે છે. પોતાના તા. ૭-૬-૧૫ના પત્રમાં તેઓ લખે છેઃ

પરિષદના રિપોર્ટમાં આપો લેખ તો આવશે કે ? આપો નહિ આવે એવું 'ગુજરાતી'માં કયાંક વાંચ્યું, તેથી પૂછવું પડે છે. જો કે પરિષદ એવી ભૂલ કરશે એમ હું ધારતો નથી. રણજિતરામ લેખ મોકલે છે કે નહિ તે જણાવશો. કદાચ પરિષદને દફતરે રાખવાના હોય.

પછી, તા. ૨૬-૬-૧૫ના પત્રમાં :-

"સમયવીર" નામનો લેખ પહેલો જ વંચાયો, અને બહુ વખણાયો, એમ દેવશંકર[1] પાસેથી સાંભળી ઘણો સંતોષ (થયો છે.)."

અને છેવટ, તા. ૨૪-૭-૧૫ ના પત્રમાંઃ

"Is the essay returned ? I think, the secretaries would commit a grieous mistake, if they don't include your essay in their report. The position taken up by you is quite proper. They should not be allowed to mutilate your writing."*

---

૧. સ્વ. દેવશંકર વૈકુંઠજી ભટ્ટઃ ભાવનગરના પ્રશ્નોરા નાગર, સમર્થ શિક્ષક તથા લોકસાહિત્યના આદ્ય સંગ્રાહકોમાંના એક—સં. માનસી

* આ પત્રનો બાકીનો ભાગ પણ મહત્ત્વનો હોઈ અહીં ઉતાર્યો છે.

"Your intention of exposing the self-styled Aryas deserves to be carried out. You are not fond of controversies and yet they often do a deal of good. Make use of the 'ગુજરાતી' for your articles

હું ધારું છું કે આ અવતરણો આખી વસ્તુસ્થિતિને તદ્દન સ્પષ્ટ કરે છે. એ લેખ પરિષદના અહેવાલ તથા નિબન્ધસંગ્રહમાં તો ન છપાયો પણ 'ગુજરાતી' પત્રમાં ક્રમશઃ પ્રકટ થયો હતો (૧૯૧૫). હમણાં (૧૯૩૯માં) 'ગુજરાતી' પ્રિ. પ્રેસે પ્રકટ કરેલા 'ઉત્તરનર્મદચરિત'માં એ પુનર્મુદ્રિત થયો છે.

આ જ વરસમાં એઓ આર્યસમાજ સાથે 'ગુજરાતી' પત્રમાં ચર્ચા "રસાત્મા"ના તખલ્લુસથી ચલાવતા. એમના એ કાર્યને એમના સ્વ. કાન્ત વગેરે મિત્રો ખૂબ રસપૂર્વક પ્રોત્સાહન આપતા, એ ઉપર ટીપમાં ટાંકેલા એ મિત્રના અંગ્રેજી પત્ર પરથી જણાશે.

ગો. તે. છાત્રાલયના ગૃહપતિ

સને ૧૯૧૬માં ગોકળદાસ તેજપાળ બોર્ડિંગના સુપરિન્ટેન્ડન્ટ રા. ઘોડી નામે હતા તે બિમાર પડ્યા, એટલે તેમની ફરજો સેમીનરીના હેડમાસ્તરની જગ્યા ઉપરાંત શાસ્ત્રીજીને સોંપાઈ. આ પ્રમાણે જે સંસ્થામાં રહીને એમણે વિદ્યાભ્યાસ કરેલો તેનું જ નિયમન કરવાનું કર્તવ્ય એમને ભાગે આવ્યું. એ સ્થાને હતા તેવામાં એમને સંસ્કૃતના વિદ્યાર્થીઓને સંસ્કૃત વ્યાકરણ શીખવામાં આવતી મુશ્કેલીઓ, જે એમણે એમના એ ભાષા શિખવવાનાં અનેક વર્ષોનાં અનુભવથી જાણેલી તે દૂર કરવા એ વિષય ઉપર એક પુસ્તક લખવાનો લાંબા સમયથી મુલતવી રાખેલો વિચાર અમલમાં મૂકવાની તક મળી, અને એમણે 'રાજમાર્ગ' નામે

And let us hear what you think of those people.

As one grows old, one's respect for truth increases and all sentimental regard for the mere feelings of others decreases. We have but a short time to live. Let us have our say candidly and fully.

Kavi[1] sends his best regards.

yours ever,

Manishankar.

૧. આ ઉલ્લેખ રા. ન્હાનાલાલ દ. કવિ વિશેનો હશે એવું અનુમાન થાય છે. આ પત્ર તેમ જ 'કાન્ત'ના પત્રમાંનાં ઉપલાં બંને અવતરણ અહીં પહેલી વાર પ્રકટ થાય છે એ અભ્યાસીઓના ધ્યાનમાં રહેશે જ.–સં. માનસી

ડો. ભાંડારકરકૃત 'માર્ગોપદેશિકા' તથા 'મન્દિરાન્તઃપ્રવેશિકા' ની સહ-વાચનપોથી ('કમ્પેનિયન રીડર') તરીકે બે ભાગમાં સંસ્કૃત વ્યાકરણ પર પુસ્તકો લખ્યાં અને તેનો પહેલો ભાગ સને ૧૯૧૮માં પ્રસિદ્ધ થયો. તત્કાલીન સંસ્કૃત વિદ્વાનોમાં એને સારો આવકાર મળ્યો. લોકમાન્ય ટિળક એ ગ્રંથ સંબંધે મત દર્શાવતાં લખે છેઃ

"Your 'Rajamarga' of which you have so kindly sent me a copy, has thrown quite a new light on our acquaintance. I heartily congratulate you on producing such a valuable, clear and quite easy treatise on Sanskrit Grammar. I shall certainly try to see you when I next come to Bombay and shall think myself very fortunate, if I can have a peep at the Mss of the second part of this really fine book."

## દિલને ઘા પર ઘા

૧૯૨૭માં કે એ અરસામાં બોર્ડિંગની નોકરી પણ છોડી. એ વખતે એમનું સુદૃઢ શરીર પણ વિધિના એક પછી એક પ્રહારોથી તૂટી ગયું હતું. ૧૯૧૦માં એમનાં પત્ની ગુજરી ગયાં. ૧૯૧૫માં એમનાં પુત્રી વરસેક દિવસની બહુ જ દુઃખદ માંદગી ભોગવી ગુજરી ગયાં. ૧૯૧૬માં એમનાં એક બીજાં પુત્રી વિધવા થયાં. એ જ અરસામાં એમના એક મિત્ર, ભાવનગરના દેસાઈ કુટુંબના શ્રી લક્ષ્મીપ્રસાદ× કાશીમાં ગુજરી ગયેલા, અને થોડા સમય પર એમના પૂર્વોક્ત પ્રિય મિત્ર ત્રિભુવન પ્રેમશંકર કવિ પણ અવસાન પામેલા. આવી અનર્થપરંપરા એમનો સ્નેહાળ આત્મા ન સહી શક્યો, અને એમનાં શરીરનું સ્વાસ્થ્ય કથળી ગયું. મુંબાઈમાં ત્યારે ડૉ. રાવ નામે કાબેલ તબીબ બહુ પ્રખ્યાત હતા. તેમની ચિકિત્સા, સલાહ વગેરેનો લાભ લીધો પણ સંતોષકારક સુધારો થયો નહિ.

## ગજ્જરસાહેબ સાથે પુનઃ મૈત્રી

આ સમય દરમ્યાન પ્રો. ગજ્જર સાથેની પૂર્વની મૈત્રી પુનઃ સજીવન

× તેઓ નર્મદના સુપ્રસિદ્ધ આશ્રયદાતા શ્રી. હરિપ્રસાદ દેસાઇના પુત્ર તથા ખાર્સી મિલવાળા જાણીતા ખાદી-કાર્યકર સ્વ. શ્રી. યશવન્તપ્રસાદ હ. દેસાઇના બન્ધુ થાય.—સં. માનસી

થઈ અને તે પણ ગજ્જરસાહેબના પ્રયાસથી જ. શાસ્ત્રીજીનાં પુત્રીના વૈધવ્ય વિષે જાણી એમણે પ્રથમ આશ્વાસનપત્ર લખ્યો. પ્રો. ગજ્જરે ત્યારે મુંબાઇમાં "ટેકનો-કેમિકલ લૅબોરેટરી" પરેલમાં સુંદરવિલાસ પૅલેસમાં સ્થાપેલી. પ્રયોગશાળાના ઉદ્દેશના સંબંધમાં પોતે શાસ્ત્રીજી પરના તા. ૧૭-૮-૧૯૧૬ના પત્રમાં લખે છે:

I am reorganising my laboratary, taking a few research students. I was engaged in very costly experiments in connection with the manufacture of synthetic dye stuff such as were imported by us from Germany in our Kala-bhavan days. I am responsible for their import and when these are not available I must try to manufacture them here. Very large works are being constructed for this purpose and I am taking up a great venture which English people are even not bold enough to take up. I shall try myself to see you within a short time when we shall talk out all these matters."

આ પ્રમાણે ગજ્જરસાહેબ સાથે પુનઃ સંબંધ શરૂ થયો. ત્યાર બાદ બે ત્રણ વર્ષે તેઓ કોલાબા પર આવેલા રેડીમની હાઉસ નામના ભવ્ય મકાનમાં રહેતા હતા ત્યારે શાસ્ત્રીજીને થોડો સમય એમની સાથે રહેવા ખૂબ આગ્રહ કરી તેડી ગયેલા. ગજ્જરસાહેબની તબિયત એ વખતે ખૂબ લથડી ગયેલી. તેમના પુત્ર પ્રો. કે. ટી. ગજ્જર હુરતના જ વિલાયતથી પાછા ફર્યા હતા એવું યાદ છે. તેમની સાથે ગજ્જરસાહેબને બહુ ફાવતું નહિ. ઉપરકહ્યું એ મોટા મકાનમાં પણ એમને માટે અલગ ભાગ હતો અને ગજ્જરસાહેબવાળા વિભાગમાં આવવાની એમને રજા નહોતી.

એ સ્થળે મેં તો ગજ્જરસાહેબને મારા જીવનમાં પ્રથમ જ જોયા. શરીર તદ્દન કૃશ થઇ ગયેલું. એક વિશાળ ખંડની બરાબર વચ્ચે બારણાંની સામે નાના સરખા પલંગ પર ઘણુંખરું સૂઇ રહેતા. બહુ વ્યવ-

સાથ રાખતા નહિ. મોટા મોટા માણુસો પણ પ્રથમથી સમય નક્કી કરીને જ મળવા આવી શકતા અને નિર્ણીત સમયથી મોડા આવે તેમને ગજ્જરસાહેબ મળતા પણ નહિ. વાતચીત પૂરી થાય કે તુરત પોતે મુલાકાતીને–પછી તે ગમે તે હોય તો પણ–"Now you can go" એમ કહી રજા આપતા મેં જાતે સાંભળ્યા છે.

## બે રમૂજી પ્રસંગો

મારી માતાના અવસાન પછી અમારે ત્યાં રસોઇ તથા બીજાં ઘરકામ વગેરે માટે ૪૯ર તરફનાં વૃદ્ધ બ્રાહ્મણ બાઈ રહેતાં. તેમનું નામ ઉજમબહેન હતું. અમે ગજ્જરસાહેબના મહેમાન હતા ત્યારે પ્રસંગવશાત્ ઉજમબહેનની માતાનું નામ જમના હતું એમ ખબર પડી. અમે સૌ ગજ્જરસાહેબના પલંગની આસપાસ સોફા વગેરે પર બેઠેલા અને આ વાત નીકળી. 'જમના' નામ સાંભળી ગજ્જરસાહેબ એકદમ હસી પડ્યા અને કહે કે "કેવું વિચિત્ર છે ? તમારી બાનું નામ જમ–ના અને તમારું નામ 'ઉં–જમ' [ હું જમ ]. થોડી વારે એ વાતનો મર્મ અમને સમજાયો ત્યારે અમે બધાં પણ ખૂબ હસી પડ્યાં.

એ ઉજમબહેનનો ગજ્જરસાહેબના ઘરનો એક બીજો પ્રસંગ પણ રમૂજ આપે તેવો છે. ગજ્જરસાહેબને ત્યાં ચાનાં ચીની વાસણોના અનેક 'સેટ' હતા. ઉજમબહેન ચા બનાવે ત્યારે પ્યાલું કોઇ એક સેટમાંનું તો રકાબી કોઈ બીજા જ સેટમાંની, એવી રીતે મૂકતાં. આવે દરેક પ્રસંગે "અરે, ઉજમબહેન ! તમે તો ગણપતિ બનાવ્યા." કહી ગજ્જરસાહેબ ગમ્મત કરતા.

આવા રમૂજી સ્વભાવના ગજ્જરસાહેબની ઉગ્રતા જોવાનો લાભ પણ અમને આ વખતે જ મળેલો. રસોઇઆએ કાંઇક ભૂલ કરી–ઘણું કરીને, દાળ કે શાકમાં મરચું વિશેષ નાખેલું. બસ, ગજ્જરસાહેબનો મિજાસ ગયો. અને પથારીમાંથી ઊઠી નેતરની સોટીથી તેને ફટકાર્યો.

## કાન્તવિરહ; અને અન્ત

શાસ્ત્રીજીએ બોર્ડિંગ છોડયા પછી લથડેલી તબિયત તદ્દન ઠેકાણે તો ન જ આવી. આખો દિવસ કામ કરવાનું તેમનાથી બને એવું ન રહ્યું. આ વાત તેમની આગલી શાળા પન્નાલાલ જૈન હાઇસ્કૂલના હેડમાસ્તર

રા. તેલંગના જાણવામાં આવી અને એમણે શાસ્ત્રીજીને માત્ર અર્ધો દિવસ આવી ફક્ત સંસ્કૃતના વર્ગો સંભાળવા આગ્રહ કર્યો. શાસ્ત્રીજીને 'રાજમાર્ગ'નો બીજો ભાગ પૂરો કરવાની ઉત્કંઠા તીવ્ર હતી એટલે એમણે એ કામ લઈ લીધું. ત્યારથી તે એમના દેહોત્સર્ગ સુધી એમણે એ જ શાળામાં કામ કર્યું.

૧૯૨૧માં એમનાં એક બીજાં પુત્રી અવસાન પામ્યાં. હવે એમનું મન સંસારથી તદ્દન વિરક્ત થઈ ગયું—અને ૧૯૨૨માં એમણે વાનપ્રસ્થ લીધું. ૧૯૨૩માં સૌથી અસહ્ય આઘાત એમના પર આવ્યો: શ્રી. કાન્તના મૃત્યુના સમાચાર અચાનક આવી પડ્યા. થોડો વખત તો તેમને કશું સૂઝ ન પડ્યું. આ વખત એમની માનસિક સ્થિતિ બહુ જ દયાજનક થઈ ગઈ. 'કાન્તમાલા'ના પ્રકાશકોએ એ પુસ્તકમાં એ સદ્‌ગત ઇષ્ટમિત્રનાં સંસ્મરણો લખવા એમને બહુ આગ્રહ કર્યો પરંતુ "કાન્તને હું યાદ કરું છું ત્યારે હૈયું ભરાઇ આવે છે, સ્વસ્થ ચિત્તથી વિચાર જ કરી શકતો નથી. લખી તે શી રીતે શકાય?" એવો જવાબ આપ્યો. એક નાનું સરખું કાવ્ય નિવાપાંજલિરૂપે 'કાન્તમાલા' માટે મોકલી આપ્યું અને તે એમાં છપાયું છે.[1]

આવી માનસિક સ્થિતિમાં એમણે મહામહેનતે 'રાજમાર્ગ'નો બીજો ભાગ સમાપ્ત કર્યો અને ૧૯૨૪માં એ પ્રસિદ્ધ થયો. પણ એ સાલમાં એમનું શરીર તદ્દન નંખાઈ ગયું. ઉનાળાની રજામાં એઓ રાંદેર આવ્યા પણ ફરી "હું મુંબાઇ આવી શકીશ નહિ" એવી એમને ખાતરી જ થઈ ગઈ હતી. રાંદેરમાં દિનપ્રતિદિન સ્થિતિ વધારે ને વધારે બગડતી ગઈ. છેલ્લા બારેક દિવસ શ્વાસ લેવાની ખૂબ મુશ્કેલી રહી, એટલું જ નહિ પણ સૂઈ પણ શકાતું નહિ. તદ્દન અશક્ત શરીરે પણ એમને સતત બેસી જ રહેવું પડતું. આવી અસહ્ય દેહયાતનાના સમયમાં પણ એમણે એક નિસાસો નાંખ્યો કે ઉહકારો કર્યો નથી. જાણે મૃત્યુની રાહ જ જોતા હોય તેમ એમણે અજબ ધૈર્ય અને શાંતિથી ૧૯૨૪ના મે માસની ૧૨મી તારીખે બપોરે દેહ છોડ્યો.

---

૧. એ આ અંકના પ્રથમ પૃષ્ઠે પુનર્મુદ્રિત કર્યું છે.—સં. માનસી

ઉમાશંકર જે. જોષી

# બાલ રાહુલ

આનંદ: પૂજ્ય, જે પૂજ્યતાભાવ ઉરે રાહુલ બાલને
આપ કાજે હતો, તેથી તદર્થે વધુ આપને.
તે શું પ્રભો, બાલક એહ રાહુલ
મોટો થઈને અજવાળશે કુલ—
મમત્વ પૂર્વાશ્રમનું હજી યે
હૈયે પ્રભુને વસ્યું ? કેમ માનીએ ?
બુદ્ધ: આનંદ, તેં વાત કરી યથાર્થ.
તથાપિ ના ત્યાં રજમાત્ર સ્વાર્થ.
મમત્વ પૂર્વાશ્રમનું ન હો રહ્યું,
મહત્ત્વ પૂર્વાશ્રમનું નથી ગયું. ૧૦
લીલા બધી ફૂલની લીન છે ફલે,
વર્ષાવિલાસો વિરમે શરદ્જલે,
વસંતની શ્રી ભર આંબલે નમે
ને બોધિસત્ત્વો સહુ બુદ્ધ થૈ શમે.
છાયા ન પૂર્વાશ્રમની ય વ્યર્થ,
કે ઉક ભૂસાઈ જવા સમર્થ.
આ ચિત્તમાં તો ગુરુશી પ્રમાણ,
—શાતાનું પાતાળ ઊંડું નવાણ.
આનંદ: સંસારના જે શમને રમો છો,
સંસારમાં તે જ ભલા શમો છો ! ૨૦
ગુરો ! ગણો છો ગુરુ, કોણ ધન્ય તે ?
જગત્પિતાનો પિતુ કો અનન્ય તે ?
બુદ્ધ: પિતા પિતાનો સુત જે સ્વકીય,
હો શિષ્ય જેવો ગુરુનો ગુરુ, પ્રિય !
સિદ્ધાર્થ તે રાહુલનો હતો પિતા,
ને એ જ તે રાહુલ બુદ્ધનો પિતા.

આનંદ: પિતા ! રચો છો વસમી સમસ્યા,  
શકે ઉકેલી મુજ ના તપસ્યા.  
બુદ્ધ: કયા સ્મરે, સૌમ્ય, તું બોધિસત્ત્વની ?  
છે ગંધ એના ગૃહત્યાગત્વની ? ૩૦  
આનંદ: સિદ્ધાર્થ ગાથા, પ્રભુ ? અર્ધ રાત્રિએ  
પલાણીને કંથક[1] ઘોર યાત્રી એ  
ગયો, ગયો, છોડી પિતાજનેતા  
પ્રાસાદઉદ્યાનસુખો સુચેતા,  
દંશો જરાવ્યાધિ વળી ય મૃત્યુના  
તરી જવા દુઃસહ સૃષ્ટિજૂના.  
ગયો, ગયો. દૃષ્ટિ કરી ન પાછી  
કે કેવી ત્યાં નીંદરઘેરી આછી  
વિશ્રંભથી સૂતી સખી સમાના  
તારુણ્યભારે સ્ફુટ શોભમાના, ૪૦  
ને કાખમાં ત્યાં જ લપાઈ કેવો  
સૂતો હતો બાલક– દેવ ! દેવો  
એ દૃશ્ય સંભારી, નિમેષહીણાં  
સંતપ્ત હારે નયણાં ! અહીંનાં  
અમે ય તે સાભળી મંદ ભાગ્યનાં  
કર્ણોપકર્ણે, કયમ રાચીએ ના ?  
કર્ણોપકર્ણે સુણ્યું છે, પ્રભો, કે  
ના આપનો કો ગુરુ આહીં લોકે.  
પૂછ્યું હશે મેં ય કદી......  
બુદ્ધ: મને ના  
બનેઃ દીધો ઉત્તર મેં તને ના ? ૫૦  
લે હું જ પૂછું, લઈ રાત માથે  
સિદ્ધાર્થ નાઠો, પણ શ્રેય સાથે  
લેતો ગયો ચિત્ત મહીં કહે કશી,  
બુદ્ધત્વ આઠે વરસો સુધી વસી  
જે સ્પર્શ દેતી રહી યાતનાનો,  
ભેદાઇ લેતાં પથ સાધનાનો ?  
આનંદ: તે માર્ગના, ભગવન્, અંતભાગે  
શું મારસેનાની કરો કથા કે ?

---

1. ઘોડાનું નામ. કહે છે કે સિદ્ધાર્થે વિદાય લેતાં તે ફાટી પડયો હતો.



ઘણો ઘણો દેહ દમ્યો, તપો તપ્યાં,<br>
સેવ્યાં કથાતીરથ, મંત્ર કૈં જપ્યા, ૬૦<br>
વિજ્ઞજનોને બહુ કીધ વંદન,<br>
તો યે રામ્યાં લેશ ન આત્મમંથન.<br>
ને એમ વર્ષો ભ્રમણો મહીં વીત્યાં,<br>
કે પુણ્યવૃક્ષે જ ચડયા જઇ ત્યાં.<br>
હતી દિશા શૂન્ય, ઘડી નહોર,<br>
વનાન્ધકારે રજની અઘોર.<br>
અમાસરી એહ અષાઢપૂર્ણિમા,<br>
નેરંજરા[1]નીર વહે ધીમાં ધીમાં.<br>
આણી લઇને પળ યોગ્ય ત્યારે,<br>
સેના સજી સત્વર સર્વ, મારે ૭૦<br>
ચિત્તે કર્યાં આક્રમણો અકલ્પ્ય;<br>
( 'સમાધિ એહુ' બસ નિર્વિકલ્પ !')<br>
પરા કસોટી હતી બોધિસત્વની,<br>
પરા ઘડી ઉદ્ભવ-બુદ્ધ-તત્વની,<br>
ત્યાં ગ્રંથિઓ ચિત્ત મહીં સુતેલ<br>
તે વીફરી આખર એક વેળઃ—<br>
આવ્યો ધસી માર થઇ મહાજન,<br>
શો આત્મવાદે+ લલચાવતો મન !<br>
હાર્યો, ન જંપ્યો પણ; થૈ ચિકિત્સા+<br>
ચિત્તે સ્ફુર્યો દુર્દમ જ્ઞાનલિપ્સા ૮૦<br>
ભરેલ કો પૃચ્છકવેશમાં ભલો,<br>
જરી શિરોધૂનનથી કર્યો પરો.<br>
આવ્યો ફરી, ફેરવી રૂપ, માર<br>
કો વિપ્ર શીલવ્રત+ ધારનાર<br>
બની, શિખા યજ્ઞશિખા સમી ઉરે;<br>
જિહ્વા પુનર્જન્મકથાનકે રૂડે<br>
રમે, મહાબોધ પરંપરાનો<br>
વહાવતી; નેત્ર નમાવી છાનો<br>
કર્યો. થઈ ત્યાં નયનોત્સવોની<br>
શોભા, લઇ મંડલિ બાંદિયોની ૯૦

---

૧ નદીનું નામ છે, જેને તટે બોધિવૃક્ષ છે.<br>
+ હવે એક પછી એક પ્રલોભનો.

આવે બની માર સ્વયં યશોધરા...<br>
બુદ્ધ: ન બોલ આગે, પ્રિય, થંભ જો જરા.<br>
લે જાણી તું મારની પાપકેલિ,<br>
ગા મારની હાર ન સ્હેલીસ્હેલી.<br>
આયુષ્ય છે ત્યાં સુધી છે જ યુદ્ધ.<br>
કો મૃત્યુ પૂર્વે ન સુપૂર્ણ બુદ્ધ.<br>
હશે ! ભલા, સર્વ પ્રલોભને ત્યાં—<br>
તેં જે કહ્યા, અન્ય અનેક તેમાં—<br>
યશોધરાવેશ ધર્યો જ મારે,<br>
ધરેલ શું રાહુલનો ય ત્યારે ? ૧૦૦<br>
આનંદ: આવેલ ના રાહુલ તો સુણ્યો, પ્રભો,<br>
તથાપિ ના આપથી છાનું કૈં, વિભો !<br>
બુદ્ધ: હતો ન ત્યાં રાહુલ, વત્સ !<br>
આનંદ: ......તો જ<br>
ખીલી શક્યું આપનું ચિત્તસરોજ.<br>
જાણું છું અરહંતની શિષ્યપ્રીતિ,<br>
તેવી ય હોશે જ અપત્યપ્રીતિ.<br>
પ્રત્યક્ષ જો થાત કુમાર રાહુલ,<br>
તો જાત સૌ ધ્યાન મળી જ ધૂળ.<br>
ભલે ન આવ્યો શિશુ એ સુવંચિત !<br>
બુદ્ધ: ને કેમ એ આવી શકે ય કિંચિત ? ૧૧૦<br>
આનંદ: ન કેમ આવી, ભગવન્ ! શકે એ ?<br>
બુદ્ધ: રે કેમ આવી જ શકે કહે, જે<br>
સ્વર્ગ અને સત્પથ બોધનાર,<br>
જે હાથ ઝાલી હડસેલનાર<br>
માયા-સુધા-ઉંબર—રાજ્ય બ્હાર ?<br>
આનંદ: અહો ! કરો એ સુકુમાર, નાથ,<br>
જેણે મહાકાયશું ભીડી બાથ !<br>
જાણે કરી ગોકુળ ઊર્ણનાભિના<br>
સુતંતુની પૃથ્વી ઉછાળી હોય ના !<br>
કે કો પડ્યા પિંજરું કેસરીને ૧૨૦<br>
પતંગ દે મુક્તિ સ્મિતે સરીને !<br>
બુદ્ધ: સાચે જ છે જાતક, તાત, કે હતો,<br>
પુરા પડ્યો પિંજર હિંસ સિંહ કો.<br>
ધસી લગાવે સળિયાશું પંજા;

જાગી ઉઠે ચોગમ ભીતિકંપા.
ઢીલાં પડયાં ઘૂંટણ, ને નખો ખડયા,
ન બારણું કે સળિયા ય ઊખડ્યા.
ત્યાં તો પધાર્યા તહીં બોધિસત્ત્વ
પતંગ રૂપે સજીને મૃદુત્વ.
જોતાં જ તે ક્ષુબ્ધ બન્યો જ કેસરી. ૧૩૦
જ્યાં ઝાલવા જાય, ગયું જ ત્યાં સરી;
જ્યાં ઝાલવા જાય, જતું જ તે સરી.
તડૂકતો સિંહ કૂદે, ફરીફરી
પંજા ઉછાળે ગરજંત ત્રાડે;
પતંગ ત્યાં તો સળિયાની આડે
લપાયું દેખી, બળ દાખવી ચૂક્યો
બધું જ, ને વિદ્યુતવેગ મૂક્યો,
ક્ષણાર્ધમાં પિંજર પાર મૂક્યો.
સુકાર્ય જે વ્યર્થ મર્યો મથી મથી
ફાવ્યો જ તે એક મૃદુ પ્રતીકથી. ૧૪૦
સિદ્ધાર્થના આસન જે ન'તા રાગ્યા,
તે બાલને દર્શન સદ્ય આથમ્યા.
પેલો હવે સિંહ, જનો કહે છે,
મૃગો તણા રંગ નિહાળી રહે છે.
સિદ્ધાર્થને સૃષ્ટિ સમસ્ત બાલ
સ્વકીય જેવી બની રહે રસાલ.

આનંદઃ એ એ જ, જેના, ભગવન્, શુભોદયે
પિતા મુખેથી વચનો સર્યાં: “અયે
નવીન આ બંધનનો સમુદ્ભવ ?”
ને એ ભવામ્ભોનિધિ તારતો પ્લવ ? ૧૫૦

બુદ્ધઃ આનંદ, સારાંકઠોર વાણી
પ્રશ્ને સુણીને તવ આજ, છાની
શમેલી વેણુ મહીં જેમ ઊર્મિ
સચેત થૈ નર્તી ઊઠે, રહે રમી
મારે ઉરે યે સહુ સુપ્ત ભાવ,
પામ્યા ન જે છેક જ લુપ્તભાવ.
નિર્વાણચુંબી મુજ ચિત્તસ્પંદનો,
ત્યાં સાંભરે અંતરિયાળ મંથનો,

જે બોધિસત્ત્વાનુભવે સુભર્યાં,
બુદ્ધત્વ જેનાં નવનીત કાંતર્યાં. ૧૬૦
એ મંથનોની કરવી કશી કથા?
તથાપિ તેં આટલી યે કરી તથા
વર્ષો પછી રાહુલને મળ્યાની
પ્રસન્નતા જોઈ મુખે અછાની,
તો સાંભળી લે થઇને સમાહિત
આયુષ્યયાત્રાનું રહસ્ય સંચિતઃ
જે જે થયો પ્રાપ્ત ઉપાધિયોગ,
બની રહ્યો તે જ સમાધિયોગ.
પુત્રાગમે યે કર્યું એ જ સિદ્ધ,
દ્રવી ગયું ચિત્ત ભવાર્તિવિદ્ધ. ૧૭૦
આનંદ: પુત્રાગમે? દેવ, અમે સુણેલ
કે કેમ સિદ્ધાર્થ રથે ચડેલ,
માર્ગે જરાજર્જર જોઈ દેહ
વચ્ચેથી પાછો જ ગયો સ્વગેહ;
વચ્ચેથી પાછો જ વળ્યો ફરીફરી
વ્યાધિ અને મૃત્યુની જોઈ સ્વારી.
એ વ્યાધિ, એ મૃત્યુ અને જરાએ
સંસારમાથી ગિરિકંદરાએ
કુમાર પ્રેર્યો, મનશાંતિ શોધવા,
ને શાંતિપંથા જગમધ્ય બોધવા. ૧૮૦
પ્રભો! ગણું ધન્ય જ એ ત્રિપુટિ,
નિમિત્ત જેને ભવબંધિ છૂટી.
બુદ્ધ: આનંદ, આનંદદદાર વાણી
અપાત્ર રેલે તવ, જે તું જાણી,
કેવું ઉછેરે શિશુ વન્ધ્ય ધાત્રિઓ?
અંધાંધકારે ભમતાં ત્રિયાત્રીઓ
સ્વયં જરાવ્યાધિકૃતાન્ત, અન્યને
પ્રકાશધામે લઈ જાય, શેં બને?
સ્વયં ભયો, નિર્ભયતા ચખાડે!
મૃત્યુગ્રહો તે અમૃતો પમાડે! ૧૯૦
હો નાસ્તિપંથે કદી અસ્તિગાથા,
વ્યાધિ–જરા–મૃત્યુથી તો જ શાતા.

ના, ના, ન નિર્વાણની પ્રેરણા ભયે,
કે સૌખ્ય શારીરિકના જ સંશયે.
આનંદ: અલ્પો અમે, આપ પરે ય સારી
આરોપીએ પામરતા અમારી.
વિલાસનારી ડરી ભાગતા રહ્યા–
સંસારભીરુ–પ્રભુને અમે લહ્યા !
સંસારનાં જે સુખ તે ન અક્ષય
ને ભોગશક્તિક્ષયનો ય તે ભય, ૨૦૦
ને દેહને જોઈ જ નાશવંત,
લેતા લહ્યા ઘોર અરણ્યપંથ !
બુદ્ધ: હા, દેહ જોયો જ સુનાશવંત,
જોયો સુખોનો અનિવાર્ય અંત.
વિચારતો કે હું તરીશ ધન્ય,
હવે ફરી જન્મ ન દેહ અન્ય.
ત્યાં દીપથી દીપ સમો સુ–અન્ય
મેં દેહ દીઠો મુજ દેહજન્ય.
શું આ શરીરે નવ સૌ સમાયા
ક્લેશો, અરે કે થઈ અન્ય કાયા ? ૨૧૦
એ બાલની આર્તિનું મૂલ: ગર્વ,
દુ:ખોસુખો, રાગવિરાગ,–સર્વ,
અવશ્યભાવિ ચિતક્લેશનો શું
બની રહ્યો ઉત્તરદાયિ તે હું ?
શાતાપથે દારુણ જોઈ વિઘ્ન
'બાધા' કહ્યો 'રાહુલ'ને ![1] કૃતઘ્ન
કેવો હું, આનંદ, નિહાળી જેને
અહંગુહાથી હું છૂટયો જ, તેને
બાધા લહ્યો મેં ! પણ બાલ એ તો
પ્રફુલ્લ મૂંગા વદને કહેતો ૨૨૦
કથા કંઇ કૌટિક માનવીની,
જેની વ્યથાને નહિ જીભ: તીણી
મેં એ સુણી ભીષણ ક્લેશગીતા,
પ્રસુપ્ત એ બાલમુખે સુઅંકિતા.
પ્રસુપ્ત પાસે જ યશોધરા તે,
ભૂલી હું એને, કંઈ વાર રાતે

1. રાહુલ=બાધા.

તાકી રહેતો શિશુનું મુખામ્બુજ,
ધીરો મૃદુ શ્વાસ, સુકોમળા ભુજ
લીલાપ્રસારેલ, શુચિ પ્રસન્ન
સ્વપ્નસ્મિતો, ને ઠરી કાન્તિ ખિન્ન, 230
આછો હુંકારો અધઊંઘમાં થતો;
જરીજરીમાં પડખું ફરી જતો,
ને માતૃહૈયે મુખ ના પહુંચે,
શો અંગુઠો ઝાલી કરે ધરે મુખે !
જોઈ રહું શાંતમના: અરે કે
આવાં ફૂલોને જગઝાળ રોકે !
નિર્દોષ આવાં શિશુ કાજ રાજ્યો
ખૂટે ખપે ને ખમતાં જયાજયો.
લડી રહ્યા લિચ્છવીઓ[1] માગધો
ને માલવો પાટલ સાથ ! આ બધો 240
રે હોય કે ભાર શિરે સુકોમળે ?
શો વારસો દારુણ બાલને મળે ?
ને એમ સંસાર સમસ્ત કેરું
બની જતો રાહુલ કેન્દ્ર ઘેરું,
બની જતો વિશ્વ, ન વત્સ માત્ર.
આનંદ: સંસાર છે બાલ થવા ય પાત્ર.
બુદ્ધ: જાણું છું, આનંદ, પિતાની આજ્ઞા,
સંસાર જોવા ન હતી અનુજ્ઞા.
સંસાર આવ્યો બની બાલ આંગણે.
એ બાલ કાજે ઋણી મેં ગણ્યો મને. 250
ચઢ્યું શિરે ત્યાં ઋણ વિશ્વનું ય,
તે ફેડવા વ્યગ્ર રહ્યો ઘણું ય.
ઘણું રિબાયો હૃદયે હું ત્યારે:
કાં કલેશ પામે બહુ લોક આ રે ?
આનંદ: એ ધન્યતા લોકની, ચિંતવે પ્રભુ;
ને બાલ એ ધન્ય જ, પ્રેરતો વિભુ.
બુદ્ધ: સંસારભીરુ હું બન્યો હતો પૂરો,
વ્યાધિ-જરા-મૃત્યુથી ભીતિશૂરો,
ત્યારે હુંથી ભિન્ન નિહાળી કલેશનું

1. તે તે પ્રદેશોના નામ.

સુકોમળું કેન્દ્ર હું-કારણે બન્યું, ૨૬૦
કંપી ઊઠ્યું ચિત્ત, જનાનુકંપા
ઝમી રહ્યું; ત્યારથી શા અજંપા
જાગ્યાં કર્યાં અંતરમાં! શમ્યા તે
બુદ્ધત્વ પામ્યાની જ પુણ્ય રાતે.
જે બોધિવૃક્ષે પરિણામી પ્રેરણા
તેનો હતો અંકુર બાલજન્મમાં.
સંસારભીરુ હું હતો અપુત્ર,
સંસારભેરુ હું બન્યો સપુત્ર.
આનંદ, ના ભીતિની ડાકિણીઓ—
વ્યાધિ-જરા-મૃત્યુની શાકિણીઓ ૨૭૦
ભૂતાનુકંપા વહતી ઉરે રોકે;
ફોડ્યું જ કારુણ્યનવાણ બાલકે.
નિર્વાણ મારે ય હવે નિષિદ્ધ
એકે ય હો જ્યાં સુધી જીવ બદ્ધ.

આનંદ: બહુ પ્રભો! બાલની, તો, ઉપેક્ષા
થઈ! મળી આટલી મોડી દીક્ષા!

બુદ્ધ: કરી ઉપેક્ષા નહિ બાલની કે
તે બાલની માતની મોક્ષબીકે.
જાણે તું પૂરી ગૃહત્યાગવાર્તા
સૂતી હતી ત્યાં જનની ભયાર્તા; ૨૮૦
—સ્વામીશિરે કૈં રાતવીતકો તણા
દુઃસ્વપ્નથી જે ઝબકી, શ્યામણા
મુખે, રહે ઝાંખતી આલિંગનમાં,
સૌભાગ્યનો અસ્ત જુવે ક્ષણાર્ધમાં—
એ સ્વપ્નવૃત્તાન્ત તપસ્વિનીનો
મૂંગો ગણ્યો મેં ઠપકો વિધિનો:
'રે કાં હજી તું લપટાઈ છે રહ્યો?'
ને એક રાતે હું ઊઠી ઊભો થયો,
ગયો, ગયો ઉંબર બ્હાર, સાંભર્યાં
પિતાજનેતા, વળી સુત ભાર્યા;
વધ્યો ગયો આગળ, બાલ સાંભર્યો
સ્મિતે ભર્યો; થંભી ગયા પગો, ફર્યો: ૨૯૦
'જોઈ લઉં, બાલક એક વાર!'

ફરી ફરી જોઉં, છૂટે ન દ્વાર;
રહી રહી જોઉં, ન પામું પાર.
થયું જરી કે લઉં હાથમાં ને
રમાડી છેલ્લો લઉં લાડીલાને.
પરંતુ જો હું ઉચકું જ છું તો,
માતા તણો પાલવ ઝાલી સૂતો
જગાડી દે બાલક સદ્ય માતને. 300
(છોડાવવો પાલવ તે ય ના બને:
માતા-હથેળી ઢળી બાલ-મસ્તકે
કલ્યાણના તેજકિરીટશી ઝગે.)
જાગે કદી જો ગૃહિણી, બને ના
આગે જવું, આખી ય વિઘ્નસેના
ત્યાં ઊભરે. ચિત્ત વિમાસી અંતે
જતાં પહેલાં જગશાંતિપંથે:—
'બુદ્ધત્વ પામી શિશુને મળીશ.
હશે ઘડી જે સરજાઈ.'—શીશ
ધરી દીધું એ શિશુપાદપદ્મમાં, ૩૧૦
હૈયું દ્રવ્યું જે સુકુમાર સદ્મમાં.
પડી રહ્યું મસ્તક એમ પાયે;
ત્યાં દીધ આશિષ યશોધરાએ,
હથેળી જે વત્સશિરે ઢળેલ
પંપાળી એથી શિશુને, હલેલ
જે હાથ બે બિંદુથી.—ને પછી પ્રિય,
જે જે બન્યું તેથી ન અજ્ઞ શ્રોત્રિય.
આનંદઃ આજની આ ઘડી જેમાં પ્રકાશી જ શકી બળ,
વિશ્વવાત્સલ્યદીક્ષાની ધન્ય તે ઘડી ને પળ.

માર્ચ અને ઑગસ્ટ : ૪૨

અ ' મ

ખોટું ઠરાવેલું

# " સાચું—નાણું "

"હું રૂપાં. મને ઓળખી ?"

હું ચકિત બનીને એની સામે જોઇ રહ્યો.

"કેમ વળી હમણાં જ મને જોઈ ને એટલી વારમાં ભૂલી ગયા ?"

વાત સાચી હતી, પણ ભૂલ ખાઈ જવાય એવું જ હતું, કારણ કે એ આ દુનિયાથી પર એવી એક નવી જ દુનિયાની રૂપાં હોય એવી હતી. મને તો એ અહીંની દુનિયામાં હમણાં જ "માનસી"માં મળી હતી. જોયું તો, એ આકૃતિ અસ્પષ્ટ છતાં માત્ર જોઈ શકાય એવી હતી; સ્પર્શી શકાય એવી નહિ; સાંભળી શકાય એવી હતી; સંભળાવાય એવી નહિ: અને તો ય એ પેલી "માનસી"વાળી જ રૂપાં હતી એટલી બધી એ તાદશ હતી.

"સાંભળો, મારે તમને 'આપવીતી' કહેવી છે. મારે વિશે તમે કાંઈક વાંચ્યું, ખરું ? મને મારા સર્જકે પણ પૂરી ઓળખી નહિ એટલે તમે પણ શાના ઓળખો ? કાંઇ નહિ, પણ આજ મને સાંભળો. મને કોઇએ ખરી ઓળખી નહિ. નજરે જોતાં જ પૂરી ઓળખી નાંખે એવી શક્તિ ધરાવનાર માણસજાત કોઇએ ક્યાં ય જોઇ છે ખરી ? કેમ મારી સામે જોઈ રહો છો ? બોલો ! કે પછી તમે પણ મારા સર્જકની જેમ મારા રૂપનો કોઇ ભયંકર દુરુપયોગ કરવાના વિચારમાં પડ્યા છો ? કાંઇ નહિ, હું તો બોલવાની જ છું. મૂંગી રહું તો ભારે અનર્થ થાય. આખી રૂપવતી સ્ત્રીજાતિને કલંક લાગે.

"કોઇ માનશે ખરું કે ગરીબી, અરીણી વર, અસંખ્ય છોકરાંની મા અને એક જ ખોટો રૂપિયો—એટલાં ખાતર, વીસમાં પાંચ ઓછા રૂપિયાનું માત્ર એક જ રૂપિયો વ્યાજ ભરવા ખાતર, દૂઝણી ભેંસની ધણિયાણી, શરીર વેચવા ચાલી નીકળે ? કોણ ખોટું નાણું ? હું ? મારો ઠોઠાર ? મ્હોરો ? કે પેલો રૂપિયો ? વીસ વીસ વરસનો વહેવાર ચલાવ્યો, નાનાં-મોટાં દેવાં કર્યાં. અરીણી ધણીને સાચવ્યો, સંખ્યાબંધ બાળકોની માતા બની ત્યારે આજ હું ખોટું નાણું ઠરી ?"

હડીસંગે ખોખરે અવાજે કહ્યું: "ના રૂપાં, એમ ન બોલ. તારું કર્યું કોઇથી થાય નહિ. ધણિયાણીને સાચી ઓળખે એનો ધણી અને ધણીને ખરો ઓળખે એની ધણિયાણી. અસંખ્ય છોકરાંના બાપને એણે, દમ ચડે છે માટે અકાળે વૃદ્ધત્વ પામેલો કહ્યો તે તારી ઉપર આળ ચડાવવા ખાતર, રૂપાં. દમલેલ બધા કામ જ નહિ કરતા હોય, કાં ? આ તું જ મને સુંવાળપમાં ને સુંવાળપમાં ઘરે બેસાડી રાખે છે, બાકી એક રૂપરડી જેટલા વ્યાજપૂરતું તો જરૂર કમાઇ લાવું..... ..."

"પણ તમે શું કામ આમ આકળા બનો છો ? હું ક્યાં એ બધું નથી જાણતી ! મારે જ મોંએ, તમને "નકામા," "પાજી," "કમ અક્કલ," "બેશરમ," "એકલપેટા" એવી એવી–મને તો બોલતાં ય ન આવડે એટલી ગાળો બોલાવી છે ત્યારે એને એટલી ય ખબર નહિ પડી હોય કે વીસ વીસ વરસનો તો આપણો ઘરવાસ છે; અને છોકરાંએ બિચારાંએ શું બગાડયું કે ટાઢો ઉનો રોટલો ખાવાની ટેવવાળા પાસે તાજા રોટલાની બધાંની પાસે એકસાથે હઠ પકડાવી ?"

"ફરિયાદ તે કેટલીક કરું ? ગમે તેમ કરીને મને મ્હોટાને ઘેર મોકલવી હતી. એટલા માટે તો એણે મારે માથે કરવામાં કાંઇ બાકી રાખી નથી. કેટલી આળ ચડાવી છે તે સાંભળવી છે ? સાંભળો, કહું:

**પહેલી આળ** "વીસ વીસ વરસ સુધી જીવનના ઘા સહેતાં સહેતાં જીવ કાયર થઈ ગયો હતો. પણ વીસ વીસ વરસે તો દરદ પણ કોઠે પડે તો પછી વીસ વીસ વરસે જ મારો જીવ કાયર શીદ કર્યો ?

**બીજી આળ** "પાંચેક બાળકોને નાની મોટી ઉંમરે યમને સ્વાધીન કરી નિશ્ચિંત થયેલી. દીઠી છે કોઇ જણેતા એવી કે જે પોતાનાં બાળકોને યમને સ્વાધીન કરે ? અને પછી નિશ્ચિંત બને ? રૂપાળી રાક્ષસી હોઇશ ખરું ?"

**ત્રીજી આળ** "રૂપની પ્રશંસા સાંભળવી મને સારી પણ લાગતી અને અરીણી તરફથી....ખાસ સુખ ન હતું એટલે...દેહ જાગતો ત્યારે...મન ચંચળ બની જતું...આવું લખી નાખતાં લાગી કાંઇ વાર ? અને એની એ હું. પાછી ત્યાં ને ત્યાં મારી જાતનો સોદો નહિ કરું એમ કહેનારી અને આ સ્વાભિમાનને વીસ વીસ વરસના જીવનમાં જતન કરીને સાચવી રાખનારી ! અરીણી તો મારું માણસ ! એ છે તો મારો ચાંલ્લો ચુડલો છે ! આવું આવું કહેનારી પણ હું ! અને એક જ રૂપિયો ખોટો

નીકળ્યો એટલે મ્હોટાને દૂઝણી ભેંસ છોડી આપવાને બદલે હું ચાલી નીકળી અને દેહને ઉકરડે ફગાવી દીધો ! શું કામ આવી રીતે તમારી મરજીમાં આવે તેમ અને મરજીમાં આવે ત્યારે મારા રૂપનો અણછાજતો ઉપયોગ કરો છો ? તમારી કલમમાં સપડાણી માટે ! મારે તો ઈશ્વર માથે જોનાર છે અને ઇશ્વરની મહેરબાની પર શ્રદ્ધા જાહેર કરું છું એટલું તો તમારા પોતાથીએ અજાણ્યું નથી.

"આટલું જ મને તો દુઃખ છે કે મારા સર્જકને બીજું કાંઇ ન સૂઝ્યું તે છેવટે મને મૂંઝવાયેલી ઠરાવીને અવળે માર્ગે ચડાવી દીધી ?

"ગરાસણીને તો ઘરનું દુઃખ કોઈ પડ્યું હોય છે. ગરાસણીને નસીબે અરીણો હાકોરો જ લખેલા હોય છે. અને ગરાસણીને અખૂટ રૂપ, ખૂલતા ઘઉંવર્ણો રંગ, પાણીભરી સહેજ માંજરી આંખો, નમણું નાક, ભર્યોભર્યો હોઠ,છુંદણાથી સુશોભિત ગાલ,આખા મુખને શુભ્રતાથી છાઇ દેતી સફેદ દંતપંક્તિ,માંસલ અને ઘાટીલો દેહ,હલકવાળી ચાલ–એ બધું પણ હોય છે પણ કોઈ ગરાસણી આમ ટૂંકાં,બાબરાંથી મંડિત, નાની નસોથી તરી આવતા કપાળવાળા, તમાકુના અતિશય સેવનને લઇને પીળી પડેલી આંખોવાળા, નળિયા જેવા નાકવાળા, કાળા પડી ગયેલા હોઠવાળા, છારીથી છવાયેલા દાંતવાળા મ્હોટાને ઘેર ચાલી નીકળી સાંભળી છે ? ખવાસણ કહેવી'તી ને ? આવી રૂપાળી ગરાસણી રસિક જોનારને મુગ્ધ કરે, બત્રીસ તેત્રીસ વરસની, સંખ્યાબંધ છોકરાની મા ઉપર યૌવનના ચાર હાથ રહ્યા હોય તો ય તેનું ફાટફાટ થતું રૂપ રસિક જોનારને મુગ્ધ કરવા જતું હોય ત્યારે એવી નજરે જોનારની રસિકતા કેમ લાજી મરતી નથી ?

"હવે સમજ્યા ? આ બધું તો ગરીબીમાં પડેલી રૂપવતી રૂપાંએ પ્રતિકૂળ અને મલિન સંયોગોમાં ભ્રષ્ટ થવું જ જોઇએ એવું સાબિત કરવાની અને એ રીતે સ્ત્રી–જાતિના રૂપને હલકી નજરે જોવાની દૃષ્ટિ, સાહિત્યની દુનિયામાં, ઊભી કરવાની જાળ છે."

હડીસંગથી આ સાંભળીને ચૂપ ન રહેવાયું, "રૂપાં, રૂપાં, રૂપિયા જેવડો રૂપિયો સાચો છે કે ખોટો તે કોકને એટલે મારી પાસે ખખડાવ્યો અને તો ય એક જુવાનીઓ મને ખખડાવી દે તો જ સાચો માનું એટલો બધો આંધળો અને લૂલો મને ગણ્યો ત્યારથી મને તો એટલી બધી રીસ ચડી છે કે અલ્યા, કહેતા બી દિવાના, સુનતા બી દિવાના......?"

રૂપાં બોલી: "અરે એણે તો વીસ વીસ વરસના આપણા સંસારમાં ધૂળ નાંખી, આગ નાંખી......"

"હત્ તારી......" ઠાકોર બોલ્યો.

"અરે ઠાકોર, હવે ફરી એની કલમે ચઢું નહિ. આટલા સારુ મારા રૂપનાં વખાણ કર્યાં'તાં? આટલા સારુ? આટલા સારુ? આટલા સારુ?........."

અને એ અકથ્ય રીતે ઊભી થયેલી આકૃતિઓને દૂર-દૂર ઓસરી જતી હું ફાટી આંખે જોઈ રહ્યો.

પણ એ એક નવી જ દુનિયા હતી[1].

ધનસુખલાલ કૃષ્ણલાલ મહેતા

# આથમતે અજવાળે

## ખંડ પહેલો : કાઠિયાવાડ

### પ્રકરણ છઠ્ઠું

જન્મથી મારી મનોવૃત્તિ વિષાદ પ્રત્યે વળેલી. એમ શા માટે થયેલું તેનું કારણ હું જાણતો નથી. તબિયતને અંગે એ ન હોઈ શકે, કારણ કે મને અકસ્માત તો પાલીતાણામાં હું આઠ વર્ષનો હતો ત્યારે થયેલો અને તબિયત તે પછી બગડેલી. એક કારણ હોઈ શકે: કાકાજીને 'મેલંકોલિયા'નો રોગ ઉગ્ર સ્વરૂપે હતો તે છોકરાંઓમાં વધતે ઓછે અંશે ઊતર્યો હોય! પિસતાળીશેક વર્ષની ઉમર થઈ ત્યાં સુધી હું તોફાન, મસ્તી, ધિંગાણું બધાંમાં આનંદ અને ઉત્સાહથી ભાગ લેતો એટલું જ નહિ પણ ત્યાં સુધી કુટુંબીજનોની ઉજાણીઓમાં બધાંને આનંદ કરાવવામાં હું અગ્ર ભાગ લેતો. હું હાજર ન હોઉં તો બધાં

1. 'ખોટું નાણું' એ ગયા સપ્ટેમ્બર-અંકમાંની નવલિકા વિશે કેટલેક અંશે જુદું દૃષ્ટિબિન્દુ રજૂ કરતું આ કલ્પનાચિત્ર વાચકોને ગમશે એવી આશા છે. ખુલાસો કરવાનો આટલો કે આ લેખક 'મ'મ' મૂળ લેખક પર જે હેત્વારોપણ કરે છે તે મૂળ લેખકે સપ્રજ્ઞાતપણે નજર સામે રાખેલો હેતુ નહોતો એમ અમારો અભિપ્રાય થાય છે. મૂળ નવલિકામાંના આલેખનનાં અંગોપાંગ પરસ્પર સુસંગત કેટલે અંશે, એ પ્રશ્ન આ કલ્પનાચિત્રનું વિશિષ્ટ ને વિચારણીય અંગ હોવાથી આને પ્રકટ કરવાનું ખાસ કારણ એ જ છે એટલું સ્પષ્ટ કરવું જોઈએ—સં. માનસી

એટલો આનંદ માણી નહોતાં શકતાં. પણ એ પ્રસંગો પૂરા થઈ રહ્યા કે મને દુઃખ થતું, હૃદય ગાઢ નિરાશા અનુભવતું, સંસાર અસાર છે એવો સ્મશાનવૈરાગ્ય પણ ઉત્પન્ન થતો.

ગમે તે છોકરાં જોડે ન રમવા દેવાની કાકાજીની પ્રકૃતિને લઈને મારી વિષાદમય મનોવૃત્તિને ઉત્તેજન મળ્યું અને મને છેક બાલ્યાવસ્થાથી જ એકાંત વધારે પ્રિય લાગવા માંડ્યું. એ એકાંતને લઈને ઉત્પન્ન થતું ઝીણું દુઃખ પણ મને એટલું જ પ્રિય લાગતું.

આ ઉપરાંત, મારા વધુપડતા માનસિક વિકાસને લઈને કહો કે ગમે તેને લઈને હો, પણ નાનપણથી મને મારી વયના છોકરાઓ જોડે હરવુંફરવું ગમતું નહિ. મારા સમવયસ્કો જોડે હું ભાગ્યે કોઈ વખત ઉજાણીએ કે ફરવા ગયો હોઈશ. વર્ષો સુધી, મારા મિત્રમાં હું માત્ર જયસુખલાલને ગણતો. પોતાનાથી ૭ વર્ષ નાનો ભાઈ આ પ્રમાણે પોતાને જ મિત્ર ગણે અને બીજાઓ જોડે હળે જ નહિ એ જોઈને એમને શી ઊર્મિઓ થઈ હશે તે તો જયસુખલાલ પોતે જ કહી શકે. વઢવાણ અને પાલીતાણામાં, બને ત્યાંસુધી હું જયસુખલાલ અને એમના મિત્રો જોડે ફરવા અને ઉજાણીએ ગયેલો. જયસુખલાલ ઘણી વાર મારા ઉપર ચીડવાતા પણ હું અડગ રહેતો. એ ઉજાણીઓમાં ખાવાનાંમાં ગાંઠિયા, જલેબી અને લીલા કાંદા તથા મૂળા ખાધેલા તેનો સ્વાદ હજી હું ભૂલ્યો નથી.

હું ૭ વર્ષનો થયો ત્યારે મેં ભણવા માંડ્યું અને દોઢેક વર્ષની મારી સાંની સ્કૂલની કારકિર્દીમાં મેં ત્રણ ગુજરાતી ચોપડીઓ પૂરી કરી હતી. એટલા ટૂંકા ગાળામાં મેં બહુ પુસ્તકો વાંચ્યાં હોય એવું યાદ નથી છતાં જેટલાં હાથમાં આવ્યાં તેટલાં અને તે પણ સારા પ્રમાણમાં વાંચેલાં ખરાં. દલપતકાવ્ય, દરામરકંધ વગેરે પણ ત્યાં વાંચેલાં, પણ ત્યાં વાંચેલાં પુસ્તકોમાં મને માત્ર એક જ યાદ છે અને તે વૈદ્યશાસ્ત્રી મણિશંકર ગોવિંદજીએ લખેલ 'અશ્વમેધયજ્ઞ'–તે પછી પાલીતાણામાં આંના રાજકવિએ લખેલ 'છપ્પન પરીઓની વાર્તા' મેં તુરત જ વાંચેલી. આ બે વાર્તાઓએ મારા હૃદયમાં સાહસ અને અદ્ભુત તત્ત્વની ઊર્મિઓ કોઈ અજબ રીતે જગાડી હતી અને એ બેએ ઊભી કરેલ સૃષ્ટિમાં હું

વર્ષો સુધી, કલાકો ને કલાકો સ્વચ્છંદે અને આનંદથી વિહરતો. બાવન વર્ષની ઉમરે પણ—હવે મને સંજોગવશાત્ પહેલાંના જેવું એકાંત મળતું નથી—જો એકાંત મળે તો હજી પણ આ બે પુસ્તકોએ રચેલ મનઃ-સૃષ્ટિમાં હું વિચરી શકું છું અને આનંદ માણી શકું છું. એ બે પુસ્તકો વિશે મેં એક લેખમાં મારાં સ્મરણો ('મારું પ્રિય પુસ્તક:' મીઠી નજરે માંનો લેખ) આ પ્રમાણે લખ્યાં છે:

રાત હોય; અર્ધ નિદ્રાવશ—અર્ધ જાગ્રતાવસ્થામાં આ દુનિયા મારી પાસેથી સરી જતી. કોઇક વાર છપ્પન પરીઓ અને તેની મુખ્ય નાયિકાની સાથે હું સંવનન કરતો તો કોઈક વાર અર્જુનથી પણ ચઢીઆતો બાણાવળી બની જતો. અનેકાસ્ત્ર, અગ્ન્યસ્ત્ર, સર્પાસ્ત્ર, બ્રહ્માસ્ત્ર વગેરેના મંત્રો મને કોઇ ઋષિ લગભગ શીખવી દેતા પણ એ મંત્રો મને બરાબર યાદ રહે તે પહેલાં હું પૂરેપૂરો જાગ્રત થઇ જતો, ગમે તેટલું યાદ કરવા મથતો પણ પેલા મંત્રો મારી પાસેથી સરકી જતા અને હું ખેદ—શોકના ભારથી કચરાતો પુનઃ આ દુનિયામાં પ્રવેશતો. એ પુસ્તકો પછી ખોવાઈ ગયેલાં છતાં લાંબા કાળ સુધી મને એ બે પુસ્તકોએ રાતના સ્વર્ગનું સુખ આપી, દિવસના દુઃખના દરિયામાં ડુબાવી દીધો હતો.

પાલીતાણામાં ત્રણેક વર્ષ રહ્યો અને અંગ્રેજી ત્રીજા ધોરણની પરીક્ષા મેં આપેલી. એ ગામમાં મારું વાંચન ઘણું વધી ગયેલું અને માનસિક વિકાસ પણ ઘણો થયેલો. જેટલાં હાથે ચડતાં ગયાં તેટલાં પુસ્તકો હું વાંચતો ગયો પણ એમાંના પંચાણું ટકા જેટલાં પુસ્તકોનાં નામ અને તેનું વસ્તુ હું વીસરી ગયો છું. 'સરસ્વતીચંદ્ર'ના બે ભાગ, 'કાન્ત'નાં કેટલાંક કાવ્યો, નરસિંહરાવનાં અને બાલાશંકરનાં કેટલાંક કાવ્યો અને 'ગુજરાતી'ની ભેટોમાંનાં કેટલાંક પુસ્તકો મેં પાલીતાણામાં વાંચેલાં. તે વખતે જયસુખલાલ અમદાવાદમાં રણજિતરામને ત્યાં રહીને કૉલેજમાં અભ્યાસ કરતા. તે અને રણજિતરામ મને અવારનવાર પત્રો લખતા અને તેમાં કોઈ કોઇ વેળા, એવામાં પ્રસિદ્ધ થયેલાં કાન્તનાં કાવ્યો પણ લખી મોકલતા. દુઃખ, નિરાશા વગેરેથી ભરપૂર, ભાવનાવાદી, અસંબદ્ધ વિચારોથી છલોછલ પત્રો હું તેમને જવાબમાં લખતો એમ મને યાદ છે. રાજ્યદ્વારી વિષયોમાં મેં તે વખતે પ્રવેશ કર્યો અને તે પ્રસિદ્ધ સાપ્તાહિક 'ગુજરાતી' વડે. અમે તેના ગ્રાહક હતા એટલે દર અઠવાડિયે, માત્ર અંગ્રેજી કતારો બાદ કરીને, હું પહેલેથી છેડે સુધી એ વાંચી જતો અને તેને આધારે મોટાઓ વાતો કરતા હોય તેમાં અવાર-

નવાર ડાબું મારતો. મેં 'ગુજરાતી'નું વાચન પાલીતાણામાં શરૂ કરેલું એટલે વઢવાણમાં તો લો. તિલકને પહેલી વાર સજા થઈ અને એઓ જેલમાં ગયેલા તે અને ચાપેકરભાઈઓ ખૂનના આરોપસર પકડાયેલા વગેરેની વાતો મોટાઓ પાસેથી સાંભળેલી તે ઉપર જ મારા વિચારો બંધાતા. પણ પાલીતાણામાં 'ગુજરાતી' વાંચીવાંચીને મેં રાજ્યદ્વારી વિષયોમાં રસ લેવા માંડ્યો અને એને પરિણામે, રાજા–મહારાજાઓ પ્રત્યેની મારી અઢળક વફાદારીના પાયા કાંઇક ઢીલા થવા માંડ્યા.

પણ 'ગુજરાતી'ના સંસારસુધારાની બાબતમાં જૂના વિચારો તો મેં કોઈ પણ દિવસ ગ્રહણ કરેલા જ નહિ, કારણ કે એ બાબતમાં તો મને જયસુખલાલ તથા રણજિતરામ પાસેથી ઉદ્દામ વિચારોની પ્રેરણા જ મળેલી.

ઘણું કરીને મેં પાલીતાણામાં જ 'ગુજરાતી'ની ભેટ 'દિલ્હી પર હલ્લો' વાંચેલ. 'અશ્વમેધ યજ્ઞ' અને 'છપ્પન પરીઓની વાતો'થી તદ્દન જુદી જાતની અસર મને આ પુસ્તક વાંચીને થયેલી. મેં આજ સુધીમાં અસંખ્ય પુસ્તકો વાંચ્યાં છે પણ આ 'દિલ્હી પર હલ્લો', સદાશિવરાવ ભાઉનો પરાજય વર્ણવતું 'અઢારમી સદીનું હિંદુસ્થાન' અને એબટનું લખેલ 'નેપોલિયન બોનાપાર્ટ' એ ત્રણ પુસ્તક વાંચતાં મારા હૃદયમાં જેવી ઊંડી, અસહ્ય વેદના થઈ હતી અને તે પછી જ્યારે જ્યારે પણ મેં એ પુસ્તકો ફરીથી વાંચવાનો યત્ન કરેલ ત્યારે ત્યારે પણ જે એવી જ ઊંડી, અસહ્ય વેદના થયેલી, તેવી ઊંડી, અસહ્ય વેદના મને બીજા કોઇ પુસ્તકના વાંચનથી થઈ નથી. આનું કારણ માત્ર એટલું કે પૃથુરાજ, સદાશિવ ભાઉ અને નેપોલીઅન એ બાલપણથી મારા 'હીરો' હતા. વર્ષો પહેલાં વાંચેલ એ 'દિલ્હી પર હલ્લો'માંનો એક પ્રસંગ મને હજી સાંભરે છે અને એ સાંભરવું પણ મને અત્યંત દુઃખકર્તા થઈ પડે છે; જો કે એ પ્રસંગ માત્ર કાલ્પનિક છે એ હું જાણું છું. મારા '*મીઠી નજરે*'ના સંગ્રહમાં, 'મારું પ્રિય પુસ્તક' એ લેખમાં મેં એ પ્રસંગ ઉતાર્યો છે તે અહીં પુનઃ ઉતારું છું:

શાહબુદ્દિન અને પૃથુરાજનાં યુદ્ધ–છેવટનાં યુદ્ધ–મંડાણાં છે. એ સંગ્રામ આખરનો ફેંસલો છે. દેવીભક્ત ચામુંડરાય જેને પૃથુરાજે અપમાન આપીને

૭

કાઢી મૂક્યો તે દેવી પાસેથી માત્ર એક ચોથું લઈ આવીને રાજપૂતકુલતિલક મહારાજાધિરાજ પૃથુરાજ પાસે શિર નમાવીને ઊભો રહ્યો અને બોલ્યોઃ 'મહારાજ ! કોને મારું.'

પૃથુરાજ ક્રોધથી આંધળો બનીને ગર્જે છેઃ 'કોને મારે ? માર માર પેલા દુષ્ટ, ચંડાળ, દેશદ્રોહી હાહુલીરાયને.'

ચામુંડ અરજ કરે છેઃ 'ભારતના મુગટમણિ ! ભરતખંડના શિરતાજ ! વિચાર કરો. દેવીનું ચોથું અફળ થવાનું નથી. મારી પાસે બીજું બાણ નથી. મને મારવા દો શાહબુદ્દિન ગોરીને !'

પણ ભરતખંડના ભાવિની દુર્દશા બેઠી હતી. ભરતખંડની પડતીનો એ પહેલો દિવસ હતો. પૃથુરાજ પીગળ્યો નહિ. એની આજ્ઞા એની એ જ રહીઃ 'માર પેલા હાહુલીરાયને !'

ત્યાર કેડે તો ભરતખંડની પડતીના કંઈ કેટલા દિવસો આવી ગયા. મરાઠાઓનો લાડકવાયો પણ જુવાનીના તોરમાં મસ્ત બનેલ, ઉદ્ધત સદાશિવરાવ ભાઉ પડ્યો. ૧૮૫૭નો બળવો પણ બની ગયો અને તે પછી પણ ઇતિહાસકારની દૃષ્ટિએ અનેકાનેક એવા પડતીના દિવસો તરવરી રહ્યા હશે ! હવે તો આપણાં હૈયાં પણ એ ઝખમો સહીસહી રીઢાં થઈ ગયાં છે.

હું પાલીતાણા હતો ત્યારે બોઅર વૉર શરૂ થઈ ગઈ હતી. મારી જિંદગીમાં એ પ્રથમ યુદ્ધ. એનાં વર્ણનો, સામસામા સેનાપતિઓનાં પરાક્રમો વગેરે હું રસથી વાંચતો. પાસા અને સોગટાંની મેં અને જયસુખલાલે એક નવી રમત 'લશ્કર–લશ્કર' શોધી કાઢેલી અને તેમાં જયસુખલાલ પોતાનાં સોગટાંને પ્રેસિડંટ ક્રુગર, જનરલો ડી વેટર, ડી બારી, ક્રૉંજે, બોથા, સ્મટ્સ વગેરે લડવૈયાઓનાં નામ આપતા અને હું મારાં સોગટાંઓને જનરલો સર રેડવર્સ બુલર, બેડન–પોવેલ, ફ્રેંચ, કિચનર અને ફિલ્ડ માર્શલ અર્લ રોબર્ટ્સ એવાં નામ આપતો. પાલીતાણા છોડ્યા પછી, સુરતમાં જયસુખલાલ મારી જોડે આવી રમતો ભાગ્યે જ રમતા અને એમને બદલે મેં મારાથી આઠ વર્ષ નાનાભાઈ માધવલાલને તૈયાર કર્યા હતા.

જેનો શોખ મને પાછળથી આટલો વધી ગયેલો તે વસ્ત્રો અને બૂટમોજાં વગેરે સંબંધી મારા ખ્યાલ અત્યારે કોઈ ભાગ્યે જ માની

શકે એવા હતા. પાલીતાણામાં હું હતો ત્યાં સુધી મારો ખ્યાલ એવો હતો કે કાં તો એકલાં મોજાં પહેરાય અને કાં તો એકલાં બૂટ પહેરાય. આ ખ્યાલને આધારે, એક વાર મને ત્રણેક જોડ મોજાંની આપવામાં આવી હતી તે ત્રણેજોડ મેં ત્રણ દિવસ ફરી આવીને ફાડી નાખી. એક તો એકલાં મોજાં પહેરીને ચાલવાથી પગમાં કાંકરા વાગ્યા અને બીજું આટલી વહેલી ત્રણે જોડ ખલાસ થઈ ગઈ એટલે મોજાં ઉપરથી મારો મોહ ઊડી ગયો. આ પ્રયોગ વખતે જયસુખલાલ અમદાવાદ હતા. રજામાં એ પાલીતાણા આવ્યા ત્યારે મેં એમને આ વાત કહી એટલે એમણે મારી ભૂલ સુધારી.

વાળ કપાવતી વખતે હજામ પાસે આગળ કપાળ ઉપર અસ્તરો ફેરવાવવાની અમને ફરજ પડતી. સૂરત આવ્યા પછી, આ પ્રમાણે ચહેરો કરાવવો એ ફેશનની કેટલું વિરુદ્ધ છે એમ જાણ્યું અને મેં બળવો ઉઠાવી એવી રીતે ચહેરો કરાવવાની ના પાડી દીધી.

વઢવાણના તેમ જ પાલીતાણાના મારા શાળાના જીવન સંબંધી મને ખાસ કશું યાદ નથી. વઢવાણમાં મારી સાથે એક પટાવાળો આવતો; પાલીતાણામાં એક મારું દફ્તર પકડતો, બીજો પાણીની શિરોહી ઉપાડતો અને ત્રીજો મને છત્રી ઓઢાડતો, એમ ત્રણ-ત્રણ પટાવાળા મને શાળામાં મૂકવા આવતા. કાકાજીને આવું બધું નહોતું ગમતું અને મને તો એથી શરમ જ આવતી. પણ નાયબ દીવાનને ઘેર અગિયાર પટાવાળાને બેસવાનો હુકમ એટલે એ પટાવાળાઓ મારી ઇચ્છા વિરુદ્ધ મારી સાથે આવતા. બને ત્યાં સુધી પોતપોતાનું કામ પોતે જ કરી લેવું જોઇએ એવો આગ્રહ નાનપણથી મને હતો અને હજી પણ છે. એ મારી ટેવને લઈને ઘણા સ્નેહીઓને ત્યાં હું આવકારલાયક પરોણો ગણાઉં છું. માત્ર થોડાં માણસો એમ માને છે કે આ પ્રમાણે નોકરો પાસે કામ ન લેવાની વૃત્તિ એ ખાનદાનીની ઊણપ બતાવે છે.

પાલીતાણામાં જ્યારે જ્યારે મને નિશાળે જવાનું આળસ આવતું ત્યારે ત્યારે હું પેટમાં દુખવાનું બહાનું કાઢતો. કાકાજી ઝાડાના રોગથી ઘણા ગભરાતા એટલે આમ કહીએ કે તુરત રજા મળી જતી. પણ કોઇ પણ વસ્તુ નિર્મળ સુખ આપી શકતી નથી. રજા તો મળી પણ એના બદલામાં કાકાજી મને ઝાડો બંધ કરવાની બહુ કડવી દવા

'જાંબુનો અર્ક' આપી દેતા અને ખાવાની બંધી કરતા. દવા તો કાકાજી પોતે પીવડાવતા એટલે બીજો માર્ગ ન હતો પણ કાકાજી દરબારગઢમાં જાય પછી બાના કાલાવાલા કરીને અને માધવજીમહારાજની સહાનુભૂતિથી હું થોડુંઘણું ખાવાનું મેળવતો. ઝાડા બંધ નહિ થતા હોય તે વેળા ઝાડા બંધ કરવાની સખત દવા પીવાથી જ મને હજી પણ કબજિયાતનો રોગ હશે! પણ એવી રીતે માંદા પડવાના ઢોંગ કરવાની મને પછીથી જરૂર જ રહી નહિ.

પાલીતાણાના ઘરમાં એક ઓટલાની બાજુમાં બીજો ઓટલો હતો અને દાદર ઉપર દોરડું હતું જે ઝાલીને દાદર ઉપર જવાનો ઘણે ઠેકાણે રિવાજ હોય છે. આ દોરડું પકડીને, કૂદકો મારીને હું એક ઓટલેથી બીજે ઓટલે જતો. એક વખત દોરડું છટક્યું અને હું ઓટલા ઉપર, બરાબર નાક ઉપર જ પડ્યો. પુષ્કળ લોહી વહ્યું અને માંડમાંડ તેને અટકાવ્યું. પણ તે પછી તુરત જ હું માંદો પડવા માંડ્યો અને મહિનામાં બેત્રણ વાર તાવ અને ઉધરસના હુમલા આવવા લાગ્યા. આ પ્રમાણે હું સત્તાવીશ વર્ષનો થયો ત્યાં સુધી ચાલ્યું. તે દરમ્યાન અમે તરેહતરેહનાં દવાદારુ કર્યાં; અનેક દાકતરોની સલાહ લીધી પણ કોઇ ખરું કારણ શોધી શક્યું નહિ. અવારનવાર દાકતરો કહેતા કે 'છોકરો ક્ષયરોગથી પીડાય છે, ભાગ્યે છ મહિના જીવશે.'

સત્તાવીશ વર્ષે મને ઉધરસનો સખત હુમલો આવેલો અને તેને લઇને ડાબા કાનનો પરદો પણ તૂટી ગયેલો. તે વેળા એક વખત હું કોઈ દાકતરને ત્યાં જવા ટ્રેનમાં બેઠો ત્યારે એક મિત્રે મને અમસ્થું જ પૂછ્યું: 'ધનસુખભાઈ, તમે છએ ભાઈબહેનમાં બીજાનાં નાક અણીવાળાં છે અને તારું નાક કેમ આમ બેઠેલું જણાય છે?' મેં જવાબમાં મારા અકસ્માત વિશે કહ્યું એટલે તે તુરત બોલી ઊઠ્યો. 'અરે ભલા, આઠ વર્ષે અકસ્માત થયો અને સત્તાવીશ વર્ષનો થયો ત્યાં સુધી એ રોગનું કોઈ કારણ જ ન શોધી શક્યું? આ નાકનું જ આ બધું તોફાન છે. બતાવ દાકતર દલાલને.'

બીજે જ દિવસે દલાલને ત્યાં હું ગયો. એમણે જોઈને જ કહી દીધું કે 'અલ્યા, તું આટલાં વર્ષ જીવ્યો કેમ? તારા નાકના બંને માર્ગ જ બંધ છે. તું તો મોંએથી જ શ્વાસ લે છે!'

પહેલાં માત્ર એક નસકોરામાં 'કોટરાઇઝ' કરાવ્યું. આઠ દિવસ રહીને બીજા નસકોરામાં 'કોટરાઇઝ' કરાવ્યું. પહેલી વખતે જ દાક્તર 'કોટરાઇઝ' કરી રહ્યો અને મારી ઉધરસ મટી ગઈ! ત્યાં સુધી મારું વજન કોઈ પણ દિવસ સો રતલથી વધેલું નહિ. કોટરાઇઝ કરાવ્યા પછી વગરદવાએ, મહિનામાં હું દસ રતલ વધ્યો! પણ આઠ વર્ષથી સત્તાવીશ વર્ષ સુધી નાકને બદલે મોંએથી શ્વાસ લેવામાં, મારા શરીરમાં જોઇએ તે પ્રમાણમાં ઑક્સીજન જઇ શકેલો નહિ એટલે શરીર બંધાયું જ નહિ અને આખી જિંદગી માંદા માણસ તરીકે વીતાવવી પડી.

કૉલેજમાં જઇ અંગ્રેજી ભાષાના પારંગત થવું અને એ ભાષાના જ મહાન લેખક થવાનાં સ્વપ્ન, મોટી પદવીઓ મેળવી અનેક ઇચ્છેલી અને ઇચ્છવાજોગ વસ્તુઓ પ્રાપ્ત કરવાના કોડ, રમતગમતોમાં કોઈ રણજિતસિંહ કે ધ્યાનચંદ અને અખાડામાં કોઇ ગામા કે સૅન્ડો થવાની ભાવનાઓ—એ સર્વ માત્ર હું દોરડું ચૂકી ગયો એથી ધૂળમાં મળી ગયું. હું અંગ્રેજી ભાષામાં મહાન લેખક ન થયો, મોટો પદવીધારી ન થયો, અનેક ઇચ્છાઓ અપૂર્ણ જ રહી અને આજે જેવો છું તેવો જ થઇ શક્યો!

આશરે ઇ. સ. ૧૯૩૪માં હું અહીંના મશહૂર જ્યોતિષી પાસે ગયેલો ત્યારે એણે મારું ભૂતજીવન કહેતાં કહેલું કે તારી આઠ વર્ષની વયે તને નાક ઉપર અકસ્માત થયેલો જેને લઇને તારું આખું જીવન ફેરવાઈ ગયું છે!

એ સમયે કાઠિયાવાડમાં ઓઝલ સખ્ત એટલે ખૂબસુરત સ્ત્રીઓ, નાનાં છોકરાંઓને પણ ક્વચિત જ જણાતી. વઢવાણ અને તેની આસપાસ કુદરતી સૌંદર્ય હશે તો મારી આંખે તે જોયેલું નહિ. હા, વાંકાનેરમાં મોટી વાડીઓ હતી ત્યાં અમુક પ્રમાણમાં કુદરતી સૌંદર્ય જોયેલ પણ ખરું પણ હૈયું હાલી ઊઠે એટલા પ્રમાણમાં તો નહિ જ. પણ હું જ્યારે છ—સાત વર્ષનો હતો ત્યારે મેં નરી સુંદરતાનું પ્રથમ દર્શન કર્યું. એ દર્શને મારી સૌંદર્યપારખુ દૃષ્ટિ ઉઘાડી. તે પછી જ વઢવાણમાં તો ખાસ નહિ પણ પાલીતાણામાં વડારણોનાં સપ્રમાણ શરીર અને જાણે તેમાં રહેલ અનેકવિધ ખૂબીઓ વધુ સ્પષ્ટ રીતે દૃષ્ટિગોચર કરાવવા જ વસ્ત્રપરિધાન કરવામાં આવતાં હોય તે પ્રમાણે એ શરીરની સુંદરતાને ઓર

દીપાવતાં ચુસ્ત કમખા, પછેડા અને ઘેરબંધ ઘાઘરા અને તેનાં જુદાજુદા રંગનાં કલામિશ્રણ મારી આંખે ચઢ્યાં. અહીં રાસ અને ગરબામાં આ પ્રકારના પોષાકનાં અનુકરણ થાય છે પણ અર્થ વગરનાં, રસ વગરનાં, જોમ વગરનાં.

એ પ્રથમ દર્શનનું વર્ણન મેં 'સૌંદર્યદર્શન' નામે લેખમાં ('માનસી'ના ડીસેંબર, ૧૯૪૧ના અંકમાં) કર્યું હતું. તે અહીં ઉતારું છું.

સૂરતથી વઢવાણ જતાં એક સ્ટેશને અમારી ટ્રેન ઊભી રહી. બપોરના સખ્ત તડકાથી પૃથ્વી બળી રહી હતી. સેકંડ ક્લાસના ડબામાં હું મારાં કુટુંબીજનો જોડે બેઠો હતો. બારીમાંથી બહાર જોતો શૂન્યહૃદયે હું બેસી રહ્યો હતો. તે વખતે મોટાં સ્ટેશને ટ્રેનો લાંબો સમય ઊભી રહેતી. થોડી વાર થઈ હશે. સામેથી બીજા પાટા ઉપર એક બીજી ટ્રેન આવીને ઊભી રહી. અકસ્માત રીતે એક દેશી રાજ્યનું સલૂન અમારા ડબાની સામે જ ઊભું રહ્યું. સલૂનમાં એક રાજકુમારી અરીસાની સામે ઊભી ઊભી પોતાના વાળની લટ ગૂંથતી હતી.

વીસેક વર્ષની આ રાજકુમારી ખરેખર સુંદર હતી? કે સામાન્ય દેખાવની જ હતી? મેં ફરીથી એને જોઈ નથી. એ પ્રસંગને આજે ચુમાલીસેક વર્ષ થઈ ગયાં છતાં આજે પણ એ રાજકુમારીની સૌંદર્યમૂર્તિ હું જોઈ શકું છું. એના લાંબા, લગભગ સોનેરી વાળ, શ્વેત, સંગેમરમર જેવી તેની ત્વચા અને તેના અણુએ અણુમાંથી ઝરતું યૌવન, લગભગ કોણી સુધીની બાંયવાળો તસતસતો અતલસનો કમખો, ઘેરવાળો રેશમી ઘાઘરો અને ઉપર જામનગરી બાંધણીનો પછેડો. મારી બાળક આંખે આવી નરી સુંદરતા જોયેલી જ નહિ એટલે હો કે બીજું ગમે તે કારણ હો પણ મારા હૈયામાં કાંઈ અજબ ઉત્સાહનું પૂર આવ્યું. 'સુંદરતા એ જ પવિત્રતા છે અને પવિત્રતા એ જ સુંદરતા છે' એ વાક્યો તો તે પછી ચારેક વર્ષે મેં વાંચેલાં પણ જ્યારે મેં એ વાંચ્યાં ત્યારે તુરત જ મને આ દૃશ્યનું સ્મરણ થયું અને એ વાક્યની યથાર્થતા તરત મારે ગળે ઊતરી ગઇ. સૌંદર્યને પવિત્ર ભાવનાથી જ નીરખવું જોઈએ, એની ભક્તિ પવિત્ર હૃદયે જ કરવી જોઇએ એ વિચાર તે પ્રસંગથી મારા હૃદયમાં કોતરાઇ ગયા અને આજ સુધી જ્યારે જ્યારે હું અનુપમ સુંદર-

તાનાં દર્શન કરું છું ત્યારે ત્યારે મારું હૃદય પવિત્ર ભાવભીની ઊર્મિઓ જ અનુભવે છે. ભાગ્યે એકાદ મિનિટ મેં આ દશ્ય જોયું હશે પણ એ દશ્ય મારું હૃદય આજ પણ ભૂલ્યું નથી એટલે એની અસર કેટલી ઊંડી અને બળવાન હશે એ સમજી શકાય એમ છે.

કેટલાં ય વર્ષો પછી રિચર્ડ લ'ગેલિયનની 'ધ પ્રિન્સેસ ઍન્ડ ધ મિરર' નામની નવલિકા વાંચી ત્યારે ક્ષણભર મને એમ લાગ્યું કે મારે એ નવલિકા લખવી જોઈતી હતી; કારણ કે લ'ગેલિયને માત્ર કલ્પનામાંથી રાજકન્યાને ઉત્પન્ન કરી હતી; મેં તો નજરે જોઈ હતી. આ પ્રસંગને લઈને મને એ નવલિકા પ્રત્યે સહજ પક્ષપાત થયેલો અને મેં તેનું ભાષાંતર કરીને મારા 'વાર્તાવિહાર' નામના સંગ્રહમાંની 'રાજકન્યા અને ભરથરી' નામે વાર્તા કોઈ સામયિકમાં પ્રસિદ્ધ કરેલી. એ ભાષાંતર વાંચીને સ્વ. શ્રી સુમતિ લલ્લુભાઈએ એક મોટું કાવ્ય પણ લખેલું.

જુદાં જુદાં મનુષ્યો જુદી જુદી દૃષ્ટિએ સૌંદર્ય નીરખે છે. મારા હૃદયમાં સુંદરતા અને પવિત્રતા અવિભક્ત સ્વરૂપે વસેલ છે એટલે મારી દૃષ્ટિએ દેખાતી સુંદરતા અન્યતે દૃષ્ટિગોચર થતી નથી. સામાન્ય રીતે ભૂસૌંદર્ય કરતાં જલસૌંદર્યથી હું વધુ આકર્ષાઉં છું. સિમલાથી દેખાતાં હિમાલયનાં ગિરિશૃંગો કરતાં મને સૂરતની અર્ધનિદ્રાવશ તાપીનાં સલિલ વધુ સુંદર લાગે છે. સૂરતની તાપી, ભરૂચની નર્મદા, તોફાને ચડેલી અમદાવાદની સાબરમતી, ડુમસ, હજીરા, તીથલ, જુહુ, વેસોવા અને કરાંચીના સમુદ્રો દિવસો ને દિવસો નીરખતાં હૃદય કંટાળતું નથી. દિને દિને નવા પ્રકારનાં રૂપ ધારણ કરતાં એ પાણીના પ્રવાહ મારા હૈયામાં દિને દિને નવનવી ઊર્મિઓ જગાડે છે. પણ કુદરતના એક અલ્પાંગ મનુષ્યના સૌંદર્યને નીરખતાં હું બીજું બધું ભૂલી જાઉં છું. કોઇ દુલિપસિંહ કે એલ. પી. જાઇની 'બૅટ્સમેનશિપ', કોઇ અમરસિંહની બોલિંગ, કોઇ ધ્યાનચંદની હૉકી, કોઇ ટિલ્ડન, કોશે કે રામિયોના ટેનિસના સ્ટ્રોક્સ, કોઇ સેંડોનું સ્નાયુબદ્ધ સપ્રમાણ શરીર, ઉદયશંકરની રાસલીલા, કોઇ યુવતીનું ગરબા ગવડાવતી વખતનું કે રાસ રમતી વેળાનું અમીઝરતું લાવણ્ય મારી સૌંદર્યપિપાસુ નજરે ચઢે છે, ત્યારે હું કોઇ નવી જ દુનિયામાં વિચરું છું.

આવી ક્ષણોએ હું એમની પાસે કાંઇ વધારેની આશા રાખતો નથી—હું જોઉં છું એટલાથી જ મને સંતોષ થાય છે; પરંતુ નિકટ પરિચયમાં આવતાં સ્નેહીજનોના આવા બાહ્ય સૌંદર્ય ઉપરાંત એમના આત્માની સુંદરતા નીરખવા મારું મન તલસે છે અને અમુક પ્રમાણમાં જો એ હું નહિ ભાળી શકું તો ખિન્ન થઈ જાઉં છું. મારે મન સુંદર એવાં મારાં સ્નેહીજનો કોઇ પણ પ્રસંગે કોઇ હૃદયની ક્ષુલ્લકતા ઉઘાડી પાડતું નાનામાં નાનું કાર્ય કરે તો મને સખ્ત આઘાત લાગે છે અને આઘાતે થયેલો ઝખમ લાંબા કાળ સુધી રૂઝાતો નથી.

વઢવાણની સરકારી નોકરી છોડીને પાલીતાણામાં નાયબ દીવાન તરીકે જવાનું પાલીતાણાના દીવાન ગણપતરાવ લાડના આગ્રહથી કાકાજીએ નક્કી કર્યું તે વેળા અમે બધાં છોકરાં જાણે અદ્‌ભુત નવી દુનિયામાં જવાનાં હોઇએ એવા આનંદમાં આવી ગયાં હતાં. મોટાં જાણે નહિ એવી રીતે અમે અને અમારા પાડોશીનાં છોકરાંઓ કાઠિયાવાડનો નકશો જમીન ઉપર પાથરીને તેમાંથી પાલીતાણા શોધી કાઢી તેની સામે જોયાં કરતાં હતાં. પાસે શેત્રુંજના ડુંગરની નિશાની કરેલી તે ઉપરથી તે પર્વત કલ્પવાનો યત્ન કરતાં.

પાલીતાણા ગયાં પણ ખરાં અને ત્યાં અઢીએક વર્ષ રહીને અચાનક કાકાજીએ રાજીનામું આપ્યું. ઘરમાં સામાન બાંધવાની તડામાર તૈયારીઓ ચાલી રહી. ત્રણ દિવસ પછી એક દિવસે સવારે મળસ્કે શેત્રુંજી નદીના લગભગ સુકાઇ ગયેલા પટ ઉપરથી અમારો ઘોડાનો શગરામ માત્ર પાલીતાણાને નહિ પણ સમસ્ત કાઠિયાવાડને છેલ્લી સલામ કરીને ચાલતો થયો. અરધી ઊંઘમાં, ઘડીકમાં દુઃખ પામતું, ઘડીકમાં ઊજળી દૃષ્ટિએ સૂરત જોવાનો યત્ન કરતું, આનંદ પામતું, મારું અગિયાર—બાર વર્ષનું શરીર કાઠિયાવાડ છોડી ગયું.

વર્ષો પછી એક વાર અમદાવાદથી લખતર ત્યાંના કુંવરોના લગ્નપ્રસંગે અમે આઠેક દિવસ ગયેલાં. તે સિવાય માત્ર ઝવેરચંદ મેઘાણી અને ગુણવંતરાય આચાર્યનાં પુસ્તકો દ્વારા કાઠિયાવાડનાં સ્મરણો આછાં, પાતળાં, ઘેરાં, હૈયામાં ઉદ્‌ભવે છે અને ધીમે ધીમે પાછાં શમી જાય છે.

ખંડ પહેલો સમાપ્ત

# અન્ધાર પલને ઓળખો*

[ નહીં ત્રાપો ને નહીં તુંબડી–એ ઢાળ ]

આવન્તી અન્ધાર પલને ઓળખો,
તિમિરો હાં તેજલગઢની ડેલી જી !
વસેલા વાસોને શીદ વસાવવા ?
સૂનકારે અમરવેલ જડેલી જી !
આવન્તી અન્ધાર પલને ઓળખો.

નીર નહીં ત્યાં કેવી નાવડી ?
હોડી વિના હલેસાં નકામાં જી !
અજંપા વિનાના ઓથારો સૂના
ડાઘ વિના પ્રાછતના[1] ઉધામા જી !
આવન્તી અન્ધાર...

પાપ–ધારાંના મોરિંડાં ભરો
રોમરોમ જગવી રૂંગા–ઝારી જી !
ખતાનાં ખાતર પીડને[2] કાલવો
ઊંચકો આતમમોલની ભારી જી !
આવન્તી અન્ધાર...

અભણ–ભરાવી પોથી ક્યાં લગી
ઉકલે ? 'અગસર' મંકોડા જી !
અધરમ–પનામાં ખુદ્દા ધરમના
પડે તયેં ઓપના અંકોડા જી !
આવન્તી અન્ધાર...

અંધારાં જાણેલાં રુદન પ્રેમનાં
પામેલાં, શૂલની ખુદાઈએ જી !
કષ્ટી પછીની વૃષ્ટિ અમરતી

---

૧. પ્રાછત=પ્રાયશ્ચિત્ત. ૨. પીડન નામ તરીકે.

* તા. ૨૪ જાન્યુઆરી ૧૯૪૩ના રોજ બપોરે ૧૨ વાગે ઑલ ઇન્ડિયા રેડિયો પરથી બ્રોડકાસ્ટ કરેલું હતું. ઑ. ઇ. રેડિયોના સૌજન્યથી અહીં મુદ્રિત.

ચાખી એના પ્રાછતની પુનાઇએ છ !
આવન્તી અન્ધાર પલને ઓળખો

સુધાંશુ

"આ ભજન પ્રથમ પંક્તિનું છે. એની લખાવટ સરસ છે. કંઇક અવળ-વાણી જેવી–પણ ધ્વન્યર્થ અચ્છો છે–ચિત્રાત્મક પણ ખરો જ. Phrases–શબ્દગુચ્છો પણ સરસ છે."—દે. પ

નવનીતલાલ ચંદુલાલ વકીલ
બી. એ. એલએલ. બી. બાર–ઍટ–લૉ

# ટ્રેસપાસ[1]

કાયદાની સમજ વિશેની સંભાષણ–શ્રેણીમાં મને "ટ્રેસપાસ"નો વિષય આપવામાં આવ્યો છે તેથી મને આનન્દ અને ખેદ બેઉ થાય છે. આનંદ એટલા માટે કે અત્યાર અગાઉ ચર્ચાએલા અને હવે પછી ચર્ચાનાર બધા ગુનાઓનો 'ટ્રેસપાસ' એ શિરોમણિ છે. આની હું થોડી વારમાં જ પ્રતીતિ કરાવી આપીશ. અને ખેદ એટલા માટે થાય છે કે આ ગુનામાથી કોઈ પણ છટકી શકે તેમ નથી. તેમાં અપવાદરૂપે રહેવા-ની આશા વ્યર્થ છે; અને એ પણ હું થોડીવારમાં બતાવી આપીશ.

આરંભમાં એટલું કહી દઉં કે આ શબ્દ ટ્રેસપાસ માટે નાનપણથી જ મને અભિમાન રહેલું છે. મારા મકાનની પાસેના જ એક બંગલા-ના દરવાજા આગળ લટકાવેલા પાટીઆ પરના શબ્દો મને હજી યાદ છે: "Trespassers will be shot" એટલે કે ગૃહપ્રવેશ યા સ્થળ-પ્રવેશ કરનારને બંદુકથી ઠાર કરવામાં આવશે. અંદરને રસ્તે જતાં, આપણા શહેરની વરિષ્ઠ અદાલતના એક ગોરા ન્યાયમૂર્તિનું નિવાસસ્થાન આવતું હતું અને કાયદાનું તેમને તો પૂરેપૂરું ભાન હોવું જ જોઇએ એમ માની તેમની માલિકીની જમીનથી દૂર રહેવામાં મેં ડહાપણ જ કર્યું હતું એ તમે કબૂલ કરશો.

[1] 'લૉ ફૉર લેમેન' (કાયદાની સાધારણ સમજ) એ રેડિયો સંભાષણોની શ્રેણીમાં તા. ૬–૪–૪૩ને રોજ આપેલું સંભાષણ: ઑલ ઇંડિયા રેડિયોના સૌજન્યથી.

મોટા થતાં આ જાતનાં અનેક પાટીઆં ઠેકઠેકાણે મેં જોયાં છે ને તમે સહુએ પણ જોયાં હશે. " કુતરાં કે છોકરાં ન લાવવાં " "ફેરીઆઓએ અંદર આવવું નહિ " " રજા સિવાય કોઇએ દાખલ થવું નહિ " " કોઇએ બીડી પીવી નહિ " " ઘાસ પર ચાલવું નહિ. " " ફૂલ ચૂંટવાં નહિ " " માછલી પકડવાની મનાઈ છે. " " કોઇએ ગંદકી કરવી નહિ. " " કાગળ ચોંટાડવા નહિ " અને ગ્રીષ્મ ઋતુની આપણી રાજધાનીમાં " થૂંકદાનીમાં જ થૂંકો " એવાં ફરમાનોથી કોણ પરિચિત નથી? અમુક રસ્તાઓ પર ચોક્કસ દિશામાં જ જવાનું ફરમાન હોય છે તો બીજામાં દાખલ થવા સામે જ પ્રતિબંધ હોય છે. અરે! હું આ બોલું છું તે ખુદ મકાનમાં જ થોડા વખત અગાઉ એવું ચડીઉં હતું કે " નીચી કક્ષાના નોકરો તથા વજનદાર હાગીના માટે લિફ્ટ નથી. " આમ બધી બાજુથી ને બધે સ્થળે આપણી સ્વતંત્ર હિલચાલને આવરી લેતા કાયદાનો ઉપયોગ થાય છે.

પણ આ તો ટ્રેસપાસ માટેનાં સામાન્ય ને તરત મળી આવે તેવાં ઉદાહરણોની વાત થઈ. કવિની માફક જરા ફેરફાર સાથે ઉચ્ચારું તો: "જ્યાં જ્યાં નજર મારી ઠરે, યાદી ભરી ત્યાં પાપની." ટ્રેસપાસ એ મોટામાં મોટું પાપ હોઇ બધે એ જ દીસે છે. કેમ કે ઉપરના પ્રત્યક્ષ જણાતાં રૂપ ઉપરાન્ત ટ્રેસપાસનાં અનેકાનેક ગૂઢ અને સંસ્કૃત સ્વરૂપો છે જેની રેખાઓ એટલી આછી છે કે હરપળે પાપાચરણ કરતા હો એવો તમને વહેમ રહ્યા કરે. દાખલા તરીકે મારે કોઇના ઓરડામાં જવું હોય તો બારણા પર પહેલાં ટકોરા કરવા જોઇએ. શિષ્ટ સમાજ વચ્ચે મને બગાસું આવે કે ખાંસીનું ઠસકું આવે તો તે બદલ માફી માગવી જોઇએ. કોઇની પણ રજા લીધા સિવાય બારી કે બારણું આપણાથી ઉઘાડી કે બંધ કરી શકાય નહિ. રસોડા તરફથી ગરમાગરમ ભજીઆં તળાવાની ઉત્તેજક સોડમ આવતી હોય પણ ત્યાં જવામાં પૂરેપૂરું જોખમ સમજવું. આપણી બાજુના બગીચામાંથી ચંપા કે મોગરાની ખુશબો આવતી હોય પણ એનો ઉપયોગ કરવા ઊભા રહ્યા કે પાડોશી તમને "ટીકતારામ"નો ઇલકાબ આપવાનો. અરે, અમુક ચોક્કસ તારીખે ને પળે મકાનનું ભાડું ભર્યું ન હોય તો તેમાં રહેવાનો તમારો અધિકાર ઊડી જાય; અને ભલાં ભાઈ-બહેનો, રેડીઓ રાખવાનાં લાઇસેન્સની તમ લોકોએ અગાઉથી ફી ભરી

નહિ હોય તો તમે પણ મને સાંભળવા જતાં હવામાં ટ્રેસપાસ કરવાના ગુનેગાર ઠરશો !

તમે કહેશો કે આ બધાં બંધનો આપણા પરસ્પરના ભલા સારુ છે, અને તમને કંઈ નુકશાન થાય તો કાયદો તે સામે રાહત અપાવશે. પરંતુ હકીકત શી છે ? એક ઉદાહરણ લો. તમને બીડી પીવાની આદત હોય પણ ગાડીમાં ને બસમાં એવું નથી બનતું કે બીડી નહિ પીનારા, ધૂમ્રપાનની મસ્તી નહિ માણનારા માણસો તમારે માટે ખાસ રખાએલી જગા પચાવી પડ્યા હોય અને તેમને બારની વિપુલ વ્યવસ્થા છેક ખાલી પડી હોય પણ હાથમાંની સળગતી સિગરેટ સાથે તમે ત્યાં જઈ શકશો ? બિલકુલ નહિ. ત્યારે અગ્નિની આરાધનાના નાસ્તિકોને પદચ્યુત કરી શકશો ? લેશ પણ નહિ. અરે, બસ કે ટ્રામમાં તમારા ભાગની પોણી જગા કોઈ મહાકાય માનુની રોકી રાખે તો તેની પાસેથી બે ટિકીટ લેવાનું કંડકટરને કહેવાની તમારી હિમ્મત ચાલશે ? એ તો ઊલટો સ્રીસન્માનનો હિમાયતી નીવડશે ને તમારે જગા છોડવાવારો આણશે. સિનેમા કે નાટકમાં તમારી ખુરસી આગળ જ કોઇ બાજરમાન નાજનીન હોય ને તેની "વાંકા વિસ્તાર"વાળી હેટ તમારી દૃષ્ટિ અને રૂપેરી ચાદર કે રંગભૂમિ વચ્ચેના પ્રદેશને ભરી દેતી હોય તો તમે શું કરી શકો ? કાયદો તમને યારી આપશે કે ગુલામી ? અને એવી જ પરિસ્થિતિમાં તમારી બાજુમાં એક યુગલ સાડી–બંગડી–આદિ વિશે અવિરત ખટપટાટ કર્યાં કરતું હોય અને તમે ફરિયાદ કરો કે તમને કંઈ સંભળાતું નથી ને પટાક જવાબ મળે કે એઓ શી વાત કરે છે તે જાણવાની તમારે શી નિસ્બત તો તમારા શા હાલ થાય ? એ તો દાઝયા પર ડામ દઈ તેમાં મીઠું મરચું ભરવા સમાન થયું. કંટાળી તમે ઘરે જાઓ ને જરા સ્ફૂર્તિ લાવવા ચહા બનાવવા સારુ દૂધ ગોઠવો ને પડોસીની બિલાડી આવી તે સફાચટ કરી જાય ને તમે મોં વકાસી જોતા હો ત્યાં જ પેલા પડોસી ભાઈ આવી ચઢે, તમારી નજીકથી બિલાડીને ઝડપટ ઉઠાવી લે ને એવી તો વેધક દૃષ્ટિ ફેંકે–કેમ જાણે આજે તો તેની બિલ્લી ને કાલે તેની બૈરીને લલચાવી જવાનો આરોપ તે તમારા પર લાવનાર ન હોય !

આગળ વધીને કહું તો આપણી અંગત લાગણી આગળ ટ્રેસપાસની સીમા આવી રહેતી નથી. એ તો આપણી જ્ઞાનેન્દ્રિયો પર પણ આ-

ક્રમણ કરવા સમર્થ છે. આંખ ને કાન પર તો સહેલાઈથી પણ નાકને પણ છોડે તેમ નથી. એક અત્યંત વિકસિત નાકવાળા–આલંકારિક તેમ જ વાસ્તવિક અર્થમાં–મારા પડોશીની ઘ્રાણેન્દ્રિય એટલી તીવ્ર છે કે પોતાના ઘરના કચરાની ટોપલી પોતાના જ મકાનમાં રહે એ તેનાથી સહન થતું નથી. એટલે કાંદાનાં ફોતરાં, લસણની સુકાએલી કળી, માછલીનાં માથાં, કોબીનાં કોહેલા પાન આદિ ઉગ્ર ગંધવાળા પદાર્થોથી ભરેલી તેની ટોપલી મારા સૂવાના ઓરડાની બારી નીચે જ રોજ રાતે ગોઠવાવવાની તેને આદત પડી ગઈ હતી. આ રીતે પોતાને જમવામાં શું મળ્યું હતું તે, ગંધ દૂર જવાથી અથવા દુર્ ગંધ જવાથી તે ભૂલી શકતો હતો પણ વિસ્મરણની આવી બેહૂદી રીત મને ઠીક ન લાગી એટલે કાયદાનો અમલ મેં મારા જ હાથમાં લીધો. શારીરિક ગૃહપ્રવેશ કરી તેના મકાનમાં મારી જાતે ટ્રેસપાસ કરી તેના પ્રવેશદ્વારનાં પગથીઆં ઉપર જ પેલી સુગંધી વાનીઓનો ઢગલો કરી દીધો. ઉમેરવાની જરૂર નથી કે આ પદ્ધતિ અત્યંત સફળ નીવડી ને કાયદાની દૃષ્ટિએ માન્યામાં ન આવે એટલી ટૂંકી હતી.

અહીં એટલું કબૂલ કરવું જોઈએ કે આ જાતના જ્ઞાનેન્દ્રિય પરના ટ્રેસપાસથી કાયદો કેટલીક વાર તમારું રક્ષણ કરે છે–રક્ષણ કરતો કહેવાય માત્ર છે; કેમ કે એ રાક્ષસ–રચનાં ચક્રોને ગતિમાન કરવામાં શું શું વીતે છે તે જે જાણે છે તે કાયદાનો આશ્રય લેવા ભાગ્યે જ પ્રયત્ન કરશે. દાખલા તરીકે મધરાત પછી જોસમાં આવતાં લગ્નનાં ઢોલ–ત્રાંસાં, શરણાઈ ને નાનખટાઈ બેંડ સામે રક્ષણ શોધવાની કોને હિમ્મત છે? મોડી રાતે કોણ જાણે ક્યાંથી વધી આવતી ફેફસાંની શકિતથી ગવાતાં ભજનો ને ધૂનો, પોતાની એકલતા ટાળવા મથતા પરાણનો ઍન્જો, વહેલી સવારે બસૂરા બની લલકારતા દૂધવાળા ભૈયાના સૂરાલાપ વગેરેમાંથી બચવા કોણે કાયદાનો આશરો લેવા હામ બીડી સાંભળી છે? નિદ્રા લેવાના પ્રાથમિક અને જન્મસિદ્ધ અધિકારને ટકાવવા પણ આપણે જાગ્રત રહેવા સમર્થ નથી!

આપણા હક્કો પર અન્યોની તરાપને આપણે બકરાંની જેમ સહી લઈએ છીએ, વધારે પડતી સહિષ્ણુતા દાખવીએ છીએ, ને ન સહન કરવા જેવું ઘણું ચલાવી લઈએ છીએ એવો ઘણા પરદેશીઓ ને ખાસ કરીને યુરોપવાસીઓ, આપણા પર આક્ષેપ મૂકે છે. કંઈક અંશે આ

સાચું હશે પણ તે ટ્રેસપાસના સ્થૂલ તથા નીચી કોટિના કિસ્સાઓ પૂરતું જ સાચું કહી શકાય. તેના એટલે કે ટ્રેસપાસના—વધારે સંસ્કૃત અને ગૂઢ ને વેધક રૂપમાં તો એ મહાશયોના દેશોમાં જ એ ખાસ તો વ્યાપક દેખાય છે. એક જ દાખલો બસ થશે. એ દેશોમાં વેપારની જાહેરખબરો, જંગી ને બેહૂદી, કેટલાં ય રમણીય સ્થળોનો નાશ કરી રહી છે અને નૈસર્ગિક સુન્દરતા સાચવવા સારુ મંડળો સ્થપાયાનું પણ સાંભળ્યું છે. નફા ખાતર મકાનો બાંધનારી મંડળીઓની પ્રવૃત્તિ ગ્રામ્ય ગૌરવનો નાશ કરે તે સામે એ ચાર સ્થાપત્ય નિષ્ણાતોના ઉદ્ગાર સિવાય શા સામના થયા છે? ને અમેરિકામાં તો ખુદ હવામાં પ્રખર ટ્રેસપાસ થાય છે તેનું શું? ખાનગી માલિકીના રેડિયો પરથી જાત-જાતની વેપારની ચીજોની જાહેરખબરો જે હવાઈ હુમલા કરે છે તે દુશ્મનોના હુમલા કરતાં યે ક્રૂર હોય છે, કેમ કે દુશ્મનો તો તૂટી પડે કે ભાગી જાય પણ આ મિત્રો તો સદંતર ચલાવ્યા જ કરે છે! જરા નિરાંતથી ને સન્તોષથી તમારા રાતના જમણને ઇનસાફ આપી આરામ ખુરસીમાં તમે આસાનીથી અઢેલી તમારું પ્રિય પુસ્તક વાંચતા પડ્યા હો ત્યાં "અજીર્ણના અકસીર ઇલાજ માટે ડૉક્ટર પૌટરની પરપટી વાપરો" એમ બુલંદ અવાજે સંભળાય તો વાનપ્રસ્થ થવાનો વિચાર તમને ન આવે? મને તો લાગે છે કે આ કારણસર જ અમેરિકનો યોગ તરફ વધારે ને વધારે ઢળતા જાય છે.

ટ્રેસપાસ તો એક સાધારણ ને અલ્પ ગુનો છે એમ રખે માનતા! એ કેટલો વિસ્તૃત અને મહાન છે એ મેં કંઈક અંશે બતાવ્યું છે ને આગળ વધીને કહું છું કે કોઈ મોટા ગુનાના આચરણ પહેલાં ક્યારેક ને ક્યાંક તો ટ્રેસપાસનો ગુનો થયો હોય છે જ. ટ્રેસપાસ એ જાણે કે મોટા ગુનાઓની દુનિયામાં દાખલ થવાનું સિંહદ્વાર છે. બીજી રીતે કહીએ તો લૉર્ડ મેકૉલેએ આપણને બક્ષેલા ઇંડીઅન પીનલ કોડના બધા ગુનાઓની એ માતા છે. એટલું જ નહિ પણ ટ્રેસપાસમાં એટલું સર્વ-વ્યાપકપણું છે કે જાગતાં, ઊંઘતાં, સ્વપ્નમાં, કંઇ પણ કરતાં, જાણેઅજાણે આપણાથી ટ્રેસપાસ થયા જ કરે છે. ટ્રેસપાસ ન કરવો એ લગભગ અશક્ય જ છે. અરે ટ્રેસપાસ ન કરવાની અશક્યતા પ્રીછી આપણા લોકોએ તેને માટે દેશી શબ્દ જ નથી રાખ્યો. તમે કહેશો કે તમે ખૂન કર્યું"

નથી, વિશ્વાસનો પણ ઘાત કર્યો નથી, તમે ચોરી કરી નથી કે કોઈની ખોટી સહી કરી નથી; તમે લૂંટારા કે બહારવટીઆ નથી, તમે હંમેશા આવકવેરો આપ્યો છે ને જૂઠું બોલ્યા નથી. આ બધું તમે કહેશો પરન્તુ ટ્રેસપાસ નથી કર્યો એમ કહી શકશો? તમે ટ્રેસપાસ કર્યાના એક નહિ પણ અનેક કિસ્સાઓની ગણતરી કરવામાં આવે તો સૌથી દિલસોજ ન્યાયમૂર્તિ સમક્ષ બે ત્રણ ધરખમ ધારાશાસ્ત્રી પણ તમને એ આરોપથી બચાવી શકશે નહિ. હું તો ત્યાં સુધી કહું છું કે જન્મીને તમે પહેલો શ્વાસ લો ત્યારથી માંડીને તમારા છેલ્લા શ્વાસ પર્યંત તમારાથી સતત ટ્રેસપાસ થયા જ કરે છે અને ત્યાં એની અવધિ પૂરી નથી થતી. કહે છે કે સ્વર્ગમાં ખ્રીસ્તી માન્યતા મુજબમાં કશા ગુના થતા નથી.પણ તે ટ્રેસપાસ સિવાયના. એમ ન હોય તો સ્વર્ગનાં દ્વાર પર સેઈંટ પીટરને એવડી મોટી ચાવી લઇ શા વાસ્તે ઊભા રહેવું પડે? હિન્દુ માન્યતા મુજબના સ્વર્ગની મને ખબર નથી. એ વિશે તમે કોઈ યોગ્ય જાણકારને પૂછી શકો.

પુરાતન ગ્રીક તત્ત્વવેત્તા થાલિસના મત પ્રમાણે સૃષ્ટિનો ઉદ્દ્ભવ પાણીમાંથી થયો હતો અને હેરેક્લાઈટસના મતે અગ્નિમાંથી થયો હતો. હિંદી તત્ત્વજ્ઞાને સર્જનનાં અનેક તત્ત્વો દર્શાવ્યાં છે. બ્રહ્મા, વિધાતા, પંચમહાભૂત, પુરુષ અને પ્રકૃતિ વગેરે વગેરે તેની સમજૂતીરૂપે અપાય છે. પુરાણોમાં જુદા જુદા અવતારોની કથા આવે છે અને કાચબા ને વરાહથી પૃથ્વી ટકાવાયાનું કહેવાય છે. સૃષ્ટિની ઉત્પત્તિ અને સ્થિતિનાં આમ અનેક કારણો અપાય છે પણ મારા નમ્ર મત પ્રમાણે તો સૃષ્ટિના ઉદ્દ્ભવનું એક જ પ્રખર મહાન કારણ છે ને તે ટ્રેસપાસ. આપણી પૃથ્વીએ સૂર્યમાંથી છૂટી પડતાં ટ્રેસપાસ કર્યો ને માનવજીવનનો આરંભ થયો. ટ્રેસપાસથી જ આ વિરાટ આકાશ ભરેલું છે. ખુદ તારાઓ ને ગ્રહો ટ્રેસપાસ કરે છે, ટ્રેસપાસ કરવાથી જ હસ્તીમાં આવ્યા છે ને વધારે ટ્રેસપાસ કરે ત્યારે તેઓમાં ફેરફાર થાય ને નવી સૃષ્ટિઓ સર્જાય છે, ને નવાં જીવન જીવાય છે. એક મહા ટ્રેસપાસમાં જ આપણો જન્મ છે, તેમાં જ આપણું જીવન છે ને તેમાં જ આપણો લય છે. નમસ્તે મહા–દેવ ટ્રેસપાસાય. મહા–કાય ટ્રેસપાસાય! નમસ્તે!

કાયદાની સાધારણ સમજની શ્રેણીમાં મેં જરા અસાધારણ સમજ

ઝઘડામાં સંગ્રામસિંહને દેશવટો ભોગવવો પડેલો ત્યારે સંગ્રામસિંહને આશ્રય આપ્યો હતો ને કન્યા આપી હતી. ત્રીજી રાણી રાવ બાઘાજીની પુત્રી ધનબાઈ અને ચોથી હાડા નર્મદની પુત્રી કરમેતી કરીને હતી. એટલે શ્રી જંબુસરિયાને મતે,

- *સંગ્રામસિંહ-કુંવરબાઈના
  - કુમાર ભોજ
- સંગ્રામસિંહ-ધનબાઈના
  - કર્ણસિંહ
  - રત્નસિંહ
- સંગ્રામસિંહ-કરમેતીના
  - વિક્રમસિંહ
  - ઉદયસિંહ

રાણા સંગ્રામસિંહના સમયમાં ભારતમાં મોગલ સામ્રાજ્યની જડ ઘલાતી હતી. બાબર અફઘાનોને હરાવી આગળ વધતો હતો. રાજપૂતોમાં

* મેવાડ અને મારવાડનો વૈવાહિક સંબંધ અરસપરસ ચાલ્યો છે. એની વીગત સ્વ. તનસુખરામભાઈએ આપી છે. એ અનુસાર નીચે પ્રમાણે એનો કોઠો બનાવ્યો છે એ જોતાં એમનો મત કુમાર ભોજ, રત્નસિંહ અને કર્ણસિંહ ધનબાઇના પુત્રો હતા એવો જણાય છે.

**મારવાડ-વંશ**

- રાવ ચુંડાજી
  - રિડમલજી—(લાખાજીની કુંવરી સાથે લગ્ન)
    - જોધાજી (કુંભાજીના કોઈ સગાની કુંવરી સાથે પરણ્યા હતા.)
      - સુજાજી
        - બાઘાજી
          - ગાંગાજી (સંગ્રામસિંહની છોકરી સાથે પરણ્યા) ?
          - ધનબાઈ
      - વીરાજી
      - દદાજી
        - બિરમજી (રાવમલજીની દિકરી સાથે પરણ્યા)
          - જયમલજી
        - મીરાં—સંગ્રામસિંહના પુત્ર ભોજ સાથે પરણ્યાં
  - હંસાકુમારી

તે સમયે ચિતોડની બોલબાલા હતી. રાણો સાંગો ખૂબ પરાક્રમી હતો. ઇતિહાસકારો કહે છે કે જુદા જુદા યુદ્ધમાં એણે એક હાથ, એક પગ અને એક આંખ ગુમાવી હતી અને એના શરીર ઉપર ૮૦ તો જખમોની નિશાનીઓ હતી. ગુજરાત ને માળવા એણે જિત્યાં હતાં. ગ્વાલિયર, ચંદેરી, અજમેર, આબુ વગેરેના રાજાઓ એનો હુકમ માથે ચઢાવતા હતા. એણે બાબરને હિંદમાંથી હાંકી કાઢવાનો નિશ્ચય કર્યો. બધાં રજપૂત દળોને સંઘટિત કર્યાં અને ઈ. સ. ૧૫૨૭ના ફેબ્રુઆરીની તા. ૨૩મીએ બન્ને લશ્કરોનો ભેટો થયો. રાણો ખૂબ બહાદુરીથી લડ્યો છતાં મોગલો-

[ પૃ. ૧૮૨ની ટીપ ચાલુ ] મેવાડ-વંશ

લાખાજી–હંસાકુમારી (ચુંડાજીની પુત્રી.)
મોકલજી
કુંભાજી
ઉદાજી — રાયમલજી
રાયમલજી: એક દીકરી (જે વિરમજી સાથે પરણ્યાં હતાં) — સંગ્રામસિંહ (બાઘાજીની બે પુત્રીઓ સાથે પરણ્યા હતા. બીજી રાણીઓ ઉપરાંત; જેમાંની એકનું નામ ધનબાઈ હતું.

સંગ્રામસિંહ–ધનબાઇના
ભોજ — રત્નસિંહ — કર્ણસિંહ

સંગ્રામસિંહ–કરમેતીના
વિક્રમસિંહ — ઉદયસિંહ
ઉદયસિંહ
પ્રતાપસિંહ
અમરસિંહ

ઝગડામાં સંગ્રામસિંહને દેશવટો ભોગવવો પડેલો ત્યારે સંગ્રામસિંહને આશ્રય આપ્યો હતો ને કન્યા આપી હતી. ત્રીજી રાણી રાવ બાઘાજીની પુત્રી ધનબાઈ અને ચોથી હાડા નર્મદની પુત્રી કરમેતી કરીને હતી. એટલે શ્રી જંબુસરિયાને મતે,




રાણા સંગ્રામસિંહના સમયમાં ભારતમાં મોગલ સામ્રાજ્યની જડ ઘલાતી હતી. બાબર અફઘાનોને હરાવી આગળ વધતો હતો. રાજપૂતોમાં

---

* મેવાડ અને મારવાડનો વૈવાહિક સંબંધ અરસપરસ ચાલ્યો છે. એની વીગત સ્વ. તનસુખરામભાઈએ આપી છે. એ અનુસાર નીચે પ્રમાણે એનો કોઠો બનાવ્યો છે એ જોતાં એમનો મત કુમાર ભોજ, રતનસિંહ અને કર્ણસિંહ ધનબાઈના પુત્રો હતા એવો જણાય છે.

મારવાડ–વંશ

- રાવ ચુંડાજી
  - રિડમલજી—(લાખાજીની કુંવરી સાથે લગ્ન)
    - જોધાજી (કુંભાજીના કોઈ સગાની કુંવરી સાથે પરણ્યા હતા.)
      - સુજાજી
        - બાઘાજી
          - ગાંગાજી (સંગ્રામસિંહની છોકરી સાથે પરણ્યા) ?
          - ધનબાઈ
      - વીરાજી
      - દદાજી
        - બિરમજી (રાવમલજીની દિકરી સાથે પરણ્યા)
          - જયમલજી
        - મીરાં—સંગ્રામસિંહના પુત્ર ભોજ સાથે પરણ્યાં
  - હંસાકુમારી

એણે ભોગવ્યું નથી. એ માતપિતા વિનાની, ભાઈભાંડુ વગરની, પતિ વગરની બાલાને પ્રેમની ભૂખ રહી ગઈ છે એ જોતાં વધારે તો નહિ પણ પાંચછ વર્ષ એણે પતિસુખ ભોગવ્યું હશે એમ લાગે છે.

મીરાંને એમના પતિ અને સસરા તરફથી કંઈ કષ્ટ પડયું નથી, તેમ રત્નસિંહ તરફથી પણ કોઈ જાતનો ત્રાસ એમને ન હતો. રત્નસિંહે પિતાને પગલે ચાલી મીરાંને એમના માનમોભા પ્રમાણે રાખ્યાં હતાં પણ કમનસીબે સન ૧૫૩૧માં રત્નસિંહનું મૃત્યુ થયું ને રાજ્યધુરા વિક્રમના હાથમાં આવી.

વિક્રમની ઉમર આ વખતે નાની હતી પણ કરમેતી રાજ્યપ્રપંચમાં નિપુણ હતી. એ વિક્રમને નામે ખટપટ કરતી અને વિક્રમને ચઢાવતી. વિક્રમની આજુબાજુ નીચ ખિદમતગારોની ટોળી જમા થઈ હતી. એની નાની વય, દુષ્ટ માતાના હલકા સંસ્કાર, અને ચઢામણી તેમજ નીચ પરિજનવર્ગ દ્વારા એમાં રોજનું થતું ઉમેરણ–આથી વિક્રમ ધર્માધર્મના ભાન વગરનો, લાગણીહીન ને ઉચ્છૃંખલ બન્યો.

મીરાંને જે દુઃખો પડ્યાં હતાં તે આ વિક્રમસિંહ તરફનાં હતાં અને એની પાછળ કરમેતીનો હાથ હતો. મીરાંના રજવાડાનું, એની સેવા-પૂજા અને સાધુસંતોના સત્કારાદિનું ખર્ચ કરમેતીને ખૂંચ્યું. એણે વિક્રમનું એ તરફ ધ્યાન ખેંચ્યું. મીરાંની આજીવિકાની રકમ કમી કરવામાં આવી. સાધુસમાગમ કુળની પ્રતિષ્ઠાને લાંછનરૂપ છે એમ કહી સાધુઓને ન આવવા દેવાનું ફરમાન નીકળ્યું. મીરાંએ અત્યાર સુધી આવી જોહુકમી જોઈ નહોતી. એના નિર્દોષ માર્ગની આડે માત્ર પ્રપંચનો ભોગ બની, વહેમનો માર્યો રાણો આવતો હતો એ મીરાંને ખબર હતી એટલે તેણે ખોટાં ફરમાનો ધ્યાનમાં લીધાં નહિ. તેણે મક્કમપણે પોતાને માર્ગે ચાલ્યા કર્યું. પણ એમ કરવાથી મીરાંને રણવાસમાંથી રુખસદ મળી. મીરાં જુદાં રહ્યાં એથી શું નુકશાન ? રણવાસનાં કેટલાંક આવશ્યક બન્ધનો પણ હવે તો છૂટી ગયાં. મીરાં મોકળે મને છૂટથી ભજનકીર્તન કરવા લાગ્યાં. જેમ જેમ ખટપટ વધતી ગઈ, જોહુકમી વધતી ગઈ તેમ તેમ મીરાંની દૃઢતા પણ વધતી ગઈ. રાણાને લાગ્યું મીરાં મારું અપમાન કરે છે. એણે એને મતે હઠીલી મીરાંને સુધારવા ચંપા

તથા ચંપેલી નામની દાસીઓને એની દેખરેખ રાખવા મૂકી અને પછી તો ઉદાબાઈ નામની પોતાની બહેનને પણ રાખી એમ કહેવાય છે. પણ આ બધાં મીરાંને સુધારવાને, ઠેકાણે લાવવાને બદલે ઊલટાં મીરાંની ભક્તિના રંગમાં રંગાઈ ગયાં.

રાજમદ ને લક્ષ્મીમદથી નઠોર બનેલો રાજવી મીરાંના પ્રેમમદનો નશો ન જ ઉતારી શક્યો ત્યારે એ વધારે હઠે ભરાયો અને એને મારી નાંખવાના નિશ્ચય પર આવ્યો. એક વખત એણે અમૃતને મિષે ઝેર મીરાંને પીવા માટે મોકલ્યું. મીરાં એ કપટ સમજી ન શકે એવાં ભોટ ન હતાં. ઝેરના પૂરા વહેમ સાથે એમણે એ પીધું—એમને ગિરિધરલાલજી પર પૂર્ણ શ્રદ્ધા હતી. તે સમજતાં કે પોતે મરશે તો રાણાને સિર નિર્દોષ અને ભક્તહૃદયી સ્ત્રીહત્યાનું કલંક ચોંટશે એટલું જ નહિ પણ એથી અનેકો સાથે વૈર બંધાશે; મીરાંને પોતાને તો એથી કંઇ નુકસાન હતું જ નહિ. નહોતો એને જીવવાનો મોહ કે નહોતી એને મરણની ભીતિ; એને તો સદેહે કે વિદેહે વિષ્ણુ સમીપ જ રહેવાનું છે એવી શ્રદ્ધા હતી. અપાર શ્રદ્ધા કહો કે બીજું ગમે તે કહો એને ઝેર તે અમૃત થયું. એ જ રીતે નાગપ્રેષણનો પ્રયોગ પણ નિષ્ફળ નીવડ્યો.

મીરાં રોજ રાતે સાધુઓ ભેગા કરી ભક્તિને બહાને રંગરાગ ઉડાવે છે એવો રાણાને વહેમ તો હતો જ તેમાં એક વખતે ઉદાબાઈની વિનંતિથી મીરાંએ એને ગિરિધરના સ્વરૂપનાં પ્રત્યક્ષ દર્શન કરાવ્યાં અને એમની સાથે ગોષ્ટિ કરી. આ વખતે રાણાને ક્રોધ લઈ આવ્યું. રાણાએ કોઇ પુરુષનો અવાજ સાંભળ્યો અને એનું મગજ હાથમાં ન રહ્યું. ગુસ્સામાં ને ગુસ્સામાં તે ઊઘાડી તરવારે મીરાંના ખંડમાં ગયો. પણ જોયું તો કોઈ પુરુષ મળે નહિ ! એણે મીરાંને જેની સાથે વાત કરતી હતી તેને બતાવવા કહ્યું ને ધમકી આપી. મીરાંએ આંગળી ચીંધી. રાણાને કોઇ દેખાયું નહિ. મીરાંએ કહ્યું: " मेरी आंखों से देखीव " પણ એ નિષ્ઠુર રાજવી પાસે મીરાંનાં પ્રેમલ નયનો ક્યાં હતાં ? એને તો કોઈ ભયંકર સ્વરૂપનાં દર્શન થયાં.

—અપૂર્ણ

# દવ

હોજી દવ લાગ્યો ડુંગરમાં, મારા દેહલિયા ડુંગરમાં !
કાળો પ્હાડ કસુંબલ બનિયો ન્હાતો જ્વાળ-લહરમાં.—હોજી

કામવેલથી ગૂંથાયેલાં,
અલીકૂંચીઓથકી ભરેલાં;
મોહ-વાદળાંએ પોષેલાં વન એસાં કંઇ વરવાં.—હોજી

ઊઠયો ભભૂકી જડ ચડ-સંચય,
પત્રેપત્ર બન્યું જ્વાલામય;
દુષ્ટ અગ્નિ રેલાવે છે લય માયાના આલયમાં.—હોજી

કાળગુફાઓ જુગ-અંધારી,
મહીં પાવકે પાંખ પ્રસારી;
ભસ્મીભૂત થતી ગોઝારી છાયાઓ પળભરમાં.—હોજી

પ્રતિકંકર ઝગતી ચિનગારી,
ખડક ખડક પાવક-પિચકારી;
દીસ રંગની વાગી ન્યારી; ઝાળ ચડી અંબરમાં.—હોજી

બન્યો પ્હાડ પડછંદી વેદી,
જ્વાળા આભ-કિનારી છેદી;
અનંતને આશ્લેષી કેદી કરતી નિજ અંતરમાં.—હોજી

૩-૧૧-૩૪ પૂજાલાલ

# આબોહવા પ્રેમની

જાગી રમ્ય પરોઢના શરદના શીળા તુષારે દ્રવી,
આંછેરા મકરન્દ પુષ્પ દલનો ગુહ્યાન્તરેથી દઈ;
મારાં સુપ્ત સરોવરે પ્રથમના આશ્લેષના સ્પર્શથી,
આછી ઊર્મિ જગાવી ગીત જગવ્યું: એવી હવા આજની.

જેવી કો શિશિરાન્ત ઇન્દિવરની આશા જગાવી ફરી,
ઔત્સુક્યે અરુણોદયે પ્રણયની તલ્લીન વૃત્તિ કરી,
મારા ઉત્પલના દલેદલ વિષે ઉત્કમ્પ આછો ભરી,
સંગે ડોલનનૃત્યમાં ઝુકવતીઃ એવી હવા આજની.

ના કૈં ઝંખન, જાગૃતિ, સ્મૃતિ કશુંઃ રે વિશ્વસૌંદર્યની
પ્રત્યુત્પન્ન સુધા અજાણ હૃદયે નિર્વ્યાજ છંકોરતી,
જેને સ્પર્શ જતું અનુક્ત સહસા સંતુષ્ટ આનંદનું,
રહેજે ગીત ગવાઈ ઉન્મદ મનેઃ એવી હવા આજની.

કાં આ જીવન વેલ ભરત ન લસે આડી ઊભી ફાલતી
ઝંખેલી અતિ સાનુકૂળ મળતાં આબોહવા પ્રેમની.[1]

પારાશર્ય

# નિકષ

## સ્વીકાર અને નોંધ

'આત્મવિનોદ'માં (પ્રા. અતિસુખશંકર ક. ત્રિવેદી) ૩૬ ગુજરાતી ને એક કેળવણીવિષયક અંગ્રેજી એમ ૩૭ લખાણો છે. ગુજરાતી લખાણોની ઠીક સંખ્યા ત્રૈમાસિક 'સાહિત્યકાર'ના તંત્રીપદેથી લખાયલી હોઈ પ્રાસંગિક છે, જો કે તેમાં પણ કોઈ વાર ઉપયુક્ત માહિતી કે સુવિચાર વાંચીએ છીએ. પહેલું 'નવ્યમાનસ' નીતિવિચારની, ચોથું ને દસમું ધર્મની, સ્ત્રી-જ્ઞાતિ-વિષયક ત્રણ છે તે સમાજહિતવિચારની, તથા હાસ્ય, નાયકનાયિકા ને કાલિદાસ વિશેનાં સાહિત્યની દૃષ્ટિએ ધ્યાન ખેંચે છે. ત્રણચાર સ્થળે પોતાના કે પરિચિત પ્રાધ્યાપકોનાં સંસ્મરણ છે તે એવાં વિશેષની ભૂખ જગાડે તેવાં માનવભાવયુક્ત ને નિરાડંબર છે. યથાપ્રસંગ નિર્ભયપણે ને સર્વત્ર સ્થિરતાથી સાદી શૈલીમાં લખાયલું આ પુસ્તક કર્તા તરફથી આપણને લાંબે વખતે મળતી ગ્રન્થાકાર સાહિત્યસેવા તરીકે અભિનન્દનીય છે. તરંગમાં (પ્રા. મોહનલાલ પા. દવે) છે તે ચૌદમાંની છેલ્લી સાતે તો એક કે બીજા પ્રકારની મનોહર નિબન્ધિકાઓ છે; કર્તાએ એ સાહિત્યપ્રકાર ઋજુકલાથી

[1] 'ભદ્રા' નામક અપ્રકટ કાવ્યગ્રંથમાંથી.

સેવ્યાનું કેટલાકો આ એમના સંગ્રહમાંથી જ કદાચ પહેલી વાર જાણશે. બાકીની રચનાઓમાં પણ એવી જ રસ–કલ્પના–તરંગોની મધુરી સેર-સ્રવતી અનુભવી સહૃદય વાચક કૃતાર્થ બને છે એમ કહેવામાં અત્યુક્તિ નથી. સ્વ. વ્યોમેશચન્દ્ર જ. પાઠકજીકૃત સમાજનાં મૂળમાં પહેલા મુખ્ય લેખો જ્ઞાતિ તથા લગ્ન વિશે છે, પછીના ત્રણમાંથી ( નલિનીની નવલ-કથા, યમલગ્ન, સિદ્ધિ અને બુદ્ધિ ) એમનો લાક્ષણિક મીઠો વિનોદ-રસ ટપકે છે અને હોલિકોત્સવ વિશેનું છેલ્લું ભાષણ એ વિષય પરનાં બહુ થોડાં સુવાચ્ય ને સદ્બોધક ગુજરાતી લખાણોમાંનું એક છે. આખા ય પુસ્તકમાં વિષય તરફનો ઉપગમ ( 'ઍપ્રોચ' ) સ્વાભાવિક ને આકર્ષક, દૃષ્ટિબિન્દુ વિચારકશોભન અને તેથી અપરતંત્ર, વિદ્વત્તા લઘુભાર રીતિએ વિનિયોગ પામેલી, વિચારણા સમતોલ ને તલસ્પર્શી પણ ઘણી વાર સ્પષ્ટ વક્તૃત્વથી દીપતી અને શૈલી સદૈવ રસાળ હોવાથી, આનન્દ ને માર્ગ-દર્શન ઉભય માટે એ ફરીફરીને વાંચવું ગમે તેવું બન્યું છે.

'વસન્તવિલાસઃ એન ઓલ્ડ ગુજરાતી ફાગુ' (પ્રા. કાન્તિલાલ બ. વ્યાસ) તથા પ્રેમાનન્દકૃત 'દશમસ્કન્ધ' (પ્રા. મનસુખલાલ મ. ઝવેરી) એ બંને આપણા મધ્યકાલીન સાહિત્યનાં સુસંપાદનો છે—પહેલું સર્વ અભ્યાસીઓ માટે હોઈ, તેમાં એ રસાન્વિત કાવ્યની વાચના ને ભાષા, કર્તૃત્વ, ઇત્યાદિની વિદ્વત્તાયુક્ત સમીક્ષા થઈ છે તેમ જ અર્થદ્યોતક ટિપ્પણો અપાયાં છે; અને બીજું વિદ્યાર્થીઓની જરૂરિયાતને અનુલક્ષી થએલું હોઈ, એ પ્રકારના સંપાદનની સુગમ રીતે ને સ્પષ્ટતાથી, ઉપોદ્ઘાત તથા ટિપ્પણ આપે છે. આ બંને કાવ્યોની સારી માર્ગદર્શિકાઓ પણ બે યુવાન અભ્યાસીઓએ ( ઇ. દવે : ઇ. જોષીપુરા ) ભાવનગરથી પ્રગટાવી છે.

'મનુષ્યની સર્વાંગીણ કેળવણી' ( ગોપાળદાસ જી. પટેલ ) એ, ડૉ. એલ. પી. જેકસ કૃત એ વિષયના 'વિચારપ્રેરક' તથા 'અરૂઢ સ્વતંત્ર વિધાનોથી' ભરેલા પુસ્તકનું સરળ ને સુબોધક ભાષાન્તર છે. એનાં તેર પ્રકરણોમાંનો શિક્ષણવિચાર પ્રસ્તાવનાકાર રા. મશરૂવાળા લક્ષ ખેંચે છે તેમ નાગરિકમાત્રને માટે છે અને એ રીતે વપરાશે એમ આશા રાખીએ.

સન્ત કબીર ( કિ. ચાવડા ), આપણી ગ્રામસંસ્થાઓ ( મણિલાલ પ્ર. વ્યાસ ) તથા ( મરાઠી ) પિતાપુત્ર સંબન્ધ ( યશવન્ત રા. દાતે ) એ

૧૦

ત્રણ વડોદરા રાજ્યની જુદી જુદી માળાના નવા મણકાઓમાંનો પહેલો એ મહાસન્ત વિશે આધારભૂત માહિતી ખાસ કરી બાળકોને રોચક પદ્ધતિ તથા શૈલીમાં આપે છે; બીજો પુસ્તકાલયાદિ નવા જમાનાની આમ-સંસ્થાઓનાં બીજ કેમ રોપાયાં તેની રજુઆત સહેલી ભાષામાં કરે છે, અને ત્રીજાનાં સવાચારસોથી ય વધારે પાનાંમાં વિષયનો આદિકાલથી અદ્યયાવત્ ઇતિહાસ છે અને વિચારણા ને ચર્ચા કુટુંબસંસ્થા અને બાળ-કેળવણી વિશે વિદ્વત્તાપૂર્વક તેમ જ વ્યવહારમાં ઉતારાય તો વર્તમાન તેમ ભાવિ સમાજને કલ્યાણકર નીવડે તેવી, થઈ છે.

[આ પુસ્તકોની નોંધ હવે પછી આવશે: અર્જુન-ઉર્વશી, સ્વાતિ, મંજૂષા, ડોલરિયો, પસલી, પૃથ્વીનાં આંસુ, પરાગ, મન્દિરને પગથિયે, To Europa ]

સ્વીકાર:-ચન્દ્રને: ભગીરથ મહેતા, મુંબાઇ (૩ આના); શ્રી સોમનાથ શતક: ભાઈશંકર કુ. શુકલ, મોરબી (રૂ. ০।); શ્રી કચ્છ લોહાણા કેળવણી-ફંડનો પાંચમો અહેવાલ; પાંખડીઓ શયદા, મુંબાઇ (રૂ. ૨।।); એદૂતનો શિકારી: જુગતરામ દવે (નવજીવન પ્ર. મંદિર રૂ. ০।)-સ્વીકાર-પૂર્તિ (લગભગ, ચાલતે વર્ષે): 'દિગ્દર્શન' વગેરે ગુજ. વર્ના. સોસાયટીનો નવો ગુચ્છ; વરઘોડો, શરતના ઘોડા (ત્રિપાઠી લિ.) કાલિન્દી; જિગર અને અમી, ૧૨ મેનુના સુક્તકો; પુરાતન દક્ષિણ ગુજરાત; રાજપીપળામાં નવી વસાહત-નો વિકાસ; Indo-Anglican Literature

## ધ્વનિ

ભારતીય પ્રજાનો નવેસરથી ઇતિહાસ ( મમેલું )

ઇસવી ૧૯૩૯ના જુનમાં શ્રી રાજેન્દ્રબાબુએ દેશબાન્ધવોને ઉદ્દેશીને એક નિવેદન પ્રકટ કર્યું હતું. એનો આશય એ હતો ભારતીય પ્રજાનો ઇતિહાસ ભારતીય વિદ્વાનોને હાથે જ લખાવો જોઇએ. જો આપણો ઇતિહાસ જાણવા માટે અપરદેશીય વિદ્વત્તાનો જ આશ્રય શોધવો પડે તો એ આપણી વિદ્વત્તાને જ નહિ પરન્તુ આપણી અસ્મિતાને પણ હીના-સ્પદ લાગવું જોઇએ.

રાજેનબાબુ વાગ્શૂર નથી. એઓ તો કર્તવ્યપરાયણ છે, એટલે આ વિચારણાને વ્યવહારમાં અવતારિત કરવા એમણે ભારતીય ઇતિહાસ

પરિષદની પ્રાણપ્રતિષ્ઠા કરી, વારાણસીવાસી શ્રી શિવપ્રસાદ ગુપ્તાએ પરિષદને માટે મન્દિર અર્પણ કર્યું અને રાજેન્દ્ર બાબુની ટહેલનો દેશના ધનવાનોએ ઘટતો પુરસ્કાર કરવાનાં વચન આપ્યાં. દેશના ખ્યાતનામ વિદ્વાનોએ સહકાર આપ્યો. વિદ્વાનોનો સહકાર ચાલુ છે, પરન્તુ રાજેન્દ્રબાબુ કારાવાસમાં નજરઆડે થયા પછી ધનવાનોનાં વચન બહુ અંશે અમુક અપવાદ બાદ કરતાં હજુ અણપૂર્યાં જ રહ્યાં છે.

પરિષદને સુકાને જેઓ મુકાયા છે તેમાં સર જદુનાથ સંરકાર પ્રમુખપદે છે, અને એમની સાથે બીજા વિદ્વાનો તેમાં છે; મુખ્યતઃ ડૉ. હીરાનન્દ શાસ્ત્રી, રિયાસતકાર ગોવિન્દરાવ સરદેશાઇ, ડૉ. પ્રબોધકુમાર બાગચી, પ્રા. નીલકંઠ શાસ્ત્રી, કુમાર શ્રી ડૉ. રઘુવીર સિંહ, ડૉ. રમેશચન્દ્ર મજૂમદાર, પ્રા. મોહમ્મદ હબીબ અને પંડિત શ્રી જયચન્દ્રજી વિદ્યાલંકાર છે. પરિષદે કુલપતિપદે રાજેન્દ્રબાબુની વરણી કરી છે.

આ વિષયમાં રાજેન્દ્ર બાબુના એક પત્રનો ઉત્તર લખતાં સર જદુનાથે ઇતિહાસનાં આવશ્યક અંગો, પરિષદે સ્વીકારવા માટે, ગણાવતાં કહ્યું છે કે દેશનો ઇતિહાસ જો સર્વ કાળ માટે પ્રામાણિક બને એવો આલેખવો હોય તો જે કંઇ બન્યું હોય તેનું સંપૂર્ણ રીતે યથાર્થદર્શન કરાવવું જોઇએ; અને વાસ્તવિક પરિસ્થિતિના આધારે અનુમાન ઉપપત્તિ આદિનાં વિધાનમાં પણ લેશમાત્ર અત્યુક્તિ ન થવી જોઇએ; દેશના ઇતિહાસમાં જે કંઈ વિગર્હિત હોય તેને પ્રશસ્ત આલેખવાનો પ્રયત્ન ન થવો જોઇએ, પરન્તુ એ ઇતિહાસમાં અગણિત પ્રશસ્ય સ્થાનો છે એના આલેખનથી એ વિગર્હિત પ્રસંગોની હીણપત પોતે જ ઢંકાઈ રહેશે એવી શ્રદ્ધા રાખવી જોઇએ. રાષ્ટ્રીય દૃષ્ટિએ આલેખાયેલા ઇતિહાસનો એ જ અર્થ હોય. આમ રાજેન્દ્રબાબુની ધર્મપર વૃત્તિએ અને સર જદુનાથના પ્રામાણિકતા-પ્રેમે પરિષદના કાર્યનું સ્વરૂપ-નિર્માણ કર્યું છે.

આ ઇતિહાસ આશરે વીશ ગ્રન્થોમાં પ્રકટ થશે. કદાચ એ ઉપરાંત વિશિષ્ટ વિષયો ઉપર પ્રબન્ધો, 'મોનોગ્રાફ'-રૂપે, પ્રકટ થશે. પ્રાગૈતિહાસિક કાળથી અદ્યતન કાળ સુધીની એ ઇતિહાસ-કથા આલેખાશે. મોહન-જો-ડેરોથી મોહનદાસ ગાંધી એ એની પરાપર કાલસીમા નિર્ણીત થઈ છે; એમાં ભારતીય પ્રજાની, ભારતીય સંસ્કૃતિની, ભારતીય અસ્મિતાની અને ભારતીય આત્માની આપવીતી અને પરવીતી આલેખાશે.

'કેમ્બ્રિજ હિસ્ટરી ઑફ ઇન્ડિયા'ની રચનામાં લાખ્ખો લેખે વ્યય થયો છે. એક જ પારસી દાતાએ એ માટે એક લાખ રૂપિયા આપ્યા હતા. રાજેન્દ્રબાબુની ટહેલ પૂરનારાઓના ઉત્સાહમાં એમના કારાવાસ પછી ઓટ આવી ગઈ છે.

વીશ અન્યનું ભરતવાક્ય લખાશે ત્યારે ભારતીય પ્રજાના ઇતિહાસ-પ્રેમનો, ભારતીય ધનવાનોનાં 'બિરુદ'-પ્રેમનો કેવો ઇતિહાસ લખાશે, ગર્હિત કે પ્રશસ્ય–કે પ્રશસ્ત?

## વાસરિકા

**તા. ૧૨મી** જુન; સ્થળ, ભાવનગર; સમય, સરકારી મધરાત (એટલે, નવા ટાઇમની) ... બરાબર મહિનાથી અહીં છું છતાં આ પ્રલંબવિશ્રાન્તિકાળ યાને 'લોંગ વૅકેશન' છતાં માનસી માટે અહીં આવી અક્ષરે આજ સુધીમાં લખ્યો નહિ, લખીશ પણ નહિ. આ પરિણામ પ્રમાદનું નથી, ઉન્માદનું છે: એટલે એમ કે એક પુસ્તક છપાવવા પાછળ એવો દિ' ને રાત્ય મંડ્યો છું કે બીજું કશું સૂઝે તેમ જ નથી–લગ્નોમાં મહાલવા જવાનું સુદ્ધાં નહિ; (જો કે હવેનાં તો લગન પણ સરકારી છે ને? કયા અર્થમાં, એ સમજી લેજો) ... પરિણામે સંપત્તિ અપાવશે (કોને? તમારા આ 'માનસી'નેસ્તો!) તે આ વિપત્તિથી ગળાયો ન હોત તો કેટકેટલાં લખાણ નિકષ–ધ્વનિ–ખંડો માટે લખવાનાં હતાં. એમાં બીજું ઘણું હોત તેમ આ થોડું પણ ખરું: (૧) જેમાંનાં ઘણાં-ખરાં લખાણ પોતે પ્રગટાવવામાં 'માનસી'એ માન ગણ્યું હોત તે, "સંવેદનશીલ માનસનો સર્જનકાલ" ઉતારવામાં સુનિમિત્ત બની, આપણા સંસ્કારજીવનને સમૃદ્ધ કરવા કોડીલા, ખચીત જ દીર્ઘાયુષ્યને પાત્ર નવી ત્રૈમાસિક શ્રેણી 'ફાલ્ગુની'નો વિસ્તૃત પરિચય; (૨) એવો –ને ચર્ચાયુક્ત પણ–પરિચય સંગ્રહરૂપે હમણાં મહિના પર જ સહર્ષ જોએલાં આપણી વર્નાક્યુલર સોસાયટીના આશ્રયે અપાયલાં છ વિદ્યાવિસ્તાર–વ્યાખ્યાનોનો, જેમાં સંસ્કૃતના બે વિષયોનું તેમ ગુજરાતી વિષયોમાં કવિ ને કવિતાનું, નવલપ્રકાર વાસ્તવવાદ તથા ધર્મચિન્તનનું

કેટલું'ક ઉત્કૃષ્ટ અન્વેષણ–મનન–લેખન આપણને આપણા પાંચ–છ ઊંચી કક્ષાના વિદ્વાનો તરફથી મળ્યું છે; (૩) જુલાઈમાં ઉજવાશે તે, હોમીઓ–પથીના આદ્ય દ્રષ્ટા હાનેમાનની શતાબ્દી વિશે પણ (માર્ચ–એપ્રિલના, પ્રસિદ્ધ હોમીઓપથી–પ્રેમી, આ અંકના એક માનનીય લેખક રા. નવનીતલાલ વકીલ–સંપાદિત, 'હોમીઓપથી આઉટલુક'ને આધારે)–પણ લખવાનું હતું. એ વિષય પર ખાસ કરીને તો એટલા માટે લખત કે, એ ભિષગ્વરની કેટલીક દવાઓએ જ જાણે મને ગયાં નવદસ વર્ષ તો જીવતો રાખ્યો છે એમ ઘણી વાર લાગે છે; એટલે મારી પર તો ઠીક પણ આ તમો સૌની માનીતી વાસરિકા પર પણ તેનું ઋણ ગણાય. તેથી એને પુણ્યનામે પણ થોડાં પાનાં ભરવાં લાજમ હતાં જ ને ? હતાં; પણ હવે તો એ ગયાં–હતાં ન હતાં. शान्तं पापम् ! शान्तं पापम् ! !

વિ. ક. વૈ.

## મન્દિર–વૃત્ત

૧. ગતાંક પછીની આ (કુલ રૂ. ૭૫ની) વિશેષ મદદ સાભાર સ્વીકારીએ છીએ: દી. બ. કૃષ્ણલાલ મો. ઝવેરી, રૂ. ૨૫; રાજશ્રીઓ પ્રેમજીભાઈ કા. દવે, છોટાલાલ કેશવજી, દલપતરામ મં. મકનદાસ, બહેરામજી સો. લાલકાકા અને 'એક બન્ધુ'–દરેકના રૂ. ૧૦.

૨. આ અંક ઉતાવળે પૂરો કરવો પડયો હોવાથી, પૃષ્ઠસંખ્યા ઘટાડીને કેટલાંક અગત્યનાં લખાણ મુલતવી રાખવાં પડયાં છે.

ભાવનગર: ૧૮–૬–૪૩

વિ. ક. વૈદ્ય
સં. 'માનસી'

સાધના પ્રેસ ગેનપુરા, વડોદરા

# માનસી

વર્ષ ૯ : ગ્રંથાંક : ૩

સપ્ટેમ્બર ૧૯૪૩





પૂર્ણસંખ્યા ૩૨

સંચાલક

**પ્રા. વિજયરાય કલ્યાણરાય વૈદ્ય**

નાનપરા : સૂરત

પ્રકાશનસ્થાન

આનંદ પ્રેસ  સ્ટેશન રોડ : ભાવનગર

## ધ્વનિ




માનસી ગ્રંથશ્રેણી; સંચાલક વિ. ક. વૈદ્ય. દરજી મહોલ્લો; નાનપરાઃ સુરત. લવાજમઃ રૂ. ૫) દેશાવર રૂ. ૬); છુટક, રૂ. ૧॥. શાખાઓઃ (૧) મુંબાઇ, મેસર્સ એન. એમ. ત્રિપાઠી લિમિટેડ, પ્રિન્સેસ સ્ટ્રીટ. (૨) સુરતઃ પ્રતાપ પ્રેસ, ક્ષણપીઠ. (૩) વડોદરાઃ સાધના પ્રેસ, રાવપુરા. (૪) પોરબંદરઃ રા. દામોદર કે. ભટ્ટઃ રામટેકરી. (૫) ભાવનગર આનંદ પ્રેસ, સ્ટેશન રોડ.


---

# માનસી

વર્ષ ૮, અંક ૩] [સપ્ટે. ' ૪૩


## અનુભવનાં વેણ

[ પ્રા. બળવન્તરાય ક. ઠાકોરના ભાવનગરમાં ઉજવાયલા પે.ણી-શતાબ્દી-સમારંભના પ્રસંગના તેમના ભાષણનો સારભાગ: તા. ૧-૧૦-૪૩ ના ' ફૂલછાબ ' માંથી ]

' મારા જેવા લેખક જંતુને સન્માનવાના છો એ બોટાદ સ્ટેશને જાણ્યું. દશ વર્ષ પર આ બન્યું હોત તો પાછો ચાલ્યો જાત, આગળથી જાણત તો ના પાડત. કેટલાય વખતથી આવી માગણીને ના પાડતો આવ્યો છું, સ્નેહીઓ-સજ્જનોને નારાજ કરતો આવ્યો છું.

' કારણ કે ગુજરાતી ભાષાનો મહાકવિ એક પ્રેમાનંદ જ : એ મારું સ્થાયી મત : મહાકવિ જેવા ઇલ્કાબ આપવામાં જે પ્રજા વધુ ચીકણી ને કૃપણ તે તેટલી વધારે ઠરેલ છે. એ દૃષ્ટિ આવા સત્કારોને પણ લાગુ પડે છે. ટકે શેર ભાજી ટકે શેર ખાજાં જેવી રીત રાખનાર પ્રજાએ કરેલ ગૌરવ વજનદાર કે ઠરેલ ઠાવકાં ન ગણાય. '

' વધારે ઊંડું કારણ : સાચો સાહિત્યકાર કોણ ? જેની કૃતિ કરતાં ભાવના ઊંચી ને ઊંચી રહ્યા કરે તે જ; જેમ જેમ વધુ સજીવન ને સફલ કૃતિઓ સર્જાતી આવે તેમ તેની ભાવના ને નિશાન ઉચ્ચતર થતાં જાય.

' મારે માટે અને મારી કૃતિઓ માટે ભાવભરી લાગણીઓ ઠલવનારા અહીંના વક્તાઓની ભાષા મારા ચિમળાતા હૃદયને પણ પીગળાવે છે. સર્વનો ઘણો ઘણો પાડ માનું છું.

'આપણા કોશકાર કવિ નર્મદ કહી ગયા છે કે મુંબઈની બોલી કંઈક વધારે પારસીભાજી: સુરતની બોલી હવાકાનું હેરં હાક એવી: ચરોતરમાં સેંબડો પેંપળો વગેરે ઉચ્ચારણે ભ્રષ્ટ બોલી: હાલારાદિની બોલી અકોણી એટલે પૂરતી કોમલ નહિ: આવા મોટા દોષ વિનાની બોલી, જેમાં ઉચ્ચારણો શુદ્ધ ગુજરાતીને વધુ સમીપ, પોતે ભાવનગરમાં સાંભળી. આવા પ્રમાણપત્રનો, આવી ભાષાવિશુદ્ધિનો દાવો ભાવનગર આજે કરી શકે કે કેમ તે નક્કી કરવા આંહીંની અદ્યતન બોલીનો તેટલો પરિચય નથી. પણ એકસરખી અને વધતી જતી કેળવણીના પ્રભાવે પ્રાંતિય બોલી-દોષો ઓછા થાય.

'માત્ર બોલીની વિશુદ્ધિ એ મોટી બાબત નથી. ભાવનગરને એક આશીર્વાદ દેવા લલચાઉં છું. કેટલાક ભાવનગરીઓ પોતાનું પ્રિય વતન મુંબઈ જેવું મહાન મોહક ને ભભકદાર બને એમ મહેચ્છા સેવતા હશે; કેટલાક એ અમદાવાદ જેવું વધુમાં વધુ મિલોવાળું બને તેમ ઇચ્છતા હશે. આવી સ્થૂળ મોટાઈ કે સમૃદ્ધિમાં હું માનતો નથી, વસતીસંખ્યા, હુન્નર-ઉદ્યોગાદિ સમૃદ્ધિ વગેરેથી મળતી મોટાઇ કરતાં સંસ્કૃતિધામો ગણાતાં નગરોનું ગૌરવ વિશેષ છે. ભાવનગર ગુજરાત કાઠિયાવાડની પ્રજાનું સંસ્કૃતિધામ બનો એ આશીર્વાદ છે.

'ભાવનગરી યુવકો ને યુવતીઓ! આવું કોઇ પણ શ્રેય વા પ્રેય અકસ્માત મળતું નથી, સંજોગોની બક્ષીસ હોતું નથી, ઉત્સાહી દૃઢ મનનાં અને કર્તવ્યપરાયણ યુવકયુવતીઓની પરંપરા પાંચસાત દાયકા લગી, વતનપ્રેમને માત્ર આંધળી અસ્ફુટ લાગણી જેવો રહેવા ન દેતાં, આવા ધ્યેય પાછળ પૂરતાં જ્ઞાન, તપ અને સંઘબળથી મંડયા રહે તો જ અમૂર્ત ભાવનામાંથી વાસ્તવિક સિદ્ધિરૂપે પરિણામપરિપાક જન્મે.'

# નગરી એક–

જ્યાં જ્યારે ભૂમિગોલે જલજમીનતણાં ભૂત બે સ્પષ્ટ રૂપે
લીલામાં સિદ્ધ થૈને નિજનિજ રચતાં ક્ષેત્ર અંતે વિરામી,
ક્ષોણીકેરી હસેએ અરધઅરધ વ્હેંચી લીધી ગોલરેખા,
ને તેના હસ્તવાર્થે નિરમિત કર્યું ત્યાં નવ્ય કો એક ગ્રામ,
જાણે અદ્વૈત પામ્યા અધરયુગલને સાંધતી સ્નેહમુદ્રા !

એ પૂર્વાબ્ધિકિનારે ઉદિત રવિ બને સાગરે નિત્ય નાહી,
ને દેવી ધૈસુતા ત્યાં નિજ પિતૃકુલનાં રંગનૃત્યો ઉપાસે,
ત્યાંહીં નક્ષત્રસ્વામી જલપટ સુહવે પૂર્ણ સૌભાગ્યચન્દ્ર,
ને લાખોલાખ તારાગણ નિત વિહરે મોકળા વ્યોમપાટે.

એ પૂર્વાબ્ધિકિનારે અવિરત છલકે નીરનો ફેનરાશિ,
ઊર્મીઓના શું સૈના ઉદધતણી ધસતી શ્વેત કેશાવલીએ,
ને સામે ભૂમિકેરી ઘનહરિત વનશ્રી, રહી ઝૂમી ઝુંડે,
ઝૂમે શું બીજી સૈના ગજતણી ગરવી ઊંચકયા શુંડ દંડે.
શાં બંનેનાં મચે ત્યાં નિત જુધજયનાં દંગલો મંગલો કૈં !

એ પૂર્વાબ્ધિકિનારે જલતલ વિહરે મત્સ્યનાં જૂથજૂથ,
આકાશે પંખીઓની શતશઃ પળતી પંક્તિઓ ઉત્કૂજંતી,
ને ભૂમિને પટે ત્યાં મનુજગણતણી કૈંક ઊડે પતાકા;
કોઇ જાગ્યો અનન્ય ત્રિવિધ ઇહ જગે જીવનોલ્લાસ ભવ્ય !

ભારતે પૃથિવીતીર્થે જળસાગરને તટે
રચ્યાં નવલગ્રામે વિધાતા નવ્ય કૈં નટે.

[૨]

આ પૂર્વ તીરે જ્યહીંથી પુરા સમે
અગસ્ત્ય ઓળંગી ગયા મહાર્ણવ,
દ્વીપાન્તરોમાં વસતા અનેક
સ્થાને સ્થાને આર્યનું વીર્ય સ્થાપ્યું.

આ પૂર્વ તીરે જ્યહીંથી અનેક
ભૂપાલ તેજસ્વી સુપર્ણ હંસ શા
વિશાળ આ સાગરને ’વગાહતા
થઈ ગયા સાગરપાલ સવ્ય.

આ પૂર્વ તીરે જ્યહીંથી અનેકધા
આર્યત્વની હૃદયસમાન સંસ્કૃતિ,
સૌન્દર્યશ્રી ભારતી ધર્મસર્જના
પૃથ્વી-પ્રવાસે પળી પૂર્ણ નૌકા.

આ પૂર્વ તીરે ત્યહીં પાછી એકદા
આવી ખડી સંસ્કૃતિ-શક્તિ-ઓટ.
ને પશ્ચિમાશાથી પળેલ પ્રાણીઓ
ક્ષુધાર્ત આંહીં ઉમટ્યાં સહસ્રશ:

આ શષ્પ ને શસ્ય સમૃદ્ધ ભૂમિ
ભૂપાલ કૈં દુર્બળથી કુશાસિત
અરક્ષિતા શી કર એમને પડી
ગૌ જેમ ભૂખ્યા મકરો-મુખે પડે.

એ ગૌ-ખુરા શા લઘુ દેશની પ્રજા
દારિદ્ર્યને પંક સુદીનહીન
જીવાત શી આ વટવૃક્ષ-દેહે
ચડી ગઈ શું જલમાં ઝુલંતી
અનેક હા કૈં વડવાઈ સાહી.

ક્ષુધાતુરોની ક્ષુધ રહેજ જ્યાં શમી,
ત્યાં કામ ભૂમિ પ્રતિ તેમને થયો,
કામાતુરોને ભય ના ન લજ્જા,
અલજ્જ લીધા કરી તેમણે ઘણી.

તીરેતીરે દુર્ગ એણે રચ્યા કૈં,
સ્થાનેસ્થાને વ્યૂહ એણે સજ્યા કૈં.
ને અંધાપે પાંગળા શાસકોને
બાંધીરૂંધી પૂર્ણ સ્વાધત્ત કીધા.

એવાં મ્હોળાં દીર્ઘ એ દંગલોમાં
નાની એવી એક કો યુદ્ધવેદી
પૂર્વે તીરે નવ્ય ગામે રચાઈ
પાશ્ચાત્યોની સૌ પ્રજા બીચ ત્યાંહીં,

ને અંતમાં ભારત આખું આદરી,
સુદૃઢ તે આંગ્લ અરણ્યસિંહે
આ કોળિયો એક મૂક્યો જ બાકી
સમાહિત ફ્રાન્સિસી દેશ કાજે.

અહો, ક્યા કારમી એ સમસ્ત
પુરાણ આ આર્ય પ્રજાની ભૂમિ
આક્રાન્ત થૈ દૂરસુદૂરવાસીથી,
વિધિતણી શું લઘુ વજ્ર મુષ્ટિએ
મૂર્છા.દશા કાય વિશાળ ધરતીની.

ઊડી રહ્યા શાસકના જયધ્વજો
મહા અપર્ણ લોહિતવર્ણ વ્યોમે;
ને શૃંખલા પદ્મ સુલોહકેરી,
ગઈ જડાઈ પ્રતિ અંગઅંગે.

તો યે અહીં આ નવગ્રામતીરે
આશાતણી એક રહી નિશાની,
વિનાશના સાગરમાં અગાધ
તરી રહ્યો દ્વીપ શરણ્ય એક.

જો કે ઊડંતો ધ્વજ ત્યાં વિદેશનો,
છતાં ન તેને ભર લેશ હાંસી,
પૃથ્વીપટે એકલ એ પ્રજા હતી,
ત્રિશબ્દનો મંત્ર રટંત જેહ–
સ્વતંત્રતા, સર્વસમાનતા અને
મનુષ્ય સર્વે તણી બન્ધુતાનો.

નવ ગ્રામ–પુદુચેરી–પોંડિચેરી બની વસ્યું,
ભારતે બદ્ધ ભૂમિમાં મુક્તિની પીઠિકા સમું.

{ ૩ }

એ પીઠે દિન એક પૂર્વ દિશાથી ઓળંગીને અબ્ધિને
આ ભૂમિસુત ભૂમિનો પથ તજી આવ્યો; શું કો કર્ષક
પેખંતો નિજ ગ્રામ ઊપર હજી ધાન્યાર્થ એના નવા
શોધે કે વ્યવસાય અન્ય, ધરતી પાછી રહે જ્યાં લગી.

એ તો કર્ષક, આત્મવંત ઋષિઓની ભૂમિનો પુત્ર જે,
દૈવેચ્છા લઈ પશ્ચિમે ગઈ, ધર્યો સૌ ભૌતિકી સિદ્ધિના
સામર્થ્યે બળવાન સંસ્કૃતિતણા અંકે, ત્યહીં ઊછર્યો
તીખાં લોહસર્યાં ધરાઉદરનાં દ્રવ્યોસર્યાં નીર પી.

એના ચિત્તફલકે વચનમાં પાશ્ચાત્ય સંસ્કારની
મુદ્રા અંકિત થૈ, અને ઝળહળ્યું એ રત્ન પાસા ગ્રહી,
મેધામાં, પ્રતિભાગુણે, ક્ષુર સમી બુદ્ધિતણા દીપને,
જાણે પશ્ચિમ સંસ્કૃતિજલધિને આકંઠ એણે પીધો.

ત્યાંના સૌ જડવાદ, સ્થૂલતલતા ને રાજસી વૃત્તિનાં
જોયાં નર્તન નગ્ન, ભૂત પ્રકૃતિનાં નાચતો માનવી:
કિન્તુ એ જયમાં પરાજય કશો આત્માતણો, હા, રહ્યો:
જોયું, ખિન્ન થયો અને વળી ગયો આત્માનુસંધાનમાં.

ને પાછો નિજ ભૂમિના યુગજૂના આત્માની લક્ષ્મીતણા
ભંડારો પ્રતિ નેત્ર માંડી ઉતર્યો પૌર્વાત્ય એ સાગરે;
જોયું: "આહ, તમામ જીવનતણી ગૂઢાતિગૂઢા બધી
રિદ્ધિસિદ્ધિની ખાણ તો જગતમાં આ એકલી ભૂ-ઉરે"

કિન્તુ એ રસખાણનું મુખ હતું સીડાયલું પશ્ચિમી
પંજાના નખકુન્તને, યુગબલે આ આત્મવંતી પ્રજા
પાશ્ચાત્યોતણી જાળમાં ઢળી હતી કો ક્ષુદ્ર સિંહી સમી,
હીના દુઃખદરિદ્રિતા અબલ હા, પ્રત્યંગ બંધાયલી!

એણે જોયું, દ્રવ્યો, દુખ્યો, હૃદયનો સંક્ષોભ જીત્યો અને,
"માતા માનવજાતની અવશ આ હીના જગે જ્યાં લગી,
ના ના મુક્તિની આશ છે મનુજને સૌ ભૌતિકી પાશથી."
ચિન્તી ભારતબંધછેદનપથે શક્તિ પ્રયોજી રહ્યો.

એની દૃષ્ટિ નિયોજતી પથ રહી ચાણક્ય શી વેધક,
એનો પ્રાણ ઘુમી રહ્યો નિંદરતા કર્ણે બની દુંદુભિ,
એની તેજસ્વંતી વાગ ઝબકી જાણે ભવાની-અસિ,
જાણે લુપ્ત ત્રિશૂળ ભારતકરે પાછું ફર્યું આ યુગે!

જાણે કોઈ વિરાટહસ્ત ઉતર્યો ઝંઝાની જ્વાલા લઈ,
અંધારાં ભડકાવતો, જનઉરો ઊંઘેલ ઢંઢોળતો,
આત્માના પ્રભુના, જગત્ ઉગ્રવા, આદેશ ઉદ્ઘોષતો
'મુક્તિ મુક્તિ' પુકારતો ફરી વળ્યો સ્વાતંત્ર્ય-વૈતાલિક.

જાગ્યા કોઈ, અનેક જાગી તમસે પાછા ઢળ્યા, એ ઉષા
પાછી વાદળમાં વિલાઈ, પગથી સ્વાતંત્ર્યના ધામની
એણે યોજિત દક્ષ હસ્ત પ્રતિમાના સિદ્ધ સંસારથી
પાછી સૂની ઘડી થઈ, હૃદયમાં એ ખોજ ઊંડું રહ્યો.

"ના ના, કેવલ બાહ્ય મુક્તિ મનુને ના મુક્ત સાચ્ચો કરે,
આત્મામાં થઈ મુક્ત માનવ મહિ આ જીવને ઊતરે,
આત્માના બલથી ધરાતલતણાં બીજાં બલોને ગ્રહે,
ત્યારે માનવમોક્ષ છે પરમ આ દાસત્વના પાશથી."

"ક્યાં છે એ બલ આત્મનું?" હૃદયમાં એણે નિહાળ્યું વળી.
"ના ના, આ મુજ દીવડે જગતનો અંધાર ભેદાય ના."
ચિન્તી એમ, "જનો ધરતીના નિદ્રા ઢળ્યા ત્યાં લગી"—
એણે—'આતમસૂર્ય લાવ નિરખી લેઉં.' વિચાર્યું મને.

જે મૂઢાં ઉરઇંગિતે પથ ગ્રહ્યો એણે નવી ખોજનો
તે પૂરાં પ્રગટ્યાં ક્રમે શિખર શાં સૂર્યોદયે વ્યોમમાં
ને તે ટોચથકી સ્વનત્ મધુરવા આદેશ એને મળ્યા
જેવા માનસ ઊર્ધ્વનાં જલ ન જો કો માનવીએ લહ્યાં.

ઊંચા ઊર્ધ્વ, મનુષ્યની પદવીથી અસ્પૃષ્ટ હૈમાદ્રિની
એ ભૂમિ પ્રતિ માંડવાં સ્વપદ ધરી થંભી ગયા એટલા !
ઘેરો દીન જનાર્તિનો રવ રહ્યો એને નિમંત્રી પુનઃ—
"બંધો, તું વિણ કોણ પાર લઈ જશે આ નૌકા હવે?"

"જશે પાર જરૂર, માત વસુધા છે રત્નગર્ભા સદા,
આ નૌકા પ્રભુની સુકાની વિણ ના સૂની રહેશે કદા"
ને એણે મુખ ફેરવી ગિરિ ભણી યાત્રા સમૂત્રી ગ્રહી,
ઢોપાયો ગિરિપાદની અટવીમાં શું ઘોગુહામાં રવિ.

ગાઢે તિમિર ઢાંકેલી નિશામાંહે ઉષાવણી
ભારતે રટણા જાગી, જગેલે ઉર સોગણી.

[ ૪ ]

રે, આ નિશા નહિ જ કેવલ દાસ્યકેરી.—
આ ચક્રનેમિક્રમથી ચડતીપડંતી
ભૂમિ પરે ફરતી શાસકવર્ગકેરી
જ્યાં એકનો દિવસ અન્યની રાત્રિ ઘેરી.

રે, આ નિશા પણું નિગૂઢતરા ય એથી,
પૃથ્વીલલાટ વિધિઅંકિત મુદ્રિકા શી
પાર્થિવ્યકેરી—જડ રૂપની પીઠિકા જે
ચૈતન્ય જ્યાં સ્ફુરતું સ્વલ્પ સ્ફુલિંગ માત્ર.

પૃથ્વીપડથી તનુ વિષે પ્રગટેલ પ્રાણ
ને પ્રાણમાં પ્રગટિયું મન, માનવીમાં
જે શોધમાં નિકળ્યું શાશ્વત તત્ત્વકેરી
અજ્ઞાનનું કરણ અંધ તમિસ્રમયું.

એ અંધને કર થયેલ શું યષ્ટિકા કો
દર્શાવતું પથ ગયું, પણ નેત્રમાંહે
પૂરી શક્યું નહિ જ દૃષ્ટિ સ્વયંપ્રકાશી
સ્વાયત્ત નિર્મિતિમથી સહુ સૃષ્ટિકેરી.

પૃથ્વી પરે મનુજજીવન પ્રાણનું આ—
આવેગશાસિત રહ્યું વિલસંત ઉગ્ર,
ને ચિત્તની રચિત કૌશલયુક્ત રિદ્ધિ
આરોગતું બસ ગયું વૃક શું ક્ષુધાર્ત.

એ ઉગ્ર વ્યગ્ર લઘુ જીવનના વિલાસે
ના તૃપ્તિ લાધી કંઈ માનવઅંતરોને
ને પૂર્ણ શાશ્વત સનાતન તત્ત્વકેરી
ખોજે પળ્યાં પરમ દીર્ઘ તપઃપથે કૈં.

પૃથ્વીપટે સરખિ કે નવલી રચાઈ
કૈં કૈં દિશાપથ અહીં જતી અદ્રિટોચે,
જે માનવીની લઘુ ક્ષેત્ર-ધરાથી દૂરે
ઊર્ધ્વે દુરૂહતમ ગૂઢ રહી ઘણાંને.

આનંદ-સત્ય-ચિતિના ગિરિમંદિરેથી
ઘંટારવો ધરતી-કર્ણ રહ્યા સુણાતા,
યા ઊર્ધ્વની ગિરિગુહાથી અહીં પ્રદીપ
આદેશના અવતર્યાં જન દીપવાને.

ભક્તિરસે પરમ મસ્ત, પ્રબુદ્ધ જ્ઞાને,
કર્મે સુકૌશલ ધરી ગિરિમંદિરે એ
પ્હોંચ્યે ગઈ જનની એક અખંડ શ્રેણી
પૃથ્વીતણું પાથરી અહીં અંગ-વસ્ત્ર.

ને પેલી અન્ય શુક્ર લોકની ભદ્ર શ્રેણી
કારુણ્ય—પ્રેમ—બલિદાન—મનુષ્યસ્નેહ—
સદ્‌ભાવ—સામ્ય—જનઆર્તિ વિલોપ—મંત્રો
ભાખતી ભૂમિપટ પેં વિચરી રહી સ્વરૂપસિદ્ધ.

એ સિદ્ધશ્રેણી જગજીવનથી વિમુક્ત
મૂકી ગઈ ધરતી એની જ એવી બદ્ધ,
આ ભદ્ર શ્રેણી જગજીવનમાં પ્રવૃત્ત
સાધી શકી ન નિજ ધ્યેય સમગ્ર સિદ્ધ.

આનંદ-ચિત્-સતનું ધામ શું અદ્રિટોચે
રહેશે અને ધરતીજીવન પંકમગ્ન ?
શું માનવીકર થકી સહુ ભાવનાઓ
રહેશે અસિદ્ધ અધુરા બલ-જ્ઞાનથી વા ?

"ના ના. ન એ જ બનતું રહ્યું નિત્ય કાલ.
આ જે અપૂર્ણ કરણ ત્રય-દેહ પ્રાણ
ને ચિત્તનું મનુજને મળ્યું તે ત્રણેનાં
સંપૂર્ણ દિવ્ય ચિતિનો વિનિવેશ શક્ય.

"જે માનવી હૃદય જગી શકે અભીપ્સા
ને ઝીલવા સતત તત્પર યત્નવંત
તે જો બને, નિરસતી અતિ ઊર્ધ્વમાંની
તે દિવ્યતા ઉતરવા અહીં છે પ્રસન્ન !"

"આ કોણ, કોણ ઉચરે ?" જનકર્ણ ચોંકે,
સૌ નેત્ર વિસ્મિત બની દિક્પ્રાન્ત ઢૂંઢે,
ને જ્યાંથી દૃષ્ટિ જનકેરી ઉતારી ઊંચે
પાછી ફરેલ ત્યહીંથી—ગિરિટોચથી તે

દીસે સ્ફુરંત સ્વર સ્નિગ્ધ ગભીર ઘોષ.
અને જે જગની રાત્રે જગતાં તપપ્રાર્થીઓ,
તેમણે નિરખ્યો પ્હેલો ઉષાનો ભવ્ય સાથિયો.

[૫]

જેવો આજે નયનપથમાં વ્યોમના ક્ષ્માદ્રિકોને
ઓઢી રહેતાં અખિલ નગના ઉરના દૂર પ્રાન્તો

સૌથી દીપ્ત પ્રખરતમ ચંડ પ્રકાશાંત સર્વ
સૂર્યોકેરો, ઉડુગણભર્યા વ્યોમના કેન્દ્ર જેવો:–

જેવો પૃથ્વીપટ અટત કે શુષ્ક વેણુપ્રદેશે
નાના–નાના જલકણ ચુસી કંઠને ઠારનારા
યાત્રી સામે દિવસ ખુલતાં કો ખુલે મિષ્ટ સિન્ધુ
વ્યાપ્યો આખી ક્ષિતિજ ભરીને ઉચ્છળંતો સુનીરે;–

જેવું ઘેરાં વનવન કંઇ કંટકોથી ભરેલા
ઘૂમીઘૂમી ક્ષત પર ક્ષતો અંગ અંગે ઝિલેલા
ભૃંગો સામે સભર જલમાં મત્ત મીઠા પરાગે
પૂર્યું ખૂલે અરુણવરણું ભવ્ય ફુલ્લારવિંદ;–
તેવી તૃપ્તિ કંઈ કંઈ જનોને મળી એ સુધે.પે–
જ્ઞાનાર્થીને અખુટ ચિતિનો શું મળ્યો ભવ્ય કોષ,
કર્મક્રીડાંગણ અટતને દિવ્ય કો કાર્યદેરા,
ને ભાવોર્મિજલસ્ફુરતને તૃપ્તિકાસાર પૂર્ણ.

અને કો નવલી યાત્રા નવા એ તીર્થધામની
મંડાઇ પૃથિવીક્ષેત્રે નવા કો પયગામની.

[૬]

હિમાદ્રિની એ હિમવંત ટૂંકે
તપોગ્નિમાં તપ્ત સુરક્ત તામ્રનો
રચેલ ચૈત્યાંતર યજ્ઞકુંડે
અગ્નિશિખા એક થઇ પ્રદીપ્ત
લસી રહી હીરક રમ્ય કાંત.

ને એ પ્રકાશ પ્રગટ્યો શનૈઃ
એ ટૂંક ને અદ્રિતળેટી બેને
સાંધી રહેતો, ગિરિયાત્રિકોને
આશીષ શો ઉજ્જ્વલ દીર્ઘ પંથ.

" સૂઝી રહે જે દઢતાથી પંથ
કાંતાર ને ખીણ કરાલપૂર્ણ
આ ઊર્ધ્વ માર્ગે, પરચૈત્યદ્વારે
નિઃસંશયે આ પથથી પ્રવેશ. "

કે કે સુણી લીધી સ્વીકારી વાણી–
આશ્વાસની, પ્રેરક, શક્તિદાત્રી,

નવાં નવાં યૌવન સ્ફુરનારી,
આ મર્ત્યભૂમિ પર દિવ્યતાની.

ને સર્વ ભાવે નિજ સર્વ અર્પી
વિરાટને હસ્ત સમસ્ત ભાર
આ નાનકા જીવનનો જનો કૈં
ચઢ્યે ગયા એ રવિદીપ્ત પંથે.

ચઢ્યે ગયા જેમ ચઢ્યે ગયા એ
એ ઊર્ધ્વથી ઊર્ધ્વતર પ્રદેશે,
નિહાળતાં દંગ થયાં દૃગો સૌ
એ કેડીના યોજનની અપૂર્વતા.

અપંથ આ દારુણ શો પ્રદેશ,
તેમાં કર્યો શી વિધ આ પ્રવેશ?
વિચારતાં વિસ્મય—ભક્તિપૂર્ણ
યાત્રી બઢે સ્વચ્છ પ્રફુલ્લ અંતરે.

ડગેડગે દુર્ગમ ભૂમિ ભેદવી,
અરણ્યની કાંટ પ્રચંડ છેદવી,
તમિસ્રના સાગરને ઉલંઘવા,
ખાણે ખાણે દૃઢસેતુ બાંધવા.

ચઢ્યે જવું ઊર્ધ્વ, ધરાતણા આ
ગુરુત્વના કર્ષણને પરું કરી,
જડત્વની પર્વતશૃંખલાને
ચૈતન્યના વજ્રથકી વિદારી.

પાર્થિવ્યનો પૃથ્વી સમાન ભાર,
મનુષ્યમાંનાં સહુ તત્ત્વ કેરી—
અચેતના ને અવચેતનાની
અપાર ગૂંચોની મહાકતાર,

એ સર્વને કાંધ ધરી ચઢ્યે જવું—
એ સર્વનાં અંધ અજંપ ક્રન્દનો
શમાવી ને સર્વની ગૂઢ ઉત્સા-
તણી જ્વલત્ જ્યોત ઉઠાવવી ઘટે,

સોહી રહ્યું માનસ પૂરચીરે
સદોહમધ્યાં અંબુજકેરી શ્રીએ.

અંબુજે અંબુજે ગુંજ્યાં વૃન્દનાં વૃન્દ ભૃંગનાં,
પાંદડી પાંદડી ફોર્યા પરાગો દિવ્ય શૃંગના.

(૭)

અહા તમસ પુંજ, ઘોર ઘમસાણ, આક્રન્દના
છુટી પળપળે રહ્યા ગગનમાં ગુબારા કરવા !
ધરાતલ સમસ્ત મૃત્યુકર રક્ત સીંચી રહ્યો,
પળેપળ ગડી રહ્યા યમતણા દુંદભિ બધે.

અરે તિમિર આ વિષે કચકચંત આક્રોશમાં
કહાં કમલ ઈશનાં ? કમલના પરાગો કશા ?
પ્રભુ ? પ્રભુનું નામ તો ઉચ્ચરતા સુણાયે બધા;
બધાય જગના નવા જનમ કાજ મંથી રહ્યા ;
બધાય નિજને જ યોધ પ્રભુના ગણાવી રહ્યાં;
ક્યહીં પ્રભુ ક્યહીં ? ક્યહીં પ્રભુ ! કોણ કહેશે, કહો?

અરે મનુજની મતિ તિમિરતેજના ભેદને
શકે ન પરખી હજી, નહિ જ પ્રાણસંશા પરે
શકે કર જમાવી કોઈ બલસિદ્ધ આદર્શનું :
હતા પ્રબલ કાલ તે તૃણ સમા ઠગે રહેજમાં.

ખરે, તૃણ સમાન સૌ, નિધનતણો મરુત્ ચંડ કો
ઊડ્યો ગગન ગોળથી, ઝપટમાં ધરા લીધ સૌ.
અણી અડગ જાતને મદભરેલ જે ભમિયા,
ફગાવી પળમાં દઈ જ ધરણી પરે દાબિયા.

અહો, કણકણે કરી અખુટ ધાન્ય કોઠે ભર્યાં,
અહો, રજરજે કરી અખુટ દ્રવ્યને સંઘર્યાં,
અહો, અણુઅણુ કરી બદન લાલ તાજાં કર્યાં,
ચુંથી, ચગદી, ખુંદી, દાબી, ભરખી પ્રજા દીન કે
મદીલ થઈ માનવી મગજ ખોઈ બેઠો ખરે.

ક્યહીં ગગન વીંધી વજ્ર ઉતર્યું વિધાતાનું શું !
સુવર્ણદંભ, અસમંજ, છલકંત લોહી બધું;

કરાળ રણભૂમિના અતલકૂંપ પેટાળમાં,
પળેપળ હરાઇ અસ્ખલિત વેગ વ્હેતું થયું!

જયો પર જયો મળ્યા, મનુજ ફૂલીફાલી રહ્યો,
પરાજય પરે પરાજય ચડયા, ચિરે હસ્ત દૈ
'નસીબ' વદી હાંફતો, મનુજ તાહરી શી ગતિ!
બધું જ પ્રભુએ દીધું, મનુજ તાહરી શી મતિ!

'અમે જગત જીતીને નવલ સૃષ્ટિ દેશું રચી.'
'અમે જગ બચાવશું દનુજ દુષ્ટ પંજાથકી.'
'તમે અસુર સર્વે, હિંસક તમામ. ના ના અમે
અહિંસ બલથી પ્રભુની રચના અહીં સ્થાપશું!'

બધાય પ્રભુદૂત! શુદ્ધ પ્રભુનું જ બોલી રહ્યા!
અને હૃદય ભીતરે નિજ અહં શું બાઝી રહ્યા
જૂના તમસખ્ખળને જ નિજ ઈષ્ટ માની રહ્યા,
વિમૂઢ શિશુતા પરે પ્રભુ શું અટ્ટહાસી રહ્યા?

'અરે, વિજય કોણનો?' વિજયમસ્ત હૈયે ઘડી
સવાલ ઉપને, 'મનુષ્યતણી શક્તિ આ જીતતી?'
અને ઘડીક આગળા ઉઘડતાં અહંના સ્ફુરે
જરા કિરણ કોઇ દૂરતમ જ્યોતિનું ધૂધળું.

નહીં, મનુજની મતિતણી નથી બધી આ ગતિ.
પ્રચણ્ડ અરિનું ય તે કુશલ ચિત્ત ભૂલે ઘડી,
ક્ષુદ્ર અજનું શાવ યે મકરદંષ્ટ્રમાંથી બળી.
સુકાન સહુ જગનું કર અદશ્ય કો ધારતો?

પછી મનુજની સ્થિતિ? થઇ નિમિત્ત રહેવું જ શું?
પ્રભુકર વિષે થઈ કરણ માત્ર રહેવાનું શું?
અરે, પણ નિમિત્ત તો પ્રભુકરે નથી કોણ રે?
પ્રભુ જય દિયે, દિયે અજય તે ય સ્વીકાર્ય શું?

નિમિત્ત સહુ છે જ ઇશકરના. મરે એક ને
રહે સજીવ અન્ય બે ય પ્રભુકેરું નિર્માણ છે.
દિસે હણત એક તે ન હણનાર, તે તો પ્રભુ.
હણાયલ હણાયલા પ્રભુથકી જ રે ક્યારના!

નસીબ રહી જિન્દગી ગણવી ઇશબક્ષેલ તે,
નસીબ થઈ છૂત તો જિરવવી મણી ઈશની.
અને મદ વિષે ડુલી મનુજ ભ્રાન્ત છે એ બન્યો,
શિરે ઝઝુમતી જ છે પરશુ રામની જાગૃત.

જયહીં લગ મનુષ્યને મદ હરો અહંનો, હરો
ઉરે લઘુપતા, હરો મલિનતા, જુઠાપા હરો,
પ્રપંચ વળી દંભ, દુષ્ટ કંઇ ગુપ્ત લિપ્સા હરો,
ત્યહીં લગ વળી વળી કુટન બાહુ એ દાનવી
સદા ય હણતી જશે પરશુ રામની ઉગ્ર યે.

અને યુગયુગે, પ્રતિશતક, હાયકે હાયકે,
ધરાતલ સુધર્મનાં પ્રગટશે કુરુક્ષેત્ર કૈં.
અહીં કુસુમ ઈશના હરયકી શકે જેહ ના
શિરે પરશુ ઈશકેરી ઝિલવાની તેણે રહી,

સુધર્મ કુરુક્ષેત્રમાં ? પરશુ ઇશના હસ્તમાં ?
અવશ્ય પ્રભુ શેષને શયન નિત્ય પોઢે નહીં,
ઘુમે ગગનતાણ્ડવે પ્રખર રુદ્ર તે યે બની.
નહીં કમલઆસના હસતી વિષ્ણુલક્ષ્મી સદા,
ઘુમે ખપ્પર લેઇ તે સદય ઉગ્ર કાલી બની.
શશી શિર પરે ધરંત હરકણ્ઠ માલા ઝુલે,
નૃમુણ્ડતણી, જે પિયે અમૃત પાર્વતીઓષ્ઠનું
હલાહલ શકે જ તે જલધિકેરું કણ્ઠે ધરી.

પ્રભુ નિરખવો ? ખરો સમજવો ? ખરો ધારવો ?
મુકી મનુજચિત્તની લઘુક સૃષ્ટિ ખ્યાલો ભરી,
દયા, મધુર ભાવ, કોમલ ગુણોની, આદર્શની;
અહા અબલ અર્ધ જાગૃત તરંગિતાં તેજની,
ઉંચે ચઢ, મનુષ્ય, જ્યાં વિલસતો પ્રભુ પૂર્ણ ત્યાં.

પરા પ્રભુતણી જગત્ નચવતી હું પ્રજ્ઞા લહે,
વિરોધ સહુ ધર્ષણોનું ત્યહીં મૂળ સાચું મહે,
સમસ્ત દુઃખ જીતતો પરમ જ્યાંહિ આનંદ તે,
અજેય બલ, ઉગ્ર તેજ ભરી દિવ્ય સત્-તા ત્યહીં,

પરાત્પરની સૃષ્ટિ એ ધરતીપૃષ્ઠ સ્પર્શી રહી,

ન દૂરતમ વ્યોમની ગુહ વિષે, મનુષ્યો તણી,
નસેનસ વિષે ય તે ઉતરતી ક્રિયાવંત થૈ;
પરાત્પરની દિવ્યતા નહિ અમૂર્ત દૂરે રહી,
મનુષ્યતણી કાયમાં ઉતરતી બની મૂર્ત તે.
પરાત્પરની દિવ્ય શક્તિ મનુચિત્તના સંગમે,
બની અધિક વેગવંત જગતંત્ર પ્રેરી રહી,
પ્રગાઢતમ મૌનથી નગ સમાન દુર્ધર્ષ થૈ.

હરો નહિ, હરો પ્રભુ? મનુજકેરી સારંકતા,
પરે ન અવલંબતી પ્રભુતણી ક્રિયા મૂઢ આ
મનુષ્યતણી ક્લિષ્ટ અંતર અધૂરી સદ્ભાવના
પરે ન અવલંબતી પ્રભુતણી કૃપા, સૂર્ય શો
સ્વયં સ્ફુરત જ્યોત દ્વારા નિજ સૃષ્ટિ ગૂંથ્યા કરે.
મનુષ્યકર પાંગળે નિજ કૃપાણ અર્પી ઘડી
લડાવી નિજ યુદ્ધ સૃષ્ટિ નિજ તે રચાવ્યા કરે.

જડત્વ તમસે યા ભગ્ન બનેલ જે કો હશે,
ઉરે ગુપત જેહને નયન નવ્ય ખૂલ્યાં હશે,
કુટાઈ અથડાઈ ચિત્ત ઝબકેલ જે કો હશે,
અને પ્રલયપૂરથી બચી ગયેલ જે કો હશે,

પ્રભુની પરમા કૃપા સમજશે અને ઝીલશે,
પ્રભુતણું વિધાન ભૂમિ પર સ્થાપવા ઝુઝતા
જગન્નરનું કાર્ય કૈં પ્રગટ ચિત્ત તેને થશે;

અને હૃદયની ગુહા મહીં કૃતાર્થતા માણતો,
કદી તુલસી ઊર્મિથી મુખરનાદ ઉદ્ગારતો,
મનુષ્ય પ્રભુનાં ધરા પર રચાયલાં ધામમાં
અનોખું કંઇ એક ધામ ઉરસ્પર્શથી જાણશે;
અને જલદ–આગમે જ્યમ મયૂર નાચી ઉઠે
પ્રફુલ્લકર તેહને લલિત મૂક વાચા ફુટે:

ધરાપટ પરે ખરે સુભગ એક ધન્યા પુરી
સહુ નગરીઓ વિષે નગરી એક પોંડીચરી.

# ફરી ત્રાપજને[1]

ડર બહુ હતો, આશા ન્હોતી ફરીથ ફરી કદી,
અતીવ ગમતા તારા શીળા સુધામય અંકમાં;
જરિય ન'તી આશા કે તારા સુપુષ્પિત પલ્લવે,
અધિક ઊડવાનું આવેશે થશે મન-પંખને. ૧

ફરી દિન મળ્યા આ આત્માને નવા સમભાવના,
દિન અધિક એ લાધ્યા સ્નેહી સહે સહવાસના;
ફરી ઊઘડતાં અન્તઃ-પદ્મે પરોઢ તુષારની,
વિભવ નભની લાધી લ્હાણી દલેદલમાં નવી. ૨

મળી જીવનની તાલાવેલી, સુધા અનુભૂતિની,
વદન પ્રણયીનું જોતાં તો લસે ઉર પોયણી;
સ્વજનમિલને જાગે વેગે સૂરાવટ કમ્પની,
પ્રણય-પમરાટે મૂર્છામાં ઢળે અલિ તોષથી. ૩

ટહૂરવ અહો ઓચિંતાના ફરી શ્રવણે પડે,
નવજીવન આમન્ત્રેઃ હૈયું સુખે ચમકી ઊઠે;
અશિથિલ શિરે ઝૂકે ગુલ્મોઃ પરે તરતો શશી,
મન વિહગની માયા માળે ખુશે ગતિ પક્ષ્મની. ૪

ઋતુ રજનિની સંગે શીળી વહાવી પરંપરા,
શિર પર ચ્હડે એનો એ આ મૃગાંકન ચન્દ્રમા;
તદપિ નવલાં અન્તઃતત્ત્વે વધી ગઈ ચારુતા
પુલકિત બનું સ્પર્શે ના જ્યાં સમીર વનાન્તના. ૫

---

૧. લેખકના સંગ્રહ 'સંસૃતિ'માં 'ત્રાપજને' નામક કાવ્ય છે તેના અનુસન્ધાનમાં.

વિજન ફરતાં મેદાનોમાં વચે તરુવૃન્દમાં,
સુખ નીંદરના માળા ઘાલી સૂતાં કંઇ ગામડાં;
મૃદુ હલબલે શિખેં ટોળે તરે મળી કુંજડાં,
તહીં રખડતાં ક્ષેત્રે ક્ષેત્રે સહોદર સંગમાં. ૬

નજીક કઠવા, ત્યાંથી આવે અલંગ મણાર ને,
અનિલ જલધિ દક્ષિણાદા ઊડે અભિનંદને;
તટ પર ધસી મોજાં પાછાં છળી અદકાં ધ્રુસે,
સુખ અનુભવો અન્તઃપ્રાન્તે અનાગત ઉદ્ભવે. ૭

જલધિ પરના વાયુ સંગે મળી મૃગ સામટાં,
હરિત મયદાને ટેલે ને રમે તરુ છાંયડા;
શશી પૂનમનો સિન્ધુઅંકે વિનર્તિત પ્રેખતાં,
સ્થિર ખડ રહે ના કૈં ઝાલ્યાં: ઝૂલે શિર સામટાં. ૮

જલધિ જલ છંકોરે, કાંઠે પડી તહીં વેણુમાં,
શ્રવણ કરતાં દિગ્ પ્રાન્તોનાં ભુલાયલ ગીતડાં;
બહુ સરી ગઇ પૂર્ણિમાઓ, સરે, વળી ઊતરે,
રજત નબળો ક્ષીણેન્દુ ત્યાં અબોલ નિશાક્ષયે. ૯

અતલ નભની, તેજઅબ્દોની, અનારત સૃષ્ટિની,
ગહન કરતાં વાતો, જોતાં પ્રિયા નયને ભરી;
અતલ મમતા, એ ઔદાર્યે જઉં સહુ વિસ્મરી,
વરદ નિરખે શિર્ષે જાણે વશિષ્ઠ અરુન્ધતી. ૧૦

અધિક મમતા ઉત્કંઠા ને પ્રલોભનથી ભરી,
પ્રણય સુખની તૃપ્તિનો કૈં ન તાગ શકે મળી;
કયમ કહી કશું કયા આભારે નમી પરતત્ત્વને,
ફરી સ્વજનના શા આવેશે લહું સહચારને ? ૧૧

અવધિ નથી આયુની ઝાઝી: ન હશ વિભૂતિની,
અફર ભરતીને કૈં માઝા, સુધા અનુભૂતિની;
અલસ ભરતી લેતાં લેતાં, ધરાઉં નહીં જરી,
ચહુ દિશ ઝરે હૈયે મારે અનર્ગળ માધુરી. ૧૨

જીવનભર ઝંખેલી છાયા સુધામૃત સ્નેહની,
ફરી શિર ઝૂકે, એ આ માયા અનાવૃત નેહની;

ચિર પરિચિતા તે તે ભાવા નવી ઋજુતા ધરે,
નવલતર ઉત્કમ્પે હૈયું અહો મલકી ઊઠે. ૧૩
કદી નવ શકું આભારે હું અનુગ્રહ એ કહી,
અવિરત ઝરે કાં કે વર્ષાઃ શમે ગતિ શબ્દની;
દલ દલ વિષે ના ક્રસ્પેલી અનુત્તર તૃપ્તિથી,
પુલકિત લતા આષાઢીની લચી બહકી ઊઠી. ૧૪
વધુ નહિ શકું થંભી, ઓહ આ ટહૂરવ આવતો,
વડની વડવાઈ–હીંડોળે–જતો લઇ વાયરો;
જલધિજળ આળોટે–લોટે તરંગિત ચિત્તકું,
તરલ ઉર કલ્લોલી ઊઠે–જતું અનુભાવતું
સ્વજન સુખની આંબાવાડી.... ૧૫

('ભદ્રા' નામક અપ્રકટ કાવ્યસંગ્રહમાંથી)

દી. બ. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી

# સંસ્મરણો

સ્વ. રણછોડદાસ ગીરધરભાઇ મારા દાદા થાય. ગુજરાત અને કાઠીઆવાડમાં ઇ. સ. ની ઓગણીસમી સદીના મધ્ય ભાગની આસપાસ પાશ્ચાત્ય રીતે અપાતી પ્રાથમિક ગુજરાતી કેળવણીના પાયા તેમણે નિશાળો સ્થાપી કેવી રીતે નાખ્યા એ ગુજરાતની કેળવણીના ઇતિહાસનું પહેલું પ્રકરણ સુવિદિત છે. એ ધાટી ઘરની પ્રાથમિક કેળવણી એટલે ઓટલા પર બેસી, યા રસ્તાની ધૂળ પર બેસી લાકડાની પાટી, સંઠેરો ને લેખણ કે વતરણા વડે શિખનારા વિદ્યાર્થીઓની ગામડી નિશાળોનો મૃત્યુ-ઘંટ. ધીમે ધીમે એ નિશાળો બંધ થતી ગઇ, જોકે નિશાળગરણું કરવું, પુત્રને પહેલી વખત નિશાળે બેસાડવાનો ઉત્સવ ઉજવવો એ રીત તો હજુ પણ કોઇ કોઇ જગાએ હસ્તીમાં છે, તેથી એની ગામઠીશાળાઓને ચાલુ રહેવાની જરૂર હતી. કારણ એ વિધિ, નાળીએર, ગોળધાણા, ગુરુજીને અપાતી શીખ વગેરેને માટે સરકારી નિશાળના વડા મહેતાજીઓ

તૈયાર પણ ન હતા અને તેમ કરવાની તેમના ઉપરીઓ તેમને રજા પણ આપે નહિ. માટે એ સ્કૂલો મરતી મરતી પણ જીવતી હતી. એવી એક સ્કૂલ ભરૂચમાં નવા દહેરા (શ્રી કનૈયાલાલ માણેકલાલ મુનશીના ઘર) પાસેથી હમણાં પંદર વીસ વરસથી જ ઉઠી ગઈ છે. એ નિશાળોમાં જીવનમાં ચીવટપણું સાહજિક રહેલું હતું. કારણ આવી ગામઠી નિશાળોમાં ભણાવવાનો ધંધો વંશપરંપરાનો હતો એટલે જ્યાં સુધી તેના ચાલકો માટે બીજી ગોઠવણ ન થાય ત્યાં સુધી ઉદરનિર્વાહને માટે એ નિશાળો ચલાવવી પડતી જ.

મારા પિતાથી ન્હાના ભાઇ સ્વ. મનમોહનદાસ ઝવેરી હતા. તેઓ કવિ હતા. તેમના ભેગા મારા દાદા તથા દાદી રેવામા રહેતાં. કારણ મારા કાકાને ભરૂચમાં રહેવાનું સ્થાયી હતું. મારા પિતા ભરૂચની બ્હાર સુરતમાં રહેતા. ભરૂચ ટેકરી પર આવેલું શહેર છે, મારા કાકાનું મકાન એવી એક ટેકરીના ઢોળાવની ટોચ પર આવેલું છે. તેની નીચેના ભાગને હેઠાણું કહે છે. અને હેઠાણાને અને ઉપલાણાને જોડતો એક પત્થરનો બાંધેલો પગથિયાવાળો રાહદારી મારગ છે, કે જેમાં દરરોજ સેંકડો સ્ત્રીપુરુષોની અવરજવર રહે છે, કારણ નર્મદાને કિનારે જવાનો એ બાજુ એ એક જ રસ્તો છે. ભરૂચની એ બાજુની વસ્તીને ન્હાવા, કપડાં ધોવાં, પાણી લેવા જવાનો એ એક જ "ઢોળાવ" એટલે એ રસ્તો આખો દહાડો ભરેલો જ રહેતો અને હજી પણ રહે છે. હું એ જ રસ્તે નર્મદામાં નહાવા જતો ને જાઉં છું. મારા કાકાનું મકાન આ પ્રમાણે ટેકરીની ટોચ પર આવેલું હોવાથી ત્રણે દિશાએ નર્મદા નદીનું અહોરાત્ર દર્શન થયા જ કરતું. નર્મદાનો પુલ, સામી બાજુ અંકલેશ્વર તરફનાં લીલાં ખેતરો, અગાશીમાંથી જ્યારે જોઇએ ત્યારે આંખને ઠંડક આપતાં પવનનું તો પૂછવું શું? એ મકાનના પાછળના ભાગમાં ભરૂચના એ લત્તામાં જાણીતું ભૂતનાથ મહાદેવનું દહેરું આવેલું છે, કે જેના આજે પણ ઘણા ભક્તો છે.

તે સમયની હમારા કુટુંબની રહેણીકરણી સાદાઈના મૂર્તરૂપ રણછોડદાસ હતા. સવારમાં વહેલા ઊઠતા, દાતણ પાણી કરી કપડાં પહેરી, ધોવાનાં અને સ્નાન બાદ પહેરવાનાં ધોતીઆં, અંગુછો લઈ તેઓ પોતાના ઘરથી આશરે ૧૨ ૧૫ મિનિટના ચાલવા જેટલો રસ્તો કાપી રતન તળાવ નામના સુંદર તળાવ પાસે એક બાવાની જગા જેનું નામ ગોહનબાગ છે

ત્યાં જતા. કૂવામાંથી પોતાને હાથે પાણી કાઢી સ્નાન કરતા. પોતાનાં ધોતીઆં ધોતાં (ભાવનગરમાં જેને "અબોટીઆં કરવાં" કહે છે, તે) અને પછી તે ધોયેલાં કપડાંની પોટલી લઈ સાત સાડાસાત વાગે ઘેર આવતા અને પાઠ-પૂજા વગેરે નિત્યકર્મમાં રોકાતા. એમના હાથ નીચે રહી કેળવાએલા મ્હારા મ્હોટા ભાઈઓમાંના એક સ્વ. મગનભાઈ પણ પોતાનો દેહ પડતાં સુધી એ જ ક્રમ જાળવી રહેલા, મોહનબાગના સાધુઓ પણ સેવા વૃત્તિવાળા હતા. આપણા દેશમાં રિવાજ છે તે મુજબ તેઓ શહેર બહાર એકાંતમાં જંગલ સેવતા, માત્ર એકાદશીએ ગામમાં આવતા અને ભક્તોને ઘેર જઈ એકેક પૈસો તથા સીધું લઈ પાછા ફરતા. એમને ત્યાં ઓચ્છવ-ઉત્સવ હોય તો માલપુડા-ઠાકોરજીને ધરાવી ભક્તોને ત્યાં આપી જતા. એવી જ એક જગા એ જ રતન તળાવના કાંઠા પર ખાખ ચોક નામે આવેલી છે. હમારી મોઢવાણીઆની જ્ઞાતિએ તેને અપ-નાવી લીધી છે. ત્યાં ખાખી બાવાઓ રહે છે, અને દરરોજ સાંઝે ત્યાં મારા સદરહુ સ્વ. ભાઈ મગનભાઈ જતા અને તેમના મિત્રો વગેરે સૌ ત્યાં બેસી જ્ઞાનગોષ્ઠી કરતા અને રાત્રે આઠેક વાગે છૂટા પડતા. એ જગાનો નિર્વાહ આ સેવકો જ ચલાવતા. બાવાઓની સોબત એટલે એમાંના કેટલાક તંબાકુની ચલમ પીતાં શીખેલા અને બીજાઓ શીશાધારી તથા પતરાજી ખાતર ગાંજાની ચલમ પણ ફુંકતાં—એમ બતાવવાને કે હમે એવા સશક્ત છીએ કે હમને એનો નિશો ચઢતો નથી. પણ એ ખોટું હતું. માદક પદાર્થનો નિશો ચઢ્યા વગર રહે નહિ અને એ વ્યસન છૂટે નહિ. એટલે એઓ તેના ભોગ થઈ પડતા અને ઘેર પણ તેમજ કરતા.

તે વખતનાં બાળકો તથા યુવકોનાં જીવનનો ચિતાર આપવા માટે આ હકીકત જણાવી છે. એ પછીના વખતમાં એટલે જેમ જેમ પાશ્ચાત્ય રીતના પાયા પર રચાએલ કેળવણી આગળ વધતી ગઈ અને યુવકો અંગ્રેજી કેળવણી લેતા થયા તેમ તેમ તેઓ વધારે ભયંકર વ્યસનના ભોગ થઈ પડ્યા તે સંબંધી હકીકત આગળ જતાં આવશે.

આ તો તે સમયનું વાતાવરણ કેવું હતું તેનો કાંઈક ખ્યાલ આપવા લખ્યું છે.

મારું પ્રાથમિક શિક્ષણ ભરૂચ અને સુરત વચ્ચે વહેંચાઈ ગયું હતું.

નવા દહેરા પાસેની પ્રાથમિક નિશાળમાં થોડુંઘણું એટલે ત્રીજી ચોથી ચોપડી શીખી હું લાલ બજારની મ્હોટી સ્કૂલમાં ગુજરાતી સાત ધોરણ પૂરાં કરવા ગએલો. હેડમાસ્તર ગોધરા તરફના હતા. બહુ સખત સજા કરતા. ઘેર બોલાવતા અને કામ કરાવતા. આ નિશાળમાં મારા જોડીઆ પ્રોફેસર બળવંતરાય કલ્યાણરાય ઠાકોર હતા. મારો અને એમનો નિશાળ જવાનો રસ્તો એક જ હતો અને હમે રસ્તામાં મળી જતા. ઉમરે ન્હાના પણ શરીરનો બાંધો ને ઘાટ તો ભવિષ્યમાં એ બંને કેવાં થશે તેનો સાચો ખ્યાલ આપતાં હતાં. બોલવામાં હાલની જ ઘાટી અને એજ ધીમાશ. એમના સગા મામા ગુલાબરાયને મારા કુટુંબ જોડે પરિચય સારો હતો તે પણ હમારા બે વચ્ચેની એક જાતની સાંકળ હતી. આશરે ૬૫-૬૮ વરસની એ મિત્રતા હજુ સુધી જળવાઈ રહી છે, એ પ્રભુનો પાડ.

સૂરતમાં ગુજરાતી કેળવણી નવાપરાની સ્કુલમાં તથા ત્રિપુરાશંકર માસ્તરની સ્કુલમાં લીધેલી, પણ તે તૂટક તૂટક. સૂરતની તે સમયની સઘળી નિશાળોમાં ત્રિપુરાશંકર માસ્તરની સ્કુલ બહુ વખણાતી. એ ત્રિપુરાશંકર જેઓ જ્ઞાતિએ નાગરબ્રાહ્મણ હતા તેઓ છોકરાઓની સારી સંભાળ લેતા. મારા પિતાશ્રી તે વખતે એમના ઉપરી એટલે ડેપ્યુટી એજ્યુકેશનલ ઈન્સ્પેકટર હતા તેથી મારા પર નજર વધારે રાખે, એ સ્વાભાવિક હતું.

ગુજરાતીકેળવણી પૂરી કરી હું ભરૂચની હાઈસ્કુલમાં અંગ્રેજી કેળવણી માટે દાખલ થયો. તે વખતે એ હાઇસ્કુલના હેડમાસ્તર પ્રોફેસર મોહનલાલના પિતાશ્રી રા. બા. પાર્વતિશંકર મણીશંકર દવે હતા અને તેમના હાથતળે આસીસ્ટંટ તરીકે રા.સા. છબીલારામ દીક્ષિત જે હાલના ઓરીએન્ટલ ટ્રાન્સલેટર ભાઈ જ્યોતીન્દ્ર હરીહર દવેના સગા થાય. એ છબીલારામ સ્નાન, સંધ્યા વગેરે તથા બ્રાહ્મણોને કરવાનાં પાઠ-પૂજાના બહુ રસીયા હતા. સંસ્કૃતનું જ્ઞાન ઊંચા પ્રકારનું હતું અને નર્મદા નદીનો પવિત્ર કિનારો મળેલો એટલે એમણે એક નર્મદા મંડળ સ્થાપ્યું અને તે મંડળનું કામ એ કે, સાંજના નર્મદાને કિનારે મળી સૌએ ત્યાં સ્નાન સંધ્યા કરવાં અને રાત્રે નવ-દસ વાગે નવ ચોકીને ઓવારેથી નીકળી ભૂતનાથ મહાદેવનાં દર્શન કરી પછી વિખેરાવું. દર સોમવાર મહાદેવનો વાર એ મંડળ ઉજવતું અને શિવને પ્રિય મોદકનું જમણ જમતું. એ મંડળમાં બ્રાહ્મણ સિવાય હમારી જ્ઞાતિના વાણીઆઓ

પણ જોડાયા હતા. અને "હર નર્મદે"ના ઉચ્ચાર સિવાય પરસ્પરને વધાવી લેતા ભૂલતા ન હતા. તે વખતે ભરૂચની પ્રાથમિક શાળાઓમાં કવિતા શીખવનાર સુરતના વિસનગરા નાગર કવિ દલપતરામ દુર્લભરામ હતા. એમની તે સમયના કવિઓમાં કાંઇક ગણત્રી હતી. વ્રજ ભાષાનાં કાવ્યોનું એમને જ્ઞાન સારું હતું, કારણ તે વખતે એ ભાષા શીખવાની ફેશન હતી. એઓ જેપૂર વગેરે સ્થળે જઇ એ ભાષાના ગ્રંથોનું સંશોધન કરી આવેલા અને એમણે કાવ્યને લગતાં પુસ્તકો પણ બહાર પાડ્યાં છે. કનૈયાલાલ મુનશીએ અમર કરેલા દા. કેવળરામ, ધીરજ કાકા વગેરે કવિ દલપતરામ ઉપરાંત એ મંડળના સભ્ય હતા. તે સમયના ધાર્મિક જીવનનું આ એક પાસું બહુ આગળ તરી આવતું હતું અને સ્નાન સંધ્યા પ્રત્યે જેઓ ઉદાસીન રહેતા તેમને ચાબખા મારતું હતું. છબીલારામના ગયા બાદ એ મંડળ અસ્તવ્યસ્ત થઇ ગયું. જેમ ખાખચોકમાં બેસનારાઓને ગાંજાની લત લાગી હતી તેમ નર્મદા મંડળવાળાઓને શિવને પ્રિય "સરદી" (ભાંગ) પીવાની લત લાગી હતી.

હમારું કુટુંબ વૈષ્ણવ સંપ્રદાયી હતું. ઘરમાં ઠાકોરજીની મ્હોટી સેવા હતી અને હજુ પણ છે; છતાં હમારી બ્હેનોને શિવ સંપ્રદાય તરફ મમત્વ વધારે હતું.

અંગ્રેજીનાં બે જ ધોરણ હું ભરૂચમાં શીખી શક્યો. પછી મારે ભાવનગર જવાનું થયું. રા. બા. પાર્વતિશંકર જોડે, એઓ સુરતના હતા. એટલે, હમારે ઘર જેવું હતું. હું એમને ત્યાં ઘણી વખત જતો અને એમના ધર્મપત્ની—ઓફ. મોહનલાલની માતુશ્રી—મારા પર બહુ હેત રાખતાં. એમની નિશાળમાંથી ખસી મારે ભાવનગર જવાનું નક્કી થયું તેથી એમને બહુ ખોટું લાગ્યું.

વખતોવખત સુરત રહેવાનું થતું હોવાથી એક ફાયદો એ થયો કે સુરત જીલ્લાનાં ઘણાંખરાં ગામડાં મારા જોવામાં આવ્યાં. નિશાળોની પરીક્ષા લેવા મારા પિતાને ગામેડે ગામડે ફરવું પડતું. તે વખતે મને પોતાની સાથે રાખતા. વરસના આઠ મહીના ફરવું પડતું. ચોમાસાના ચાર મહીના સુરતમાં ગાળવા પડતા. તે વખતે સુરત શહેરની કેટલીક સ્કુલો પણ જોવામાં આવી. મુસાફરી માટે બે બળદોની જોડવાળું મ્હોટું શીગરામ રાખ્યું હતુ: તે શીગરામમાં બેસી ગામેગામ જતા. રસ્તા સારા નહિ.

ધરેડીઆ રસ્તા. ખાડા તો એવા હોય કે તેમાં પૈડાં પડતાં, હમે અંદર બેઠેલા માણસો ઉછળીએ. અને આવી કપરી મુસાફરીઓ કરી મારા પિતાનું શરીર સુદૃઢ બની ગયું હતું. પાછળથી કામનો બોજો વધી પડવાથી એમને એક મદદનીશ આપવામાં આવેલો તે હાલના મી. ન. જ. શેખ. બી.એ. એલ. એલ. બી. ( અમદાવાદના ) ના પિતા ખાનસાહેબ જાનમહમદ શેખ. તેમને સુરત જીલ્લાના દક્ષિણ ભાગમાં ફરવાનું હતું. તેમની જોડે પણ હું જતો. ઉદવાડા વગેરે એજ રીતે જોએલાં. કારકુનો, સિપાઈઓ હમારી સાથે "કેંપ" માં રહેતા, જમતા ને સુતા એટલે એ રીતે એકાંત લાગતું નહિ. ભરૂચ છોડવા સાથે મારા જીવનનું પહેલું પ્રકરણ પુરૂં થયું ને બીજાનાં મંડાણ મંડાયા. ભરૂચ છોડવું પડયું તેનું કારણ મારે બહુ દિલગીર થવા જેવું છેઃ મને creditable નથી. તે વખતે જે મ્હારા સોબતીઓ હતા તેઓ ખરાબ લતે ચઢી ગયા હતા અને મારી આસપાસનું વાતાવરણ કુત્સિત-દુષિત-ગંદું થઇ ગયું હતું. અને મારા ઘરનું વાતાવરણ Spartan હતું. મારા માતુશ્રી સુરત રહેતા હતા. એટલે મને ઉછરવાનો ભાર મારાં સૌથી મ્હોટાં બ્હેન-જેઓ નાનપણમાં વિધવા થયાં હતાં, અને જેઓ મારા વડીલોની ગેરહાજરીમાં હમારૂં ભરૂચનું ઘર ચલાવતાં હતાં તેઓ સ્વભાવે કરડાં અને સખત હતાં. અને સ્કુલમાં જતી વખતે ત્યાં ખાવાનું વગેરે લેવાને માટે ઘેરથી પૈસા આપવાની વિરૂદ્ધ હતાં. સ્કુલમાંના સોબતીઓ છુટે હાથે ખાવાનું ને હું જોયા કરૂં એ ઠીક લાગતું નહિ, અને તેથી તેવું ખાવાનું લેવા યેન કેન પ્રકારેણ એક બે પૈસા વધારે નહિ-ખોટી રીતે લેવાની લાલચ હું અટકાવી શકયો નહિ. મારાં બ્હેન ઘરનો હિસાબ રાખતાં અને બહુ ચોક્કસ હતાં, જો કે પૈસા ઉઘાડા ખાનામાં રાખતાં. છતાં એક-બે પૈસા પણ ખૂટે તો તેઓ પકડતાં. મને પુછતાં મેં કબૂલ કર્યું", આથી મને આવી સોબત છોડાવવી એવો તેમનો વિચાર થયો.

આ સિવાય બીજું પણ કારણ હતું. જો કે હમો મુકાબલે ઉમરે નાના હતા છતાં કેટલે ખોટે રસ્તે ચઢી ગયા હતા. હમને સૌને બીડી પીવાની સખત મના હતી છતાં પીતા હતા. જેમને બીડી ખરીદવાના પૈસા ન મળે તે નેતર પીતા. સળગતી નેતરના કાણામાંથી ધૂમાડો નીકળતો તે નાક વાટે

મેં મારાં પાત્રો વિશે મારો મત ટાંક્યો નથી છતાં પણ શ્રી મ'મને એમ લાગે છે કે રૂપાંને જબરદસ્તીથી મ્હોટાને ઘેર મોકલવામાં મેં કોઈ હીન પ્રકારનો સંતોષ માણ્યો છે, એટલે કે રૂપાંના પતનમાં હું રાચ્યો છું. આવેશમાં આવી જઇ આ લાગણીઓનું મારા પર આરોપણ કરવાને શ્રી મ'મને કાંઈ પણ કારણ મારી નવલિકામાંથી મળતું નથી. તેમનો આક્ષેપ ગેરસમજને લઇને જ કરાયો છે. આથી આગળ જઈ શ્રી મ'મની એક અક્ષમ્ય ગેરસમજનો દાખલો લઇએ તો રૂપાંએ બીજા બાળ વિશે એમની આગળ જે ફરિયાદ કરી છે તે. મેં મારી નવલિકામાં લખ્યું હતું કે: " તેમાંથી પાંચેક બાળકોને નાનીમોટી ઉંમરે યમને સ્વાધીન કરી રૂપાં નિશ્ચિન્ત થયેલી." આ વાક્યનો અર્થ એ મહાશય એમ કરતાં લાગે છે કે રૂપાંએ તેનાં પાંચેક બાળકોને મારી નાંખેલાં ! શ્રી० મ'મની અણુ-સમજ, ગેરસમજ અને અજ્ઞાનના આવા નાના દાખલા ટાંકવામાં કાંઈ અર્થ નથી, એટલે એ બાબત તો આટલેથી જ પતાવું છું.

હવે તાત્ત્વિક પ્રશ્નો પર આવીએ. મેં ઉપર જણાવ્યું છે તે પ્રમાણે મારી વાર્તાથી શ્રી० મ'મની નીતિની ભાવનાને આઘાત લાગ્યો છે. રૂપાંએ એમનું હૈયું સર કર્યું છે, એટલે એ મહાશય એમની ભાવના પ્રમાણે આદર્શ સ્ત્રીના સર્વે ગુણોનું રૂપાં પર આરોપણ કરે છે. એમની માન્યતા પ્રમાણે રૂપાં જે આટલી રૂપાળી છે તે અવશ્ય પતિભક્તા, સુશીલા પોતાના પતિદેવને કોઈ વાર કટવા વેણ ન કહે તેવી મીઠાબોલી, વત્સલ, ગુણિયલ ગૃહિણી હોવી જોઇએ. એમની કલ્પનાજનિત રૂપાં એમને મારી નવલિકામાં મળતી નથી, એટલે તેઓશ્રી સીધો મારા પર આરોપ મૂકે છે કે મેં રૂપાંને અન્યાય કર્યો છે. પણ આ બાબત જે સત્ય છે તે શ્રી० મ'મએ જ વ્યક્ત કર્યું છે. તેમના કલ્પના પર હાજર થતી રૂપાં વિશે તે મહાશય લખે છે કે: " એ આ દુનિયાથી પર એવી એક નવી જ દુનિયાની રૂપાં હોય એવી હતી. " વસ્તુતઃ શ્રી० મ'મની રૂપાં તે મારી રૂપાં નથી. શ્રી० મ'મની રૂપાં કોઈ નવી જ દુનિયાની છે; મારી રૂપાં આપણી જૂની પુરાણી દુનિયાની છે. શ્રી० મ'મની રૂપાં એક આદર્શ સતી છે, મારી રૂપાં એક સામાન્ય સ્ત્રી છે. શ્રી० મ'મની રૂપાં કોઇ મધ્યમવર્ગના સદ્‌ગૃહસ્થનું ઘર દીપાવે તેવી ગૃહિણી છે; મારી રૂપાં સંસાર-

૫

નો ભાર એકલે હાથે વહેતા મથતી એક ગરીબ સ્ત્રી છે. સારાંશ કે શ્રી૦ ગાંગની રૂપાં નન્દનવનનું પારિજાત છે, મારી રૂપાં કાદવકીચડમાં ઊગતું કમળ છે.

સતીત્વ એક ભાવના છે, પણ સ્ત્રીત્વ એક હકીકત છે. વાસ્તવવાદી કલાકાર આકાશના તારા તરફ મીટ માંડી રાખવાને બદલે અણગમતું સત્ય ઓળખવાનો પ્રયત્ન કરે ત્યારે શ્રી૦ મંમ જેવા આદર્શવાદીઓ ધર્મ અને નીતિને નામે દુનિયા ગજાવી મૂકે છે. કોઈ પણ કલાકૃતિને લૌકિક નીતિની દૃષ્ટિએ જોઈ એને ઇષ્ટ અગર અનિષ્ટ જાહેર કરવામાં કલાનું માન સચવાતું નથી. કલાનું માપ રસદૃષ્ટિવડે જ કાઢવું જોઇએ. મારું કહેવું એમ નથી કે કલા અને નીતિને કાંઈ જ સંબન્ધ નથી. એથી ઊલટું મહાન્ કલાકાર જે રીતે નૈતિક પ્રશ્નોનું હાર્દ જોઈ શકે છે તે રીતે ફક્ત નીતિવાક્યોનું રટન કરતા નીતિપૂજકો જોઇ શકતા નથી. વળી લોકમાન્ય નીતિમાં પણ ફેરફાર થયા કરે છે અને તેથી સત્યાન્વેષણ માટે પરંપરાગત નીતિના ધોરણો વિશે નવીન દૃષ્ટિબિન્દુઓ કલા તથા વિવેચનમાં રજૂ થવાં જ જોઇએ. સતીત્વની ભાવના એ હિન્દુઓનો પરંપરાગત વારસો છે, એટલે જે લોકો એને અનાયાસે વળગી રહે છે એમની નજરે સતીત્વ જેવો બીજો કોઈ ઉચ્ચ આદર્શ નથી. પરન્તુ ઢાલની બીજી બાજુ તપાસીએ તો એમ નથી લાગતું કે સતીત્વની ભાવનાને લઇને આપણે પુરુષાતન ગુમાવી બેઠા છીએ? જો સતીત્વની ભાવનાએ આપણી સ્ત્રીઓને ઉન્નત કરી છે, તો એ જ ભાવનાએ આપણા પુરુષોને અવનત કર્યા છે. કારણ કે સ્ત્રીનો પ્રેમ એ એવી વસ્તુ છે કે તેને મેળવવાને તથા તેને ટકાવી રાખવાને અથાગ પ્રયત્ન કરવાની પુરુષને સ્વાભાવિક વૃત્તિ થાય છે. પણ જ્યાં સતીત્વની ભાવના છે ત્યાં અરીણી જેવા નાલાયક પુરુષો પણ સતીના પાલવથી ઢંકાય છે. રૂપાં મ્હોટાને શરીર સોંપે છે તેમાં શ્રી૦ મંમને એમ લાગે છે કે રૂપાં પોતાના દેહને ઉકરડે ફગાવી દે છે. પણ પુરુષાર્થહીન અરીણીની પત્ની તરીકે રૂપાં જેવી સ્ત્રી આખું જીવન વિતાવે તેમાં એમને કાંઇ જ અયોગ્ય લાગતું નથી. સ્ત્રીના પ્રેમ જેવા ઉત્કટ પ્રેરક બળને આપણે આપણા જીવનમાંથી લગભગ દેશવટો દીધો... રેશમાતલ કર્યું છે. આપણે એ પીન્જળીને શીશામાં ઉતારી છે, અને એ શીશાને અભરાઇએ ચઢાવી દીધો છે. મતલબ એ છે કે સતીત્વ

જેવી ઉચ્ચ ભાવના વિશે પણ બે મત હોઇ શકે. એટલે જો વિવેચક પોતાની નીતિવિષયક સંકુચિત ખ્યાલોથી જ દેરવાઇને કલાને કસોટીએ ચઢાવે તો તેમાં વિવેચનનું સાફલ્ય થતું નથી.

અલબત્ત મારા તથા શ્રી મ'મના નૈતિક દષ્ટિબિન્દુમાં ફેર છે. મને લાગે છે કે એમને મન પતિતા રૂપાં ધૃણાને પાત્ર છે, મારે મન પતિતા રૂપાં કરુણાને પાત્ર છે. શ્રી૰ મ'મને રૂપાં માટે માન છે, એટલે તેઓશ્રી એને ધૃણાજનક પરિસ્થિતિમાં જોઈ શકતા નથી, અને તેથી જોર-શોરથી જાહેર કરે છે કે રૂપાંના પતન માટે કોઈ જવાબદાર હોય તો તેનો સર્જક જ! રૂપાંને માટે મને પણ માન છે, પણ જીવનમાંથી મળતા દુઃખદાયક સત્ય માટે મને એથી પણ વિશેષ માન છે, એટલે રૂપાંને સુખી કરી મન મનાવવા જેવી કાયરતા હું કરી શકતો નથી. જ્યારે હકીકત આમ છે ત્યારે શ્રી૰ મ'મને એમની અંધારી મારી આંખો પર ચઢાવવાનો શો હક્ક છે?

પરમ નીતિમાન્ શ્રી૰ મ'મને મારી નવલિકામાં જ્યાં ત્યાં રૂપાળી સ્ત્રીઓ પ્રત્યે કુદષ્ટિ જ દેખાય છે. મેં લખ્યું છે કે: રૂપાંનું રૂપ રસિક જોનારને મુગ્ધ કરે તેવું હતું. આ વાંચીને શ્રી૰ મ'મ પોકારે છે કે એવી રસિકતા લાજી કેમ મરતી નથી? સુંદર સ્ત્રીને સુંદર કહેવામાં પણ રસિક-તાની જરૂર પડે છે એ વાત શ્રી૰ મ'મ ભૂલી જાય છે. એક સ્ત્રીનું રૂપ જોઇ કોઈ પુરુષના મનમાં સ્વાભાવિક અહોભાવ થાય તો તેમાં શરમાવા જેવું શું છે? એક પુરુષનું રૂપ જોઇ કોઈ પુરુષ મુગ્ધ થાય તો તેમાં શ્રી૰ મ'મને કાંઇ વાંધા ભરેલું ન લાગે; પરન્તુ એક સ્ત્રીનું રૂપ જોઇ જો કોઈ પુરુષ મુગ્ધ થાય તો તેમાં એ મહાશયને ઘણું ઘણું શરમાવા જેવું જણાય છે. કારણ કે શ્રી મ'મ એવા મતના છે કે રૂપાળી સ્ત્રીના રૂપથી મુગ્ધ થવું અને તેના રૂપનો ઉપભોગ કરવાની ઇચ્છા રાખવી એ સરખેસરખું છે. એમને મન સૌન્દર્યપિપાસા અને દેહલાલસામાં કાંઈ જ ભેદ નથી. તેઓશ્રીનો એવો ખ્યાલ છે કે સૌન્દર્યવતી સ્ત્રી તરફ એક જ દષ્ટિથી જોઈ શકાય છે અને તે વિષયતૃષ્ણાની. શ્રી૰ મ'મ આત્માના રંક છે અને જીવનમાં ઘણું ઘણું જોવા જેવું એ જોઇ શક્યા હોય એમ લાગતું નથી. વસ્તુતઃ સ્ત્રીના રૂપ પ્રત્યે ઉપભોગની દષ્ટિથી જ નહીં પણ

આરાધનાની દૃષ્ટિથી પણ જોઈ શકાય છે. લગભગ દરેક પુખ્ત વયે પહોંચેલા પુરુષને સીધી અગર આડકતરી રીતે સ્ત્રીના રૂપમાં રસ હોય છે. મને કહેતાં ખેદ થાય છે કે શ્રી. મ'મ પણ આ મોહમળથી અલિપ્ત રહી શકયા નથી. તેઓશ્રી કદાચ રૂપાળી સ્ત્રીઓ આગળ આંખો નમાવી દેતા હશે, છતાં પણ સ્ત્રીના રૂપે તેમના હૃદયનો કબજો લઈ લીધો છે, અને વાત એટલે સુધી ગઈ છે કે તેઓશ્રી રૂપાળી સ્ત્રીની બાબતમાં સત્યાસત્ય પારખવાની વિવેકબુદ્ધિ પણ ગુમાવી બેઠા છે. શ્રી.મ'મને એમ લાગે છે કે મારી વાર્તાનો હેતુ સ્ત્રીજાતિના રૂપને હલકી નજરે જોવાની દૃષ્ટિ, સાહિત્યની દુનિયામાં, ઊભી કરવાનો છે. મારી નવલિકા કોઈ એક રૂપાળી સ્ત્રી વિશે છે. તે અમુક સંયોગોવશાત્ ભ્રષ્ટ થાય છે. આમાં એ મહાશયને સમસ્ત સ્ત્રીજાતિનું અપમાન થતું લાગે છે. શ્રી.મ'મને એ સત્ય વિદિત નથી કે દુનિયામાં ઘણી રૂપાળી સ્ત્રીઓ સંયોગવશાત્ ભ્રષ્ટ થાય છે? સ્ત્રીના રૂપ પ્રત્યે ભક્તિભાવથી છલછલ થતું શ્રી.મ'મનું હૃદય એમ કહેતું લાગે છે કે જે સ્ત્રી રૂપાળી હોય તે સદાસર્વદા પવિત્ર અને સદ્‌ગુણી જ હોવી જોઈએ!

હવે શ્રી. મ'મએ મારી નવલિકાની કલાની દૃષ્ટિએ કરેલી ટીકા પર આવીએ. અત્રે શ્રી.મ'મનું દૃષ્ટિબિન્દુ માનનીય છે. એમનું વકતવ્ય એ છે કે જે સંયોગોને લઈને રૂપાં મ્હોટાને ઘેર જવા ચાલી નીકળે છે, તે સંયોગો રૂપાંના પતન માટે પૂરતા નથી. એમના ધારવા પ્રમાણે રૂપાં નવલિકામાં રજૂ કરેલા ખોટા રૂપીઆના પ્રસંગ પછી પણ પોતાનું શિયળ રક્ષી શકી હોત.

જે સંયોગોને લઈને રૂપાંને પોતાની ટેક છોડવી પડે છે તે સંયોગો આ રહ્યા. વીસ વીસ વરસના કપરા જીવનથી રૂપાં કાયર થઈ ગઈ છે. આખા કુટુમ્બનો બોજો એને શિર હોવાથી એને ઘણો જ માનસિક ત્રાસ પડે છે. રૂપાં દેવામાં એટલી ડૂબી ગઈ છે કે ફરીથી તેનાથી પગભર થવાય તેમ નથી. માની સ્વભાવ હોવા છતાં તેને સોનુદારો આગળ ગમ ખાઇ જવી પડે છે. રૂપાં મન અને વચનથી સતી નથી, એટલે કોઈ પણ સંયોગોમાં ભ્રષ્ટ ન જ થાય એવું નથી. આટલાં વર્ષ સ્વમાનની લાગણીથી પ્રેરાઈને એણે પ્રલોભનો પાછાં ઠેલ્યાં હતાં. ખોટા રૂપીઆનો પ્રસંગ તેને

મ્હોટા આગળ તદ્દન માનભંગ કરી નાખે છે. જે દિવસે આ બનાવ બને છે તે દિવસે કજીઆકંકાસને લઇને રૂપાંની માનસિક સ્થિતિ સમતુલામાં નથી. પુરુષાર્થહીન અરીણી જ ખોટી રૂપીઓ લાવી તેને માનભંગ કરવામાં કારણભૂત થાય છે. રૂપાંની નિઃસહાયતા ઢાંકી રહેતી નથી. એ કારી ઘાની તાત્કાલિક અસર એવી થાય છે કે રૂપાંને તેનું શરીર કોના હાથમાં જઈ પડે છે તેની બિલકુલ દરકાર રહેતી નથી. એટલે રૂપાં મ્હોટા જેવા કદરૂપી પુરુષને ઘેર જવા ચાલી નીકળે છે.

આમાંના કેટલાક સંયોગો શ્રી મંમને માન્ય નથી–જેમ તેમને મારાં પાત્રો પણ માન્ય નથી. તેઓશ્રી એમ માને છે કે વીસ વરસે દરદ કોડે પડે તો રૂપાંને તેનું કપરું જીવન સદી જવું જોઇએ. પણ વસ્તુતઃ લાંબી માંદગીથી કંટાળી જઇને આપઘાત કરતાં સ્ત્રીપુરુષોની સંખ્યા જૂજ નથી. એટલે રૂપાં જેવી સામાન્ય સ્ત્રી શામાટે કાયર ન થાય? રૂપાંનાં છોકરાં ઊનો રોટલો માગે અને તેથી ઘરમાં કંકાસ થાય એ વાત શ્રી.મંમને ગળે ઊતરતી નથી. એમના માનવા પ્રમાણે ગરીબનાં છોકરાં સદાસર્વદા સંતોષી હોય છે, અને બાળહઠ તવંગરનાં બાળકોનો જ ઇજારો છે. શ્રી. મંમને એમ લાગે છે કે માત્ર એક રૂપીઆ ખાતર રૂપાં શામાટે દેહ ઉકરડે ફગાવી દે? તેઓશ્રી વહેપારી લાગે છે, કારણ કે એક રૂપીઆમાં તેની મામૂલી કિંમત સિવાય બીજું કાંઈ તેમને જણાતું નથી. જો મારી નવલિકા ધ્યાનથી વાંચવામાં આવે તો જણાશે કે ખોટી રૂપીઓ તો એક નિમિત્ત માત્ર છે, રૂપાંનું પતન અને એક રૂપીઆ જેવી નાની રકમ વચ્ચે મહત્ત્વનો સંબન્ધ નથી. અરીણી ખોટી રૂપીઓ લઈ આવે છે એ પ્રસંગમાં રૂપાંની પૂરેપૂરી નિઃસહાયતા વ્યક્ત થાય છે. ફરીથી એક વાર રૂપાંનો ધણી તેની કમઅક્કલનો પુરાવો આપે છે, અને વિધિનું ક્રૂર હાસ્ય રૂપાંને મૃતપ્રાય કરી નાખે છે. રૂપાંનું મન એટલું ઉજ્જડ થઇ જાય છે કે રૂપીઓ કોઇ બીજી રીતે મેળવી શકાય તેમ છે એ વિચારવા જેટલી પણ તેને સાન રહેતી નથી. અને કદાચ જો રૂપાં શ્રી૦ મંમની તીવ્ર વ્યાવહારિક બુદ્ધિ વાપરીને ભેંસ છોડી આપત તો પણ તેના આર્થિક પ્રશ્નનો નિવડો આવે તેમ ન હતું. જો શ્રી૦ મંમ રૂપાંના મનોજીવનને સમભાવપૂર્વક સમજવાનો પ્રયત્ન કરશે તો એમને જણાશે કે "ખોટું નાણું" ના અન્તમાં કાંઇ

અસંગત નથી.

મારી વાર્તોનો બચાવ કરવામાં બહુ લંબાણ થઇ ગયું છે. એ નવલિકાની તરફેણમાં મારે કાંઇ લખવું ઉચિત નથી. એટલું કહી લઉં કે મારી નવલિકા ઘણી જ કાળજીપૂર્વક લખાય છે, કારણ કે તે એક પ્રયોગ કરવાના ઇરાદાથી લખાય છે. આ વાર્તામાં મેં Irony ભારોભાર ભરી છે, કારણ કે હું માનું છું કે ગુજરાતના નવલિકા તથા નવલકથા સાહિત્યમાં કલાની દૃષ્ટિએ જે શિથિલતા જોવામાં આવે છે, તે દૂર કરવાને Irony એક સારું સાધન છે. પાશ્ચાત્ય સાહિત્યમાં છે તેમ આપણા સાહિત્યમાં Irony નું તત્ત્વ પરંપરાગત નથી. તેથી આપણી રસવૃત્તિ Irony ઓળખવા જેટલી કેળવાઇ નથી. એટલે શ્રી૦ મ'મ જેવા વાચકો મારી વાર્તાના મર્મ વિશે ગૂંચવાડામાં પડી અવળે ચીલે ચઢી જાય એ સ્વાભાવિક છે. પણ શ્રી મ'મ જેવા વાચકો વિવેચન કરવા કમર કસે ત્યારે તેમણે થોડુંઘણું શિષ્ટાચારનું ભાન રાખવું જોઇએ, એમ તો કહેવું જ જોઇએ.

ભાઇલાલ પ્ર. કોઠારી

# નહીં એડનારા

[ આ નાની નાટિકા અત્યંત સરળ, સુંદર અને કરુણ છે. એની મહત્તા એના વસ્તુવિધાન તથા પાત્રાલેખનમાં છે. પ્રારબ્ધના બળ આગળ માનવી બિચારો દયાપાત્ર દીસે છે. પાલી—એક માછીમાર માતા, પોતાની દૃષ્ટિ સમક્ષ જ, એક પછી એક, એના કુટુંબીઓને-પતિ, પિતા, પાંચ યુવાન પુત્રો સર્વેને જળઓઘમાં સમાઈ જતાં જુવે છે. છઠ્ઠો છોકરો છીંતિયો ખેપેથી પાછો ન આવતાં પ્રવાહમાં ઘસડાઇ આવેલાં એનાં વસ્ત્રો માત્ર મળી આવે છે. જીવન મૃત્યુના ભીષણ સંગ્રામ ખેલતી સંયમમૂર્તિ માતા અધીરતા સેવે છે. સાતમા દીકરા પાંચિયાને કુટિર બહાર જવાની મના કરે છે. પરંતુ ભાવિ પ્રબળ છે...અને ન બનવાનું બને છે. પ્રકૃતિ અને માનવ સ્વભાવના સંઘર્ષો પાલીના પાત્ર દ્વારા અતિ નાજુકાઇથી રજૂ કર્યા છે. ભાષા અને વાતાવરણ પણ ભાવ તથા રસને અનુકૂળ છે—તંત્રી ]

સ્થળ : ચાણોદથી થોડે દૂર રૂદ પાસે કરમંઆ અને નર્મદાના સંગમને

આરે આવેલી ઊંચી કરાલ ભેખડો ઉપરનાં માછીમારોનાં તાડછાંથી છાયેલાં ઝુંપડાં.
સમયઃ વર્ષાની એક સંધ્યા. પાત્રોઃ પાલી—સાત દીકરા અને બે દીકરીઓની વૃદ્ધ મા. રૂપલી—મોટી દીકરી. ખેમી—નાની દીકરી. પાંચિયો—સાતમો દીકરો.

(ચાણોદ અને અનસૂયા વચ્ચેની રમણીય કુદરત વર્ષામાં રૌદ્ર સ્વરૂપ ધારણ કરે છે. મુશળધાર વરસતો મેઘ, આકંઠ વહી જતી સંપમપૂર્ણ નર્મદાની તોફાની ઓરના સંયોગને અંગે તાંડવની ભયાનકતા, અને દૃષ્ટિ પ્રયત્ને પહોંચે એટલો વિશાળ પટ, જોનારને ઘડીભર સાહસશીલ બનાવી મૂકે તેવાં હોય છે.

પાલી ઘરની બહાર ફળિયામાં કોઈને ત્યાં ગયેલી છે. ઘાસલેટના દીવાના આછા પ્રકાશમાં બે દીકરીઓ વરસાદથી અને પવનથી ફાટી ગયેલા સઢને સાંધવામાં રોકાયેલી છે. બહાર પવન અને વરસાદનું તોફાન આજે અસહ્ય બનતું જાય છે. એકાએક એક પ્રચંડ કડાકા સાથે આસમાન ગડગડે છે અને કાંઈ મિનિટો સુધી વીજળી અવિરત ઝબકે છે.)

રૂપલીઃ—(ભયથી) અલી જોને મા કેમ ના'વી ?

ખેમીઃ—મા તો એ...પેલા મેલિયાની છાપરીમાં બેઠી.

રૂપલીઃ—અલી મેલિયાને તો માતા આવે છે, તું જાણે છે કે ? પેલાં નોરતામાં મા ઊભી હશે તેને કહે છે 'જા બાઈ જા, દીકરા હંભાળ્ય !' ત્યારની મા આપણા છીતિયાને અને પાંચિયાને વીલા નથી મૂકતી.

ખેમીઃ—અરે આટલા મોટા છોકરા તે કાંઈ ઘરમાં ભરાઈ રહે ? એ તો માડી કે' કે ના કે' તોય ખેપે જવાના જ.

રૂપલીઃ—ખેમી, માન ન માન પણ છીતિયો ગયો છે ત્યારથી માનું ચિત્ત ઠેકાણે નથી. કાંઈ ને કાંઈ બબડ્યા જ કરે છે.

ખેમીઃ—(ભયની આશંકાથી) રૂપી, બ્હેન, પેલો ધનિયો સવારે લખાયાનું પોટકું આપી ગયો છે. કહેતો હતો કે છીતિયો એમની જોડે ખેપે ગયો'તો પણ પાછો એમના જોવામાં આવ્યો નથી.

રૂપલીઃ—(ચમકે છે) છોડ બ્હેન છોડ, આપણું નસીબ તો ફૂટેલું નથી ને ? ઘડી પછી માડી આવશે તો ઝૂરી મરશે, બાઈ આ ઘરના દુઃખનો ય હવે ક્યાં છેડો છે ?

(ખેમી કપડાંની પોટલી છોડે છે. બન્નેની નજર એકી સાથે છીતિ-

યાનાં કપડાં પર પડે છે તે સાથે તેમનાથી ચીસ પડાઈ જાય છે.)

રૂપલીઃ—ઓય મા...રે આ તો છીતિયાનાં જ છે !-અરેરે ભગવાન, અમારા ગરીબનું શું થવા બેઠું છે ? ઓ છીતિયા રે (રડે છે. ખેમી રૂપલી સાથે આંસુ સારતી પ્રવાહમાં તણાઈ ગયેલા ભાઈનાં કપડાં સામે જોઈ રહે છે.)

(દૂરથી પાંચ પાંચ જુવાન દીકરાનાં મોતથી અરધી ગાંડા જેવી બની ગયેલી કાંઈક બબડતી આવે છે.)

પાલીઃ—માતા ને બાતા, મુંઆં બધાં મને જ ખાવા બેઠાં છે ! મેં મોઈએ કયે ચોમાસે નાળિયેર નથી ચડાવ્યું તે રાંડ મારાજ દીકરા ભરખે છે ? અલી તારે બીજાના ભરખને? મેં તારું હું બગાડયું છે ?

રૂપલીઃ—ખેમી ! આ કપડાં ઝટ સંતાડી દે. જા લઈ જા અહીંથી.

ખેમીઃ—(કચવાટ તેમજ ગભરાટથી) પણ કયાં સંતાડું બેન ?

રૂપલીઃ—કર્યા શું ? ઉપર ઘાસના પૂળા પાછળ, જા નાખી આવ.
(ખેમી ઝટપટ પોટલું ઉપર ફેંકી આવે છે. (પાલી પ્રવેશે છે)

(ઘરમાં વળી પાછી મૃત્યુની શાન્તિ પથરાઈ જાય છે. આછા પ્રકાશમાં નીચે પાથરેલો ધોળો સડ કોઈ શબના કફન જેવો દેખાય છે. સાંધનારાંઓ જાણે એ શબને સાચવી રહ્યા હોય તેવા લાગે છે. બહાર વરસાદ જોરથી તૂટી પડે છે. વાવાઝોડાથી બહારનું ખાલી વાસેલું બારણું એક મોટા અવાજ સાથે ખુલી જાય છે અને પાણી ઘરમાં પેસી જાય છે. તે સાથે ભીંજાયલો પાંચિયો જાળ અને તુંબડાં સાથે પ્રવેશે છે.)

(છેક ઘઉંવરણો નહિ તેમ છેક સીદી જેવો શ્યામ પણ નહિ એવો પાંચિયો પૂરા પચીસ વરસનો જુવાન છે. એને માથે કાળા વાંકડીઆ ઝીણા વાળ છે. હાથે રૂપાનું કડું અને કાને ચાંદીનાં લવંગિયાં શોભે છે. એની નાજુક હડપચી ઉપર આવેલી આછી મૂછરેખા એને આછી યુવાનોમાં કાંઈ ઓર મોહક બનાવે છે. આટલા ચોમાસામાં ય એના મુખ પરના બેદરકારીભર્યા હાસ્યનાં અજવાળાં ઓસર્યાં નથી.)

( એના પ્રવેશે ઓરડાની સ્થાપિત સ્મશાન–શાન્તિનાં પાણી હાલી ઉઠે છે. પાલી એને જોઈ ફિક્કું હસે છે. રૂપલી બેમી એને કાંઈક ભય અને કાંઈક આશ્ચર્યથી જોઈ રહે છે. )

પાંચિયોઃ—( એકાએક ખડખડાટ હસી પડે છે ) કેમ અલા બધાં મરી પરવાર્યાં છું ? કેમ કાંઈ બોલતાં નથી ? માણહ મૂંઆં છો કે મડાં ?

( હજી ય કોઇ જવાબ દેતું નથી. પાંચિયો બીજું કાંઇ બોલે તે પહેલાં પાલીનો અવાજ સંભળાય છે. )

પાલીઃ—પાંચિયા !...દીકરા !

પાંચિયોઃ—( પાસે આવી બેસે છે ) પાલી ! માડી ! કેમ બોલતી નથી ?

પાલીઃ—(પાંચિયાને વાંસે હેતનો હાથ ફેરવે છે) પાંચિયા ! દીકરા ! હજી છીતિયો ના આવ્યો !

પાંચિયોઃ—અરે માડી એ જ છે ને ? એ તો કાલે આવશે. એની આ ખેપ તો માડી બહુ લાંબી છે એટલે પાછા આવતાં વાર જ લાગવાની.

પાલી :—( એક ઊંડો નિઃશ્વાસ નાંખી બહાર ઘેરાયલા ઘનઘોર વાદળ સામે જોઇ રહે છે. ) ( થોડીવારે ) બેટા, તારા ભાઈઓ લાંબી વાટે જ ગયા હતા. આજ પાંચ પાંચ વરસથી એક પછી એક આ ડાકણે ભરખી લીધા છે. મારો ઇચ્છલો લાકડાં કાઢવા ગયો તે ગયો; કાબલો પેલા નાગવામાં* નાવડું લઇ ગયો તે ભરખાઈ ગયો; મારો ભઇજી બહાદર બારોx છોકનાં લાપટ વાગી ને મધ રેવાએ ચાલ્યો ગયો ને ધનિયો બાકી હતો તે રાતની હેલ પાછી વાળતાં તાણમાં હોડી સાથે જ તણાઈ ગયો. છીતિયાની ફકર મને અમથી થાય છે બાઇ ! હવે તો આ નથી ખમાતું.

પાંચિયો—માડી રે માડી ! એ તો ગરાસીયો ઘોડીએ અને માછી હોડીએ. એ તો એમ જ ચાલે. મારનાર રાખનાર તો ભગવાન છે. પાણીમાં રહેવું ને એનાથી જ ભાગતા ફરવું આપણી માછીની જાતને

* ભરુચ પાસેની એક નાની ખાડી જે નર્મદાને મળે છે.
xવીંટેલા સઢને છોડવો એને માછીની ભાષામાં બારો છોડવો એમ કહે છે.

કેમ પાલવે ? લે, ચાલ, હવે કાંઈ ખાવા આપે છે ? મારે તો હજી ગણુપત શેઠનાં લાકડાં સામી પારથી ભરી લાવવાં છે.

પાલી :—( દુઃખથી, અસહાયતાથી પાંચિયા સામે જોઈ રહે છે. પછી ખેમી સામે જૂએ છે, ખેમી અને પાંચિયો ચૂપચાપ અડાળીમાં ચાલ્યાં જાય છે. )

( માળિયા પર બિલાડાં વઢે છે. તેમની ધમાચકડીમાં ખેમીએ સંતાડેલું ભીનાં લુગડાંનું પોટલું ધમ દઈને નીચે પાલી સામે પડે છે. )

પાલીઃ—રૂપી, જોને આ શાનું પોટલું પડ્યું ?

રૂપી :— (એના મુખ પર ગભરાટ છે. થોડી વારે સ્વસ્થ થઈ) મૂઈ એ બિલાડાંની જાત ! નખ્ખોદિયાં જણાયા વગર રહેવાનાં જ નહિ. અલી મા, કાંઇ નથી એતો; એતો અમથું.

( ઉતાવળે પોટલું ત્યાંથી લઇ ઊંચે મૂકવા જતાં ઢીલું બંધન છૂટી જાય છે ને અડધું વેરાયલું પોટલું નીચે પડે છે. મા દીકરી બંનેના મુખમાંથી ' છીતિયા ! ' ની કારમી ચીસ નીકળી જાય છે, રૂપી ભીંતે ફસડાઇ પડે છે. પાલી નિશ્ચેતન મૂર્તિ સમી જડ બની જાય છે. પાંચીયો ખેમી ચમકીને અંદર દોડી આવે છે. )

× × ×

( થોડા દિવસો પછીની એક સાંજ. )

( ગાંડી થઇ ગયેલી પાલી ઘડીમાં કાચાપોચા માણસનું હૈયું ભયથી કંપી ઉઠે તેમ ખડખડાટ હસે છે તો બીજી પળે પત્થરને પીગળાવે એટલી કરુણ રીતે રડે છે. સૌ માછીનાં અંતર એના દુઃખને રડે છે. )

( ઘાટની નાવડીનો વારો આજે પાંચિયાનો છે. આજે પણ વરસાદ અને પવનનું તોફાન એટલું ભયંકર છે. )

( દૂરથી વરસાદમાં પાલી. ઘેલછામાં હસતી હસતી હાથના તથા મોંના ચાળા કરતી આવે છે. )

પાલી :—( ઘેલછામાં ) જો અલી મારો છૈયો જા...ય ! હે...લ્લી લાલ ધજા દેખાય ! ( દૂર સુધી જોઈ રહે છે. પાણી અને તોફાનના જોરે ભેખડ પરનું લટકી રહેલું એક પ્રચંડ વૃક્ષ મોટા અવાજ સાથે નીચે પડી પ્રવાહમાં તણાઈ જાય છે તે જોઇ

પાલી જોરથી હસી પડે છે ) અલી હાય રે નાગવો આવ્યો આ તો ! ન્હાસ રે ફાભલા ન્હાસ મારા ભાઈલા !...એ ...લીધો...ઓ મારી મા...રે ! ( મોટેથી રડી પડે છે. )

રૂપી :—મા, અલી, આપણા ઘરના વાડામાં જઈએ. જો પાંચિયો પણ તને ત્યાંથી દેખાશે,

પાલી :—પાંચિયો ! હેં અલી ! હા...હા...હા...હા...(ખડખડાટ હસે છે. પાલી ભયથી ધ્રૂજી ઉઠે છે.) અલી ! ના કહ્યું તો ય ગયો. મૂંઓ હવે તો માનતો જ નથી.

રૂપી :—ચાલ માંડી ચાલ. એ તો હમણાં આવશે.

પાલીઃ—( સાંભળતી ન હોય તેમ સામે નદી તરફ જોયા કરે છે. એકાએક ) અલી મોઈ અભાગણી તેંય તારા ભાઈને પાછો ના વાળ્યો ? ( કાંઈ યાદ આવ્યું હોય તેમ ઉત્સાહથી. )

અલી, પાંચેવ વાળ્યા દીકરા મારી રેવા મા,

છઠ્ઠાએ વાળ્યો દાટ રે.

ભૂંડી તારો ના આવ્યો પાર.

( મોટેથી રડી પડે છે. રૂપી પણ હૈયું ખોઈ બેસે છે. થોડી વારે બંને વાડામાં જાય છે. )

પાલીઃ—( નદી સામે ક્યાં સુધી જોઈ રહે છે. થોડી વારે ) અલી! આજ મને સપનું આવ્યું" તું. આપણો પાંચિયો એની મંછાને પૈણ્યો. એ એની વહુ થઈને આવી. પછી ? હા...હા...હા... ( ક્યાં સુધી હસ્યાજ કરે છે. ) અલી પાંચિયો હેલ વાળવા ગયો તે મૂંઓ આવ્યો જ નહિ. મેં તો બૂમ પાડી 'પાંચિયા ! પાંચિયા ! '

ઘેરા અંધકારના થરમાં થઈને કાનના પડદા ફાડી નાંખે એવો વાદળનો ગડગડાટ થાય છે, વીજ ચમકે છે, અને એ સાથે વહી જતી રેવામાં પવનના ઝપાટાથી નાવડીમાં કુવા-*થંભનો કડડડ ભૂસ કરતો નીચે આવવાનો પ્રચંડ અવાજ આવે છે. જાણે વીજળીનો આંચકો લાગ્યો

* નાવડીનો વચ્ચેનો મોટો થાંભલો.

હોય તેમ આન્દીકરી ચીસ પાડી ઉઠે છે. પાલી 'પાંચિયા! પાંચિયા!' કરતી જોસથી ઘૂઘવતા પ્રવાહ સામે દોડી જાય છે.

ફરીથી પાછો ધોધમાર વરસાદ તૂટી પડે છે.

[ સૂચિત ]

મુનિકુમાર અમ્બિશંકર ભટ્ટ

# શિ ર છ ત્ર ને સન્માનનો અર્ઘ્ય[1]

ગુજરાતી સાહિત્યની અર્ધી સૈકાથી યે વધારે વરસો સુધી એકધારી અને અવિશ્રાંત સેવા કરતાં કરતાં ત્રીજી પૂરી કરનાર જે પ્રખર વિદ્વાનનું બહુમાન કરવા આ સમારંભ યોજવામાં આવ્યો છે તેમાં મારો દઢ સૂર પૂરાવતાં હું પુલકિત બનું છું. દઢ શબ્દ વાપરવામાં આત્મશ્લાઘા નથી. અને ન જોશો એટલું અત્યારે માગી લઉં છું.

આજના સમારંભની યોજના એવી છે કે પ્રોફેસર ઠાકોરના આ મન્માન-સમારંભમાં જુદાં જુદાં દષ્ટિબિન્દુથી અનેક વક્તાઓ પાંચ પાંચ મિનિટ બોલે તેમાં મારે પ્રોફેસર ઠાકોરના એક આમન્ત્રિત તરીકે બોલવું. બીજી રીતે આજે કાંઈપણ બોલવાની મારી પાત્રતા નથી. સમસ્ત ગુજરાતના અર્ઘ્યમાં એક ગુજરાતી તરીકેનો મારો અર્ઘ્ય ઘણો ન્હાનો કહેવાય. મેં એવા તે શા ગ્રંથો રચ્યા છે, એવો તે શો મારો અભ્યાસ છે કે અસ્તંગત જમાનાના લગભગ છેલ્લા અવશેષરૂપ એ મહાનુભાવને સન્માનવાના સમારંભમાં હું મારો દાવો આગળ ધરી શકું. પણ તેમના આમન્ત્રિત તરીકે બોલવાનું ફરમાન થાય ત્યારે એ આજ્ઞા મારે માથે ચઢાવ્યે જ છૂટકો.

પણ એ કામ ઘણું વિકટ છે. તેને ઘણું વિકટ કહેવાને એકથી વધારે કારણો છે. પ્રથમ તો એ કે સાહિત્ય એ બુદ્ધિગમ્ય વિષય છે. સંબંધ એ હૃદયગમ્ય છે. પ્રોફેસર ઠાકોરને મન અમે શું છિયે કે અમારે

1. લેખક તથા ભાવનગરની સાહિત્યસભાના સહકારથી આ વ્યાખ્યાન પ્રકટ કરી શકીએ છીએ. સમારંભ વિશે આ અંકમાં ધ્વનિ-ખંડમાં નોંધ છે તે પણ જોવી. —સં. માનસી

મન તેઓ શું છે તે પ્રદર્શિત કરવા માટે ભાષા એ યોગ્ય વાહન નથી. બીજું પ્રો. ઠાકોરના જમાનામાં લાગણીનું પ્રકટ આવિષ્કરણ એ દૂષણ લેખાતું. અમારો કૌટુમ્બિક સંબંધ તે અમારા હૃદયની પવિત્ર બાબત છે, તે સંબંધનાં સ્મરણો અને અવશેષો અમારો અમૂલ્ય અને પૂજનીય વારસો છે. એ સંબંધનું સ્વરૂપ જ તેની મોટી જવનિકા છે. ત્રીજું કારણ એ છે કે અર્ધ સૈકાથીએ વધારે વરસ લગી ચાલેલ અને દઢતર થતા ગયેલ એ સંબંધને આજે ઘણાં વરસ થયાં છે. એ પ્રત્યેક વરસના ઘણા પ્રસંગો છે. પ્રત્યેક પ્રસંગની ઘણી વિવિધતાઓ છે, અને પ્રત્યેક વિવિધતા પાછળ પ્રો. ઠાકોરની લાક્ષણિકતા રહેલી છે. એ સર્વ એટલું વિપુલ છે, એટલું ઘનિષ્ટ છે કે જે વક્તવ્ય માટે મને પાંચ મિનિટ આપવામાં આવી છે તેના કરતાં ઘણી વધારે અપાઇ હોત તો પણ તેને ન્યાય આપી શકત નહીં, એ અંગત અનુભવોની છાપ એટલી ઊંડી અને પ્રબળ છે અને તે કરાવનાર પ્રોફેસર ઠાકોરનું વ્યક્તિત્વ એટલું પ્રબળ અને વિવિધ છે કે તેને તાદૃશ કરવા માટે મારી લેખનીમાં જોર નથી તેમ મારી વાણીમાં પ્રવાહ નથી.

જે સંબંધ વિશે હું બોલું છું. તેની શરુઆત આજથી ત્રેપન વર્ષ અને આઠ માસ પહેલાં થયેલી નોંધાઇ છે. તે હતો, મુંબઈ યુનિવર્સિટીના કોન્વોકેશનનો દિવસ અને તે દિવસે કાન્તે રાજહંસને સંબોધન એ કાવ્ય પ્રો. ઠાકોરને આપ્યું અને પ્રો૦ ઠાકોરે ગ્યોએટે( Goethe )નું પુસ્તક ' ફાઉસ્ટ ' કાન્તને આપતાં આ પ્રમાણે લખ્યું હતું.

28-1-1890
Convocation Day.

My dear' Shanker,

This year both of us enter upon our fields of work. There is no doubt now, after the publication of વસંતવિજય etc., to YOUR main persuit in life. Don't exchange it for any other. For it is one of the holiest, and the Call from within is clear. I have no such call to attend to, so like a weakling I wish to wander a little about the precincts of the Temple of Life. You also will do well to tarry outside a little

longer, not aimlessly like myself, but to be better equipped. Don't attempt as yet an Eagle flight. Drink a deep draft from perenniel founts ere yet you strive to assuage the thirst of others. Unravel the mysteries of your Art by becoming a faithful desciple of the "Grand old masters". But especially revere the suns of our modern life, one of whom is Goethe. He will make your gifted sight see clearer visions; the touch of his wand will sweeten the music of your lips; your poet's heart will expand and melt under the magnetism of his. May he exalt your Ideal. May the wail of humanity attune your inmost heart-strings. May you live a life of earnest song.

Ever yours,
Balvant

સાહિત્યરસિકો જોઈ શકશે કે આ પત્રમાં અને 'રાજહંસને સંબોધન' એ કાવ્ય તથા તેની સંગ્રહના ભાગ તરીકે નહીં છપાયેલી "ચાહી પ્રવાસ બાકીનો"થી શરુ થતી પંક્તિમાં વિચાર તેમ જ લાગણીનું કેટલું બધું સામ્ય છે!

આપણા સાહિત્યમાં અમર રહેવા સર્જાયેલી ઐતિહાસિક મિત્રતાઓમાંની એક તે કાન્ત–સેહેનીની છે. હમણાં કહ્યો તે કોન્વોકેશનનો પ્રસંગ, તેમ જ

Poor Ariel sends this silent token
Of more than ever can be spoken.

એ પંક્તિઓવાળી અમારા ઘરમાં લટકી રહેલી આપણા આજના મહેમાન અને કાન્તની સંયુક્ત છબી, કાન્તના 'પૂર્વાલાપ'નો 'ઉપહાર', 'રાજહંસને સંબોધન' અને 'રતિને પ્રાર્થના', પ્રો. ઠાકોરનાં 'અ૦ સૌ૦ નર્મદા ભટ્ટ' અને 'કોકિલવિલાપ' એ કાવ્યો અને તેમના નાટક 'ઊગતી જુવાની'નું અર્પણ અને પ્રો. ઠાકોરની જ એકલી અને અવિરત મહેનતના

પરિણામરૂપ 'કાન્તમાલા' એ બધી બાબતો આજના ગુજરાતી સાહિત્યના અભ્યાસીને એટલી બધી પારચિત છે કે તેનો ઉલ્લેખ માત્ર બસ થશે.

સને ૧૯૧૮ની સાલમાં બલુકાકાની ઇચ્છાથી પૂણાની ડેક્કન કૉલેજમાં ભણવા ગયો. અને ત્યાં જ મારા બા ગુજરી ગયાની ખબર આવી. બલુકાકા મને પોતાને ઘેર લઈ ગયા. તે ઘરમાં દીપક અને પ્રબોધને તો માનું દુઃખ ભૂલાવવાનું હતું જ તેમાં એકનો ઉમેરો થયો...ગૃહસ્થો! વીગતમાં ઊતરવું મારે માટે મુશ્કેલ છે એ આપ સમજી શકશો અને મને ક્ષમા કરશો, પણ બલુકાકાના જે વાત્સલ્યનું મેં એ કાલે દર્શન કર્યું તે માટે નદી, નાળાં, નીક કે નિર્ઝરની ઉપમા મને હીન–અરે છેક દુર્બલ–લાગે છે. તેને માટે તો નાયગરાના ધોધની કલ્પના કરવી પડે. તે કાલે મને ખાતરી થઈ કે હું બાપાજીનો આપ્તજન છું. અને તે કાલથી મારું તેમને માટેનું સંબોધન બાપાજી બની ગયું.

ઇ. સ. ૧૯૨૨–૨૩ની સાલમાં પ્રો૦ ઠાકોરનું 'ઊગતી જુવાની' છપાતું હતું અને 'પૂર્વાલાપ' છપાવા માટે તૈયાર થતું હતું. એ કાલનો આખો પત્ર-વ્યવહાર રસિક છે. એ બન્ને પુસ્તકોના વિષયો અને વિધાનો વિશે પાનાનાં પાનાં–પાનાં ભરી કાગળો લખાતા. પત્ર-વ્યવહાર એ માત્ર વ્યવસાય જ નથી પણ એક કલા છે અને પ્રો. ઠાકોર તેના સિદ્ધહસ્ત કલાકાર છે એવી પ્રતીતિ ઉપરનો પત્ર-વ્યવહાર વાંચનાર સહુ કોઇને થશે. 'ઊગતી જુવાની' બહાર પડી પણ ચૂકયું પણ 'પૂર્વાલાપ'ના લેખક તે બહાર પડયો તે જોવા હાજર નહોતા. હતાં કેવળ ત્રણ ભાંડુ અને હતા આ બાપાજી કે જેમણે દૂર રહી–રહી પણ અમને ઓછું ન આવે તેની સતત અને કાળજીભરી તકેદારી રાખ્યા જ કરી. કાન્તનો જખમ એમને કેટલો અને કેવો ઊંડો લાગ્યો છે તે તો તેમની આજસુધીની પ્રવૃત્તિઓ બોલી રહી છે પણ પોતાનો જખમ ભૂલી કાન્તનાં બાલકોના જખમ રૂઝવવા તેમણે અમારા ઉપર જે સ્નેહ ન્યોછાવર કર્યો છે તે અમારા જીવનમાંથી કદી ભૂંસાય કે ભૂલાય તેમ નથી.

ગૃહસ્થો! આપ મને વાજબી રીતે પ્રશ્ન કરશો : આજના પ્રસંગે હું મૃત્યુઓનો જ ઉલ્લેખ શા માટે કર્યા કરું છું. હું ફરીને કહું છું કે પ્રો. ઠાકોર એ ગયા જમાનાના પ્રતિનિધિ છે. તેમના સમવયસ્કો, સહયોગીઓ,

સ્નેહીઓ, એ બધા મોટે ભાગે ગયા છે. એ બધાની પશ્ચાદ્ભૂમિકા આગળ પ્રો. ઠાકોરને સમજવા સહેલા પડશે તેમજ પ્રો. ઠાકોરદ્વારાએ આપણે એ જમાનાની જ્યોતિની ઝાંખી કરી શકીશું. એ છે આજના પ્રસંગનું ઐતિહાસિક મહત્ત્વ.

એ બાપાજી ૭૫ વર્ષમાં પ્રવેશ કરે છે તે માટે ગુજરાત તેમનું સન્માન કરે છે. મારે એ વિષે કાંઇ કહેવાનું ન હોય. આ પ્રસંગે મારું સ્થાન તેમના ઉછંગે હોય, તેમની સન્મુખ નહીં. આ પ્રસંગ બધા માટે આનંદનો છે. અમારે માટે સવિશેષ આનંદનો છે કેમ કે તેમના એ ૭૫ વરસના સદાયુવાન જીવનમાં મારા પિતાને ગયે વીસ વરસ થયા છતાં અમારે માથે હજી છત્ર છે એવું ભાન જેમનાવડે સદોદિત રહ્યું છે એવા શિરછત્રના બહુમાનનો પ્રસંગ આનન્દજનક ન હોય તો બીજો કયો હોય? એટલા માટે જ મેં પ્રારંભમાં મારો દૃઢ સૂર પૂરાવું છું એમ કહ્યું છે. અને મને આશા છે કે હવે આપ તેમાં સંમત થશો.

વિ. ક. વૈ.

# વાસરિકા

## ઍનીમિયા શાથી?

**તા. ૧૫મી નવે. '૪૩ :** આ વખતે સૌથી પહેલું તો જગતને આટલું જાહેર કરું છું કે ગુજરાતી સાહિત્યની રૂપરેખા લખવાના શ્રમ-પરિશ્રમાદિને પરિણામે મને "ઍનીમિયા" નથી થયો, નથી થયો, નથી થયો. એ રોગનાં મૂળ શરીરમાં નંખાયાં એ તો સૂરતની બહાર, અઢારમી જુલાઇએ બપોરે એક વાગ્યે; પણ એ શોધ્યા જેવાં નથી. શાસ્ત્રોમાં ઋષિઓ ને નદીઓનાં મૂળ શોધવાનો જેમ નિષેધ છે, તેવું કાંઈક આ બાબતમાં પણ સમજવું. પરન્તુ તાત્કાલિક કારણ તો હતું આઃ તાવ–ઉપલા રોગનો જનક નીવડ્યો તે–હું સૂરત આવ્યા બાદ ૧૯મીથી સાંજે સાંજે ચાલુ થયો છતાં મેં ન છોડી મારી ફરજો ને ન કરી દાક્તરી દવા, એક મહિના સુધી. આ બીજું તો ખર્ચની બીકે; ને પહેલું? એ શાથી? આન્તરમનમાં ઊંડે ઊંડે કાંઇક એમ હશે કે આ યુગનો સાહિત્યનો

કેસેબિઆંકા બની, છેલ્લી ઘડી સુધી માગ સ્થાનેથી ન ચસું તે ન જ ચસું. પણ એવી અમરતા નસીબમાં નહિ, એટલે સત્તરમી ઓગસ્ટથી થયો છું બિછાનાવશ. ફરીથી કોલેજકાર્યને, પૂરેપૂરો 'માનસી'ને, નવા પુસ્તકના લેખનને વશ ક્યારે થઇશ ? ન–જાને, ન–જાને, ન–જાને.

## "પ્રભુ પધાર્યા"

તા. સદર: પુસ્તકો વિશે તમે–તમે સર્વ નહિ તો કેટલાક–વિદ્યાર્થીઓના અભિપ્રાય કરતાં મારો અભિપ્રાય વધારે વજનદાર ગણતા હશો, પણ મારું તેવું નથી. ખરી આશાસ્પદતાવાળા વિદ્યાર્થીમિત્રોના વિચારો માટે મને માન છે; તેથી જ તેમનામાથી એકના આ મહિને જ મળેલા પત્રમાંથી ઉપલા પુસ્તક સંબન્ધી ( એ કોનું, એ તો જાણો છ ને? ન જાણતા હો તો તમારે વાંકે; કેમ કે એના લેખક નથીન વા–સવા, નથી એક કંડિકા સરખી કદી નીરસ લખતા–પછી લખતા હોય 'ફૂલછાબ'માં કે સુન્દર કોઈ પુસ્તકરૂપી મોતી–થાળમાં. )—સંબન્ધી ઉતારો કરું છું:

> [ એ નવલમાં લેખકની ] લાક્ષણિક કલમે આલેખાયલું કૌતુકમય અંશોથી ભરપૂર બ્રહ્મદેશનું વાતાવરણ વાચનારને સ્થળકાળનું ભાન ભુલાવે છે એ એક વિશિષ્ટતા; અને પુરુષવર્ગ પર વર્ચસ્વ ચલાવવી છતા બ્રહ્મદેશની રમણીઓનાં કૂંળી લાગણી અને કોમલ ભાવોથી ભરેલા હૃદયના સુરેખ ચિત્ર સ્ત્રીહૃદય જગતને કોઈ પણ ખૂણે એકસરખું જ હોય એ સત્યના પ્રતીત કરાવે એ બીજી વિશિષ્ટતા.

પછી પત્રલેખક એવા ભાવાર્થનું ઉમેરે છે કે સર્જકોએ ગુજરાતી જ સંસારચિત્રો દોરવાનો "ચીલો અને જડતા છોડી" અન્ય સમાજોનાં સત્ય–સૌન્દર્ય પોતાની રચનાઓમાં પ્રકટિત કરી, એવી દૂરદર્શિતા દ્વારા આપણા સાહિત્યમાં સામાન્યતઃ વર્તાતી વૈવિધ્યની ખોટ પૂરવી જોઇએ. ... આ વાજબી મન્તવ્ય પરથી આપણા પ્રસિદ્ધતર નવલકારોમાંના એકની ફરિયાદ યાદ આવે છે કે આપણું જીવન–વર્તુલ જ સંકુચિત હોઈ પોતાની નવલોમાં તેમણે એકવિધના પીરસવાની થાય છે વગેરે. પણ એ તો એમની વ્યક્તિગત મર્યાદા નથી ? તેમને ગુજરાત બહાર ફરવાની–એટલે, અલપ–ઝલપ જઇ આવવાની નહિ પણ અમુક ઠીક–ઠીક સમય સ્થિરચિત્તે રહેવાની–તક જ નહિ મળેલી તેનું એ પરિણામ. બાકી તો, હમણાં ઉપલી બહ્મી જીવનની નવલમાં જો કે કર્તા કદીએ દેશમાં ગયા નથી. તેમ

૭

કેટલાં ય વર્ષોથી 'ધૂમકેતુ'ની કેટલીક સુન્દરતર નવલિકાઓમાં આપણે કયાં હિમાલયપ્રદેશ વગેરેનાં બિનગુજરાતી જીવનચિત્રો નથી માણ્યાં!

## રસબિન્દુ પર મતબિન્દુ

**તા. ૨૨મી**: પુસ્તક અવલોકનાર્થ મળ્યું ન હોય છતાં એ વિશે લખવું કર્તવ્યરૂપ લાગે, ત્યારે મારા જેવાને માટે વાસરિકા કેવું સોરું આર્ઇતું સાધન છે. ('આર્ઇતું' એટલે? હું તો એ શબ્દ કિશોરાવસ્થામાં પારસી સાહિત્યકારોનાં પુસ્તકમાંથી શીખેલો;તમે તો એ પ્રકારનું વાચન ભાગ્યે પ્રિય ગણ્યું હશે, એટલે શબ્દકોશનો જરા ઉપયોગ, જરૂર લાગે તો, કરી લેશો.)...ચિ.—એ 'રસબિન્દુ' (રમણલાલ વ. દેસાઈ) તેના શિક્ષક પાસેથી આણેલું. હમણાં ત્રણ કે ચાર વાગ્યા પછી ઊંઘ આવતી જ નથી, ત્યારના 'હળવા' વાચનમાં એ વાપર્યું તો જણાયું કે બાર રચનાઓમાંની, એ એટલો જ સંગ્રહ વિચારતાં, ત્રણ નવલિકા તરીકે સારી છે ('સંગીત–સમાધિ' 'સફળ ધંધો' 'કદરૂપો પ્રેમ'); અને પહેલી બે ('પરાધીન પુરુષ' 'અવતનું ઘર') સાધારણ–સારી ગણાય તેવી છે. બાકીનીઓ લખવા ખાતર લખી નાખ્યાનો ગ્લાનિકર અનુભવ થાય છે; તેમાં યે, એ પુસ્તકના દરેક વાંચનારે વિચારી લેવું કે હરિજન–વિષયક (આ વિષય તો બેશક, કલાત્મક નવલિકા સર્જવા માટે લેવાય, પણ) જે સર્વાંશે કલાશૂન્ય લખાણ એમાં તે ચલણી છાપનાં છાપાંમાં તુર્તના લખવા માંડતા શિખાઉની કલમમાંથી સરી પડેલું હોય તેવું જ નથી?...સંગીતવિષયક રચનાનો સંગીતસ્વામી સારંગધર જો એટલો વેદનશીલ કે શિષ્ય બૈજનાથના ગાતાં ગાતાં વંકાતા મુખથી ત્રાસી તેણે એની સાથેનો સંબન્ધ ધડ દઈને કાપી નાંખ્યો, તો એ જ ગુરુની વેદન-શીલતા પાછળથી એટલી બધી બૂઠી કેમ થઈ ગઈ કે વ્યક્તિ તરીકે દુરાચારી બનવામાં તેણે પોતાની કલાને અપમાનિત થતી માની નહિ, અનુભવી નહિ? કે પછી, આવા પરસ્પરવિરોધ સામર્થ્યયુક્ત મનુષ્યોમાં તો ખાસ હોય છે, તેનો દાખલો આને ગણવો ને કર્તાના પાત્રાલેખનથી ગંભીર ખામી ન ગણવી?

## આત્મસંતોષની એક લહર

**તા. ૨૫મી નવે.** આ માસના 'ધ થીઓસોફિકલ મુવમેંટ'માંનો

પ્રાચીન મિસર અને હિંદ વિશેનો લેખ આજે વાંચીને, ઋગ્વેદકાલીન જીવન–સંસ્કૃતિના પુસ્તકમાં સ્વીકારાયલો મત યાદ આવ્યા વિના રહ્યો નહિ. લેખનું તેમ પુસ્તકમાંના એ પ્રકરણનું તારતમ્ય મુખ્યત્વે એ છે કે મીસરની સંસ્કૃતિનાં કેટલાંક અંગ–મનુષ્યોની મુખાકૃતિ, વર્ણ વગેરે; પંચાંગપદ્ધતિ ને કાળી પાસથી લિપિલેખન; માતૃકેન્દ્ર ('મેટ્રિઆર્કલ') કુટુંબસંસ્થા; સ્થાપત્યકલા તથા રાશિચક્ર; ધર્મ અને રાજા તથા પુરોહિત દ્વારા દેશશાસન જેવાં અંગ–હિંદને, મુખ્યત્વે પ્રાગૈતિહાસિક તથા અનુગામી દક્ષિણ ભારતને, આભારી છે. આ મત વિદ્વાનોએ અગાઉ પણ દર્શાવેલો જ. અહીં એની તરફ ધ્યાન ખેંચ્યું છે એટલા સારુ કે એ વિશેષ પ્રચાર પામે છે; કેમ કે રા.એસ.એન ચક્રવર્તીના પૂર્વોક્ત લેખનો આધાર આપણી યુનિવર્સિટીનું જુલાઈ–જર્નલ હોઈ, નવા વિદ્વાનોને પણ કંઈ માન્ય છે. આ જાણીને પુસ્તકના કર્તાને સન્તોષ થાય જ ને? તેથી જ આ નોંધ.

### શુક્રિયા! અને—

૩૦મી નવે'. ગુજ. સા. રૂપરેખાનો સહૃદયતાથી સત્કાર કરનાર પત્ર–મિત્રો 'ધ સાર્વજનિક'' ફૂલછાબ' તથા 'સા. પરિ. પત્રિકા' પ્રત્યે શુક્રિયા (યાને અનુગૃહીતોસ્મિ યાને થેંક યૂ).એ ચોપડીમાં મૌલિકતા જેવું ઝાઝું નથી, નવી દૃષ્ટિ નથી, એવી જે પ્રામાણિક ટીકા જરા ઉતાવળે થઈ છે એ સાચી હશે? અવતરણોની સર્વથા આવશ્યક (પણ સવિવેક એમાં રહેવાના પ્રયત્નવાળી) વિપુલતામાંથી, એથી ય અધિક વિપુલતા છે ટીપોની ('ફૂટનોટ્સ' ની–જેમાંની કેટલીક તો બીજા વિવેચકોના અભિપ્રાયનાં અનુલક્ષણ એટલે 'રેફરંસીસ'ની નથી પણ વાચનામાંનાં ('ટેક્સ્ટ'માંનાં) વિધાનની કાં તો પૂર્તિરૂપ છે, કાં તો ખાસ જરૂરી ને પ્રસ્તુત માહિતી આપે છે–એમાંથી તો મૌલિકતાના અભાવનો આભાસ એ માનનીય તરુણ વિવેચકને (જોવી આ માસની સા. પ. પત્રિકા) નહિ થયો હોય? વળી, નવી દૃષ્ટિ કે નવા મૂલ્યાંકન, જે આખી હજાર વર્ષની વાઙ્‌મયવિકાસરેખા "ગાગરમાં સાગર"ની ઢબે દોરવાની ફરજ હતી, જેમાં બને તેટલી હકીકતો નોંધવા સાથે લેખકો યથાશક્તિમતિ એ વાઙ્‌મયનો પરિચયાત્મક ને રસવિવેચન સહિતનો વૃત્તાંત આપવાનો હતો, તેમાં અપરિહાર્ય ન ગણાય; અને શક્ય પણ

શી રીતે ?...ટીપોમાંનું કેટલુંક લખાણ વાચનામાં લીધું હોત તો ,સારું એ સૂચના તો આખી હાથપ્રત શ્રમપૂર્વક મારી વિનંતિ પરથી જે મિત્ર જોએલી, તેમની પણ હતી. એ બહુ થોડા સ્થળે સ્વીકારી શકયો; કારણ, ટીપોમાંનું ઉપર ઊંચકી લઉં તો ઉપલું એ મુખ્ય લખાણ (જે રસલક્ષી–શૈલીમન્ત થનવાની રીતે એ જાણે એની મેળે જ લખાતું આવ્યું તે બરાબર લક્ષમાં લેતાં),–લખાણ જો રસરિપુપણાને પંથે નહિ તો અલ્પરસિકતાને જ પન્થે પળશે એવી મને ખાતરી હતી ... છેલ્લું: આધુનિક યાને સમકાલીન સાહિત્યને ઓછી જગ્યા આપ્યાના ફરિયાદીઓ એ બાબતનો પ્રસ્તાવનામાંનો વીગતવાર ખુલાસો વાંચ્યા કે યાદ રાખ્યા વિના જ બાફ્યે ગયા છે. આવું થયું એ મારો ગુન્હો ગણાય કે કેમ એ તો એ લોકો કરતાં સુજ્ઞતર વાચકો સમજી લેશે.

# નિકષ

## પહેલું અને એકપૂરું

ઋગ્વેદકાલનાં જીવન અને સંસ્કૃતિ : વિજયરાય કલ્યાણરાય વૈદ્ય (એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબઈ પૂ.૬ ક્રૅ૧ ૧૧×૨૪૪, કિં રૂ.૨–૦–૦: ૧૯૪૧)

૧

પ્રાક્–મહાભારતકાલીન ભારતીય ઇતિહાસ માટે આપણી પાસે પુરાણો અને ઋગ્વેદ એ બે જ સાધનો છે. આ બન્ને સાધનો પરસ્પરપૂરક છે. પુરાણોમાં કેટલાંક વિસંવાદી વિધાનો મળે છે તેથી આપણા ઇતિહાસ-સંશોધનના પ્રારમ્ભકાળે જ યુરોપીય વિદ્વાનોએ પુરાણોને અશ્રદ્ધેય જાહેર કર્યાં છે. ઋગ્વેદમાં કંઈક અનૈતિહાસિક તત્ત્વો છે એમ તો પહેલેથી જ સ્વીકારાયું છે, પણ એના ઐતિહાસિક ઉલ્લેખોનો અભ્યાસ આજે પણ હજી પ્રારમ્ભકાળમાં જ છે છતાં ઋગ્વેદના અભ્યાસથી, ભારતીય આર્યો, ઇરાની આર્યો અને યુરોપીય આર્યોની સાથે એક કુટુમ્બસમ્બન્ધ ધરાવે છે એટલું તો સર્વમાન્ય બન્યું છે. આથી ભારતીય આર્યોનો ઇતિહાસ

સમસ્ત આર્ય જાતિના ઇતિહાસના પ્રારમ્ભથી જ શરૂ થએલો ગણાય. પણ સમસ્ત આર્ય જાતિ એક કાળે કોઇક સ્થળે એક સાથે રહેતી હતી અને સમાન ભાષા બોલતી હતી એટલો જ વિદ્યાત્મક નિર્ણય હજી સુધી થઈ શક્યો છે. એ જાતિ ક્યા સ્થળે રહેતી, કયે કાળે એક સાથે રહેતી વગેરે પ્રશ્નો વિશે હજી કોઇ ઐકમત્ય સ્થાપી શકાયું નથી. સમસ્ત આર્ય જાતિનું મૂળ પ્રભવસ્થાન મધ્ય એશિયા, મધ્ય યુરોપ, ઉત્તર યુરોપ કે વાયવ્ય ભારત હતું એવા વિવિધ મતો આજે પ્રવર્તે છે. સામાન્ય માન્યતા એવી થઈ ગઈ છે કે ભારતીય આર્યો, હિન્દમાં બીજે ક્યાંકથી આવ્યા છે. આ મત લગભગ સ્થાપિત થઈ ગયો છે એમ મનાય પણ એ સ્થાપિત મતથી વિરુદ્ધ જઈને, ભારતીય આર્યો હિન્દમાં આગન્તુકો નથી, પહેલેથી હિન્દમાં જ રહેતા એવા મતનું પ્રતિપાદન બેચાર ભારતીય વિદ્વાનોએ બહુ જ વિદ્વત્તાથી અને ભારપૂર્વક કર્યું છે. આવા વિદ્વાનોમાં શ્રી અવિનાશચંદ્રદાસ અને શ્રી પાવગી મુખ્યત્વે ઋગ્વેદના જ અભ્યાસકો છે અને શ્રી અક્ષયકુમાર મઝુમદાર મુખ્યત્વે પુરાણોના અભ્યાસક છે. ખાસ કરીને આ વિદ્વત્રિપુટિના મતનું વિવેકપૂર્ણ સદોહન તે શ્રી વિજયરાય વૈદ્યનું 'ઋગ્વેદકાલનાં જીવન અને સંસ્કૃતિ' નામનું આપણું એ વિષયનું પહેલું પુસ્તક છે.

એ પુસ્તકમાં વિજયરાયે ઋગ્વેદકાલની ઉત્તરપૂર્વ મર્યાદા ઈ. સ. પૂ. ૨૩,૦૭૨થી ઈ. સ. પૂ. ૨૫૦૦ સુધીની સ્વીકારી લાગે છે અને આ વીશેક હજાર વર્ષના લાંબા ગાળામાં ભારતીય ઇતિહાસ, જીવન અને સંસ્કૃતિએ કેવી ચડઉતર અનુભવી છે અને અન્તે કેવો વિકાસ સાધ્યો છે તેનું રોચક શૈલીમાં આલેખન કર્યું છે. આ વિષય જ ઘણો ચર્ચાસ્પદ છે, તેથી એમણે મૂળ અને ટિપ્પણોને પ્રકરણવાર જુદાં છાપ્યાં છે. દરેક પ્રકરણનું મૂળ લખાણ સળંગ વાંચી જતાં ઋગ્વેદકાલીન જીવન અને સંસ્કૃતિનું સ્વરૂપ બહુ જ સુરેખ આલેખાયું છે એમ લાગ્યા વગર રહેતું નથી.

આ ગ્રન્થમાં ગ્રથવામાં આવેલાં વસ્તુના બે ભાગ પડી શકે તેમ છેઃ— ઇતિહાસ અને સંસ્કૃતિ. ઋગ્વેદકાલીન ભારતીય સંસ્કૃતિની વીગતો વેદોને આધારે આમાં સુન્દર આપી છે. પણ અહીં જે ઇતિહાસ આપ્યો છે તે આપણા ભણેલાઓને પણ નવો લાગે તેમ છે તેથી એનો સાર આપવાની

જરૂર છે.[1]

૨

હાલનો પંજાબ પ્રાન્ત અને તેની વાયવ્યનો સરહિંદ પ્રાન્ત, એટલા વિસ્તારમાં ઋગ્વેદનો સપ્તસિન્ધુપ્રદેશ પથરાએલો હતો. આજથી લગભગ પચીશ હજાર વર્ષ પહેલાં ઉત્તર હિન્દનો ભૂમિવિન્યાસ ( topography ) આજના કરતાં જુદો હતો. આજના રાજપૂતાના અને બંગાળબિહારને સ્થાને —એટલે કે સપ્તસિન્ધુની દક્ષિણે અને પૂર્વે—એ વખતે વિશાળ યુગયુગજૂના સમુદ્રો હતા. તેમાં દક્ષિણ બાજુનો સમુદ્ર તે રાજસમુદ્ર કે રાજપુતાનાસમુદ્ર અને પૂર્વબાજુનો તે ગંગાસમુદ્ર. અસામાન્ય ભૂકંપને પરિણામે આજથી વીસેક હજાર વર્ષ પર એ જળમાંથી થળ થયું. દક્ષિણે ને પૂર્વે સમુદ્રપરિવેષ્ટિત અને ઉત્તરે ને પશ્ચિમે ગિરિમાલાવેષ્ટિત એવા આ સપ્તસિન્ધુપ્રદેશમાં આર્યો અનાદિકાળથી રહેતા. તે કાળની પ્રજા એકંદરે સ્વયંપૂર્ણ હતી, અને તેનું જીવન આજથી વીસપચીસ હજાર વર્ષ પરના એ સમયમાં પણ સંસ્કાર અને સંસ્કૃતિની ભાવનામાં એટલું પ્રાણવાન સુવિકસિત અને પ્રગતિમાન હતું કે આજની સૌથી 'સુધરેલી' પ્રજાઓને પણ એ ભાવનાના વિષયમાં કેટલાક ખરેખર અનુપમ પાઠ પઢાવી શકે. આવા એ આર્યો સપ્ત સિંધુપ્રદેશમાં જ અનાદિકાળથી રહેતા; તેથી પૃથ્વીના ઇતર ભાગોમાં આજે જ્યાં જ્યાં અન્ય આર્ય જાતિઓ મળે છે ત્યાં ત્યાં તે જાતિઓ કેમ અને ક્યારે ગઈ તેનું વર્ણન આરમ્ભનાં ચાર પ્રકરણોમાં અહીં આપવામાં આવ્યું છે.

આજથી આશરે અઢીલાખ વર્ષ પર, આર્ય દેશમાંથી આર્ય જાતિના મનુષ્યોનું સૌથી પહેલું નિષ્ક્રમણ હાલના યુરપ ભણી થયું હતું. તે વખતે સપ્તસિન્ધવી આર્યોની એક ટોળીએ, પોતે અન્ય કરતાં સંસ્કૃતિમાં પછાત રહી ગયા હતા તે કારણે, પોતાનું મૂલસ્થાન સપ્તસિન્ધુ તજીને, ભ્રમણ આદર્યું. વાયવ્યના જમીનમાર્ગે થઇને આ સાહસિકો કેટલેક કાળે હાલના પશ્ચિમ એશિયાની ઉપલી કોરના પ્રદેશોમાં પહોંચ્યા. ત્યાં, તેમની

---

૧. હવે આપેલા સારમાં ઘણાં સ્થળોએ મૂળના જ શબ્દો અવતાર્યા છે, અવતરણચિહ્નોમાં મૂકયા વગર જ.

સાથે મોંગોલિયન અને તુરાનિયન ભ્રમણશીલ ટોળીઓનો સંપર્ક થયો; અને એ ત્રણે જાતિનાં મિશ્રણથી કેલ્ટિક જાતિ બની. આ જાતિ રુધિરમાં મુખ્યત્વે અનાર્ય હતી, પણ ભાષા અને સંસ્કારમાં આર્ય હતી. આવી આ કેલ્ટિક જાતિ કાળે કરીને યુરપમાં જઇને વસી.

એ પ્રથમ નિષ્ક્રમણ પછી બે લાખ વર્ષે સપ્તસિન્ધુમાંથી દસ્યુ અને દાસ નામની બે આર્ય જાતિઓનું બીજું નિષ્ક્રમણ થયું. આ બન્ને આર્ય જાતિઓ હતી. તેમાંથી દસ્યુઓ ભ્રમણશીલ, અસંસ્કારી, શિકારી અને પશુપાલની વૃત્તિવાળા હતા; દાસો, સામાજિક જીવનવિકાસની દૃષ્ટિએ સુસંસ્કારી અને સાચા કૃષિકાર પણ ધર્મવિષયમાં દેવવિરોધી અને યજ્ઞ-વિરોધી હતા. આ બન્ને વર્ગો સાથે, વધુ સંસ્કૃત આર્ય જાતિઓને વારંવાર વિગ્રહો થયા કરતા. એ લાંબા વિગ્રહોને અંતે પરાજિત થએલા દાસો અને દસ્યુઓમાંથી કેટલાંક ટોળાં સપ્તસિન્ધુમાંથી ઉત્તર કે વાયવ્ય તરફ ગયાં. તેમણે હાલના કાસ્પીઅન સમુદ્રની દક્ષિણે અને પૂર્વે, એકબીજાના સહકારથી, તેમ જ કદાચ એ તરફની આર્યેતર જાતિઓની પણ મદદથી, વિગ્રહના અનુગામી શતકો દરમિયાન, અસુર સંસ્કૃતિનાં મૂળ નાખ્યાં. આવી રીતે અસુર જાતિઓનો વિકાસ કાસ્પીઅન સમુદ્રને કાંઠે થયો. આર્યોનું એ બીજું અને સ્પષ્ટતર નિષ્ક્રમણ.

ઘણા જૂના કાળથી સપ્તસિન્ધુમાં એક બીજી આર્ય જાતિ રહેતી. એ જાતિના લોકો અત્યન્ત સ્વાર્થી, મખ્ખીચૂસ તથા વરુ જેવા લોભિયા છતાં ચાલાક, શૂરા, સાહસિક અને અભિમાની હતા. એવા આ લોકોને તે કાળે 'પણિ' શબ્દથી ઓળખતા. આ પણિઓ તે કાળના વૈસ્યો હતા અને ખુશ્કી અને તરી બન્ને રસ્તે દૂરદૂરના દેશો સાથે સાહસિક વ્યાપાર ચલાવતા, પણ જ્યારે ગંગાસમુદ્ર અને રાજસમુદ્ર નષ્ટ થયા અને ઉત્તર અને દક્ષિણ હિન્દ જમીનથી જોડાઈ ગયાં ત્યારે આ સાહસિક પણિઓ વિન્ધ્યમાં થઈ દક્ષિણમાં ઊતર્યા. વિન્ધ્યમાળા ઓળંગ્યા પછી પણિ-સંસ્થાનો અમુક અમુક શતકો લગી ક્રમશઃ જનસ્થાનમાં, હાલના ગુજરાતમાં અને સૌરાષ્ટ્રમાં, ત્યાંથી કાંઠે કાંઠે નીચે મહીસુર રાજ્યના પ્રદેશોમાં, પછી મલબાર કિનારે અને છેવટે સામા પારને કોરોમાંડલકિનારે સ્થપાયાં હતાં. આ સાહસિકો જ્યારે મલબાર અને કોરોમાંડલમાં સ્થિર

થયા ત્યારે ત્યાં ચોલદ્રાવિડ અને પાંડ્યદ્રાવિડ નામની જાતિઓ વસતી હતી. એ બે વર્ગોએ એક પ્રકારની સ્વકીય દ્રાવિડ સંસ્કૃતિ ખીલવી હતી. આવી આ જાતિઓ સાથે, કાળક્રમે, ઉત્તરમાંથી આવેલા પણિઓનો સંપર્ક થયો અને તેમના બળગાથી જે નવી જાતિ નીપજી તે આખા હિન્દમાં અમણી બની. ત્યાર પછી, હિન્દના પશ્ચિમ કાંઠાના સમુદ્ર વાટે થઇને હિન્દ બહાર સ્થપાએલું સૌથી પહેલું પણિસંસ્થાન હાલના ઇરાની અખાતના કાંઠા પરના પ્રદેશમાં આવેલું હતું; અને પછી ત્યાંથી આગળ વધીને એ લોકોએ પ્રાચીન મેસોપોટેમિયામાં પોતાનું બીજું વિદેશી સંસ્થાન વસાવ્યું. કાળે કરીને, સંજોગવશાત પણિઓને આ બે થાણાં છોડવાં પડ્યાં, પણ એ છોડીને તેમણે પોતાનું ત્રીજું થાણું અત્યારના સિરિયામાં છેક યુરોપી ભૂમધ્ય-સમુદ્રના કાંઠા લગી નાખ્યું. એ ત્રીજું પણિસંસ્થાન એજ ઇતિહાસપ્રસિદ્ધ ફિનિશિયા દેશ. તે પછી આ પણિઓએ આફ્રિકામાં કાર્થેજમાં પોતાનું ચોથું સંસ્થાન જમાવ્યું. આ પણિઓની સાથે જ ગએલા ચોલદ્રાવિડોએ ચાલ્દી-આમા—મેસોપોટેમિયામાં—પોતાનું સંસ્થાન વસાવ્યું અને સુમેરિયન સંસ્કૃતિ વિકસાવી. તે પછી, આજથી લગભગ દશેક હજાર વર્ષ પહેલાં, પાંડ્યદ્રાવિડો-નું પણ એક નિષ્ક્રમણ થયું. આ પાંડ્યોએ જઇને આજનાં મીસરમાં નીલનદને કાંઠે પોતાની વસાહત જમાવી અને ત્યાં મીસરની અવનવી સંસ્કૃતિ વિકસાવી.

વળી, ઇ. સ. પૂ. ૪૫૦૦થી ૧૫૦૦ સુધીમાં હિન્દની વાયવ્યમાં થઇને આર્યોનાં બીજાં કેટલાંક નિષ્ક્રમણો પણ થયા હતાં, જેને પરિણામે એશિયા માઇનરના ઉત્તર ભાગના પ્રદેશોના મિટન્નીઓ, કોસ્સીઅનો, હિટ્ટાઇટો, ફ્રિજ્યનો અને લિડિયના નામે પાચ જાતિનાં* થાણાં સ્થપાયાં હતાં આ જાતિઓ પણ મૂળે આર્ય હતી.

અને છેલ્લું ઐતિહાસિક આર્યનિષ્ક્રમણ ધર્મભેદને લીધે થયું તેને

* આ જાતિઓ મૂળ આર્ય જાતિ હતી એમ તેમની સંસ્કૃતિના જે અવશેષો આજે મળ્યા છે તેના ઉપરથી સ્પષ્ટ જ છે. વ્યુત્પત્તિની દૃષ્ટિએ પણ મિટ્ટન્નીઓને વૈદિક મૈત્રાયણો સાથે, હિટ્ટઇટો અથવા હિટ્ટાઇઓને આત્રેયો સાથે અને ફ્રિજિય-નોને ભૃગુઓ સાથે એકરૂપ ગણવામાં બાધ આવે એમ લાગતું નથી. કોસ્સીઅ-નોનો સંબંધ ખસ જાતિ કે કુશજાતિ સાથે હશે ?

પરિણામે પાછળથી જે જરથુસ્તધર્મીઓ થયા તે અગ્નિપૂજક આર્યો ઇરાનમાં જઈને વસ્યા.

આ બધાં નિષ્ક્રમણો ઈ.સ.પૂ. ૧૦,૦૦૦ સુધીમાં થઇ ગયાં હતાં. આવી રીતે જેને આજે કેલ્ટિક, એસિરિયન, ફિનિશિયન, સુમેરિયન ઇજિપ્શિયન અને ઇરાનિયન સંસ્કૃતિઓ કહે છે તે બધી મૂળ સપ્તસિન્ધુની આર્યસંસ્કૃતિમાંથી જ ઉદ્‌ભવી છે એવું આ ગ્રન્થમાં સ્વીકારવામાં આવ્યું છે

પણ સપ્તસિન્ધુમાં જે આર્યજીવન સમૃદ્ધ અને સંસ્કૃત વહ્યા કરતું હતું, તેમાં હવે પતન આવ્યું. એ કાળના સમાજને દોરનાર મુનિઓનું વલણ ધીમે ધીમે નિવૃત્તિમય થતું ગયું અને અન્તે દુન્યવી વાતોમાંથી તદ્દન વિમુખ થયું. આવા વિરક્તિના અને નિવૃત્તિના પથમાં એક પછી એક અઠ્યાસી હજાર મુનિઓ પળ્યા. તેને લીધે પ્રજામાં સંસ્કૃતિના જનકો અને નેતાઓ રહ્યા નહીં. પ્રજા અનીતિમય જીવન ગુજારતી થઈ અને અન્તે શરમભરેલા પાપકુંડમાં પડી. આ પતનમાંથી તેનો પ્રબોધકાળ પણ તુરત આવ્યો. પ્રજાને આવા પતનકૂપમાં પડેલી જોઇને કેટલાક ઋષિવરોને પ્રજાજીવનની પુનર્ઘટના કરવાની જરૂર લાગી. પણ એમને માર્ગદર્શન કરાવે એવું કોઈ નહોતું. તેથી તેઓ પામીર અને તિબેટના પ્રદેશમાં રહેતી દેવજાતિના રાજા બ્રહ્મા પાસે ગયા. બ્રહ્માએ તેમની વાત સાંભળીને, તેમને નિવૃત્તિમય જીવન મૂકીને પ્રવૃત્તિમય જીવન ગાળવાની સલાહ આપી. આ સલાહ માત્ર એકવીશ ઋષિઓને ગળે ઉતરી. તેમાં આપણે જેને સમર્ષિઓ કહીએ છીએ તે મરીચિ, અત્રિ, અંગિરા, પુલસ્ત્ય, પુલહ, ક્રતુ અને વસિષ્ઠ પણ હતા. બાકીના ઋષિઓ વનમાં જઇને રહ્યા. પણ આ એકવીશ ઋષિઓએ જેને પાછળથી પ્રજાપતિઓ ગણવામાં આવ્યા તેમણે, સપ્તસિન્ધુનાં આર્યજીવનની પુનર્ઘટનાનું કામ માથે લીધું. તેથી બ્રહ્મા પોતે, એ એકવીશ પ્રજાપતિઓ સાથે, ત્રિવિષ્ટપને માર્ગે થઇને સપ્તસિન્ધુમાં આવ્યા. અને ત્યાં તેમણે ધીમે ધીમે ત્યાંના આર્યોની સંસ્કૃતિની પુનર્જાગ્રતિ સાધી. આ રીતે ઈ. સ. પૂ. ૨૯૦૫ ની આસપાસમાં આર્યોનો આ પ્રબોધકાળ શરૂ થયો. તે પછીનાં દોઢસોક વર્ષ સુધી આર્યજીવનનો સુવર્ણરંગી સત્યયુગ ચાલ્યો. એ કાળ દરમિયાન વર્ણાશ્રમધર્મની વીગતવાર પુનર્વિચારણા કરાઈ, આન્વીક્ષિકી, ત્રયી વાર્તા અને દંડનીતિ એટલે અધ્યાત્મજ્ઞાન, ધર્મજ્ઞાન, કૃષિ અને વાણિજ્ય તેમજ

યજ્ઞની સંકુલ સંસ્થા પણ આ જ કાળે પુનર્જીવન પામી. આ જ યુગમાં ચારે વેદો એના વેદાંગો અને ઉપવેદો તેમ જ બીજી કેટલીક વિદ્યાઓ પણ પ્રચારમાં આવી.

આવી રીતે ઇ. સ. પૂ. ૨૯૫૦માં બ્રહ્માએ આ નવવિધાન કર્યું અને ત્યારે જ પુરાણોક્ત વૈરાજવંશની સ્થાપના કરી. એ વંશના પહેલા રાજા બ્રહ્મા પોતે, અને પછી એના વંશમાં સ્વાયમ્ભુવ મનુ, પ્રિયવ્રત, ઉત્તાનપાદ, ધ્રુવ, પૃથુ અને દક્ષ વગેરે પ્રતાપશાળી રાજાઓ થયા. આ વંશનો ઇ. સ. પૂ. ૨૮૦૦માં અન્ત આવ્યો અને પછી આપણે જેને સૂર્યવંશ અને ચન્દ્રવંશ કહીએ છીએ તેની સ્થાપના ઈ. સ. પૂ. ૨૮૦૦માં થઈ આ બંને વંશના તેમજ વૈરાજવંશના પ્રધાન રાજાઓનાં ચરિતોનો ટૂંક સાર આ ગ્રન્થમાં અપાયો છે. વચમાં એક પ્રકરણમાં દેવાસુરસંગ્રામનું બુદ્ધિગમ્ય વર્ણન અપાયું છે અને પછીના એક પ્રકરણમાં વેદકાલીન દાશરાજ્ઞ વિગ્રહનું વીગતવાર વર્ણન અપાયું છે. અહીં જેને ઋગ્વેદકાલીન ઇતિહાસ કહેવાય તે પૂરો થાય છે અને પછી તે કાળની સંસ્કૃતિનું નિરૂપણ શરૂ થાય છે. એટલે પછીનાં પ્રકરણોમાં વેદકાલની ધર્મભાવના, સમાજરચના, રાજ્યભાવના અને શાસનપદ્ધતિ, યુદ્ધવિદ્યા અને કાવ્યવૈભવનું વીગતવાર વર્ણન કરવામાં આવ્યું છે. આ બધાં પ્રકરણોમાં એકત્રિત કરેલી માહિતી વીગતવાર અને રસિક છે તેમ પ્રમાણભૂત પણ છે. ખરી રીતે ગ્રન્થનો આ ભાગ અત્યની મહત્ત્વનો છે, એમાં ચર્ચાસ્પદ વિધાનો ખાસ નથી. એ કાળનાં જીવન અને સંસ્કૃતિને લગતી બારીક વીગતો, રસિક રીતે, આ પ્રકરણોમાં સમજાવવામાં આવી છે.

૩

પણ ઉપર આપેલા આટલા સાર ઉપરથી યે એટલું તો સ્પષ્ટ થશે જ કે આ પુસ્તકમાં અનેક નવીન લાગે એવી વાતો સંગ્રહાઈ છે. ખરી રીતે, ભારતીય ઇતિહાસસંશોધનમાં બે સ્પષ્ટ આંદોલનો આવી ગયાં છે. પહેલું આંદોલન તે મુખ્યત્વે યુરોપીય દૃષ્ટિએ બંધાએલા નિર્ણયો. એ નિર્ણયો મુજબ આપણાં પુરાણોમાં તેમજ ઋગ્વેદમાં ઐતિહાસિક તત્ત્વ છે જ નહીં અને આપણા આ પ્રાચીનતમ ગ્રન્થો, હિન્દના પ્રાચીન ઇતિહાસના સંશોધન માટે જરા પણ આધાર રાખી શકાય તેવા નથી.આથી જ આપણો ઇતિહાસ ચન્દ્રગુપ્ત

મૌર્યના એટલે મહાન્ સિકંદરના કાળથી જ શરૂ થએલો ગણાતો. તે કાળ પહેલાંનો પુરાણોક્ત ઇતિહાસ બધો જ અશ્રદ્ધેય ગણાતો. આવી સ્થિતિમાં પાર્જીટરે અને વીન્સેન્ટ સ્મિથે પુરાણોની નષ્ટ પ્રતિષ્ઠાનું કંઈક પુનઃ-સંસ્થાપન[1] કર્યું. આ બન્ને વિદ્વાનોએ પુરાણોમાં પણ ઐતિહાસિક વીગતો છે એમ સ્વીકારીને, એ પુરાણોક્ત ઇતિહાસને બુદ્ધિગમ્ય કર્યો: પણ આ બન્ને વિદ્વાનોને કેટલાક પૂર્વગ્રહો એવા તો નડ્યા છે કે એમનો સ્વીકારેલો ઇતિહાસ બહુ બહુ તો,શૈશુનાગવંશ સુધી જાય છે. એનાથી આગળનો ઇતિહાસ તો હજી પણ અસ્પષ્ટ, અશ્રદ્ધેય અને અનેક ગુંચોથી ભરેલો ગણાય છે: પણ પુરાણો સાવ અશ્રદ્ધેય નથી એવું આંદોલન શરૂ થયું તેની સાથે જ ઋગ્વેદનો આપણો અભ્યાસ પણ વધ્યો. અને પછી કોઇક વિદ્વાનો એવા પણ નીકળ્યા કે પુરાણોક્ત બધો જ ઇતિહાસ સત્ય છે એમ તેમને લાગ્યું. એમને મા ભારતની નષ્ટ કીર્તિને પુનરુજ્જિવિત કરવાની આ સુવર્ણ તક હતી. તેમણે ક્ષમ્ય ગણાય એવા ઉત્સાહથી કે ઉત્સાહાતિરેકથી બધી આર્યસંસ્કૃતિનું મૂળ પ્રભવસ્થાન હિન્દ જ છે અને પુરાણોમાં આવેલો ઇતિહાસ કડીબદ્ધ સત્ય છે એવું પ્રતિપાદિત કરવાનો પ્રયત્ન કર્યો. પણ એને પરિણામે આપણા ઇતિહાસને ભારતીય દૃષ્ટિએ જોવાતપાસવાનું આપણને સૂઝયું. આમ આપણા ઇતિહાસને માત્ર વિદેશી દૃષ્ટિએ જોવા-તપાસવાનું પહેલું આંદોલન શાન્ત થયું તે પછી આપણા જૂના ઇતિહાસને ભારતીય દૃષ્ટિએ સંસ્કારવાનું બીજું આંદોલન પ્રચરિત થયું. પ્રાચીન ભારતીય ઇતિહાસનો કોઈક જ અભ્યાસક કે સંશોધક આજે આ બીજા આંદોલનથી અસ્પૃષ્ટ રહી શકયો હશે. આવી સ્થિતિમાં, આપણો પ્રાચીન ઇતિહાસ જેનાથી વધુમાં વધુ ગૌરવાન્વિત બની શકે તેવા સંભાવ્ય મુદ્દાઓને એકત્રિત કરીને એની પુનર્ઘટના કરવાના જે બે-ત્રણ સમર્થ પ્રયત્નો થયા છે તેના સાર-રૂપ આ ગ્રન્થ છે: એટલે એમાં ઉપરકહ્યાં બીજા આંદોલનનો ઉદ્રેક કેટલેક સ્થળે દેખાય છે. પરંતુ આ ગ્રન્થમાં, અમુક હકીકતો ગ્રન્થકર્તાના

[1] પણ જે કામ, આ દિશામાં, સીતાનાથ પ્રધાને કર્યું છે તેવું કામ હજી બીજા કોઈ વિદ્વાને કર્યું નથી. એ વિદ્વાને પુરાણો અને વેદનો એટલો તો સુન્દર સમન્વય સાધ્યો છે કે એના નિર્ણયો લગભગ બધા જ અન્તિમ ગણાય એવા બન્યા છે. જુઓ એનું Chronology of Ancient India..

પોતાનાં અનુમાનથી પ્રેરિત છે છતાં, એનો ઘણો-ખરો ભાગ અન્ય સંશોધકોના નિર્ણયો ઉપર જ મંડાયો છે તેથી, આ ઉદ્રેકથી નીપજતા દોષનો ભાગ આપણા કર્તાને ભાગે ઓછો જાય છે. વિજયના પ્રથમાવેશમાં કદાચ કોઈ વીર થોડીક મર્યાદાનું ઉલ્લંઘન કરી જાય તો તે જેમ ક્ષમ્ય ગણાય, તેમ પ્રાચીન ભારતના ગૌરવપ્રેમીનું થાય તો તે પણ ક્ષમ્ય ગણાય.

૪

દાસ, પાવગી અને મઝુમદાર આપણા સહૃદય અને સમર્થ સંશોધકો છે એમાં શંકા નથી. એમણે જે કર્યું છે તેને આધારે જ બીજાઓને આગળ વધવાનું સૂઝશે એમાં પણ શંકા નથી. છતાં મારે નોંધવું જોઈએ કે હૃદય અને બુદ્ધિની સમતુલા રાખીને પુરાણોનો અને ઋગ્વેદનો અભ્યાસ કરનારને એમના કેટલાક નિર્ણયો સ્વીકાર્ય થાય તેવું નથી. આની વીગતવાર ચર્ચા અહીં અસ્થાને છે, પણ પ્રાસંગિક કેટલુંક લખવાનો લોભ ખાળી શકાતો નથી, તેથી લખું છું કે આપણા પ્રાચીન ઇતિહાસનાં સંશોધનમાં નીચેની બાબતો તરફ દુર્લક્ષ આપવું પોસાય તેમ નથી.

(૧) ઋગ્વેદનો કાળ એટલે આ ગ્રન્થમાં સ્વીકાર્યું છે તેમ વીશ-બાવીશ હજાર વર્ષનો ગાળો હોય કે ન યે હોય પણ એટલું તો ચોક્કસ છે કે ઋગ્વેદનાં સૂક્તોનો રચનાકાળ, નહીં નહીં તો ય ત્રણચાર હજાર વર્ષના પટ ઉપર પથરાયો હતો. એ અતિ દીર્ઘકાળનાં જીવન અને સંસ્કૃતિ વિશે, જો આપણે ઋગ્વેદ ઉપરથી જ નિર્ણયો બાંધવા હોય, તો સૌથી પહેલાં તો ઋગ્વેદનાં સૂક્તોનો સમયાનુક્રમ નક્કી કરવાનું આવશ્યક છે. આજે તો ઋગ્વેદનાં મંડળોનો સમયાનુક્રમ પણ નિશ્ચિત રીતે નિર્ધારાયો નથી. છતાં મને લાગે છે કે ઋગ્વેદનાં સૂક્તોનો અમુક કાલક્રમ ગોઠવવાનાં સાધનો આપણી પાસે છે અને એ સાધનો જ્યાં સુધી અફળ પુરવાર ન થાય ત્યાંસુધી એનો અભ્યાસ કરવાની આપણી ફરજ છે. અને એમ લાગે છે કે ઋગ્વેદના રચનારા ઋષિઓનો કાળક્રમ, (ગમે તેટલો સ્થૂળ તો સ્થૂળ) ગોઠવવો શક્ય છે. કોઈએક ઋષિને આપણે આનુપૂર્વીમાં આજે ગોઠવી ન શકીએ તે જૂદી વાત છે, પણ પુરાણોના રાજવંશો અને ઋષિવંશોની મદદથી તેમ જ વેદાંગોમાં, બ્રાહ્મણ આરણ્યક ઉપ-

નિષદમાં અને મહાભારતરામાયણાદિ ગ્રન્થોમાં આવતાં ઐતિહાસિક નામોના ઉલ્લેખોની મદદથી, ઋગ્વેદના ઋષિઓની કામચલાઉ આનુપૂર્વી ગોઠવવાનું મને તદ્દન શકય લાગે છે. આ કાર્યમાં વેદો પોતે તથા બૃહદ્દેવતા જેવા એના આનુષંગિક ગ્રન્થો પણ મદદરૂપ નીવડવાનો સમ્ભવ છે. વળી, વેદમાં અનેક સ્થાને જેને આપણે ઐતિહાસિક કહીએ તેવાં નામો તેમ જ પ્રસંગોના ઉલ્લેખો છે. આવા ઉલ્લેખો ઉપરથી પણ સૂક્તોની આનુપૂર્વી ગોઠવવામાં સરળતા થવાનો સમ્ભવ છે. પણ મને એટલું તો ચોક્કસ લાગે છે કે ઋગ્વેદકાળનાં સમાજજીવનનાં કોઇ પણ પાસાંનો અભ્યાસ કરતાં પહેલાં, આવી આનુપૂર્વી નિશ્ચિત કરી લેવી આવશ્યક છે: તો જ આપણા નિર્ણયો સપ્રમાણ થવાનો સમ્ભવ છે.

(૨) આનંદશંકરનો તેમ જ અન્ય વિદ્વાનોનો મત છે કે આર્યો હિન્દ બહારથી અહીં આવ્યા હોવાનો જરા પણ પુરાવો વેદમાં નથી, છતાં વેદનાં સૂક્તોની ભૂગોળ નિર્ણીત કરવાની જરૂર છે. ઋગ્વેદનાં સૂક્તોમાં, સપ્તસિન્ધુ (એટલે હાલના પંજાબ અને વાયવ્ય સરહિન્દ) ઉપરાંત ઠેઠ સંયુક્ત પ્રાન્ત અને અર્બુદાચળ સુધીના ભૌગોલિક પ્રદેશોના ઉલ્લેખો છે, ઉપરાંત એ સિવાયના કાશ્મીર, કાફિરીસ્તાન, અફઘાનિસ્તાન, સાઈબીરીઆ, ઉત્તર ધ્રુવ તેમ જ મધ્ય એશિયાના વિવિધ પ્રદેશોના અને ઇજિપ્તના પણ ઉલ્લેખો આ સૂક્તોમાં હોવાનો પાક્કો સંભવ મને લાગે છે. તેથી ઋગ્વેદનાં સૂક્તોની જેમ કાલક્રમાનુસારી તેમ જ ભૂગોલાનુસારી આનુપૂર્વી, શકય તેટલી ચોક્કસાઇથી ગોઠવી લેવી જરૂરી છે.

આ પ્રમાણે ઋગ્વેદનાં સૂક્તોનો દેશકાળ નક્કી થઈ જાય પછી જ એનાં જીવન અને સંસ્કૃતિ આપણાં દૃષ્ટિફલકમાં બરાબર ઊતરી શકે.

(૩) વળી પુરાણોમાં વંશો, વંશાનુચરિતો તથા ભુવનવિન્યાસના અધ્યાયો હોય છે તેના ઉપરથી, તુલનાત્મક દૃષ્ટિએ જૂદા જૂદા કાળને લગતો ઇતિહાસ તથા ભૂગોળનો નિર્ણય કરી લેવો જોઇએ. દા. ત. પુરાણોમાં સપ્તદ્વીપોનાં વર્ણનો છે. આ સપ્તદ્વીપો એટલે આપણી અત્યારે જાણીતી આખી પૃથ્વી એવો અર્થ સમ્ભવિત હોય અને મને લાગે છે કે છે, તો પણ એટલા બધા વિસ્તારનું ભૂગોળજ્ઞાન આર્યોને, તેમના પૂર્ણવિકસિત રાજ્યસત્તાના કાળે જ થયું હશે. છતાં આ સપ્તદ્વીપોનાં નામો પ્રાચીનતમ હોવાનો પણ સમ્ભવ છે. પ્રાચીનતમ કાળમાં (દા. ત. પ્રિયવ્રતના કાળમાં)

સપ્તદ્વીપો પામિરની આસપાસમાં જ હોય અને પછી જેમ જેમ આર્ય-સંસ્થાનો વધતાં ગયાં તેમ તેમ તેનાં તે જ નામવાળા નવા પ્રદેશોનો આપણી ભૂગોળમાં ઉમેરો થતો આવ્યો હોય એવો પણ સંભવ છે; તેથી જેમ પૌરાણિક ઇતિહાસના તેમ પૌરાણિક ભૂગોળના ક્રમિક વિકાસનો અભ્યાસ કરી લેવો બહુ જ જરૂરી છે.

અને આવી રીતે નિર્ણીત કરાયેલાં ઋગ્વેદ તેમ જ પુરાણો ઉપરથી જ્યારે આપણા પ્રાચીન ઇતિહાસનું સંસ્કરણ આપણે કરીએ ત્યારે, પુરાણોક્ત તેમ જ અન્ય ઇતિહાસાખ્યાનાદિ ગ્રન્થોક્ત, આપણી પ્રાચીન પરંપરાએ ઠોકીવજાડીને સ્વીકારેલી કેટલીક વીગતોને આપણે ભૂલવી ન જોઇએ.

( ૧ ) પુરાણોક્ત સ્વાયમ્ભુવવંશ અને વૈવસ્વતવંશની વચ્ચે પરંપરાનો ભંગ થયો હતો. એ બન્નેને એક જ પરંપરામાં સાંકળવા યોગ્ય નથી.

( ૨ ) બધી જ આર્યજાતિઓનાં માનસને હજી આજ સુધી ભયત્રસ્ત કરી દે છે એવું એક પ્રલયપૂર, જેમ બીજે તેમ પુરાણાદિમાં પણ વર્ણવાયું છે.[1] આ પૂર રાજસમુદ્રના લોપથી થએલું પૂર ન હોઇ શકે, કેમ જે એ પૂર તો મનુ વૈવસ્વત, યમ વૈવસ્વત અને નોઆહ વગેરેનું સમકાલીન હતું. તો શું આ વ્યક્તિઓ રાજસમુદ્રના લોપ વખતે થઈ ગઈ હતી? એમ ન હોય તો આર્યજાતિ-પ્રમાણિત પૂર બીજું હોવું જોઇએ. એ પૂર જો મનુ વૈવસ્વતના વખતમાં આવ્યું હોય તો સ્વાયમ્ભુવવંશ અને વૈવસ્વતવંશ વચ્ચેની પરંપરા, એ પૂરજનિત ભયત્રાસવ્યાકુલતાદિ કારણે થોડીઘણી પણ તૂટી ગઇ હોવી જોઇએ. તેથી કરીને પ્રશ્ન એ થાય છે કે વૈવસ્વતવંશનું નિવાસસ્થાન તે જ શું સ્વાયમ્ભુવવંશનું નિવાસસ્થાન હતું કે મનુ અને યમે પોતાના અનુયાયીઓને, તેનાં મૂલસ્થાનમાંથી કોઇક બીજા અભયદ સ્થાનમાં દોર્યા હતા?

( ૩ ) મધ્ય એશિયાની ફિનિશિયન, સુમેરિયન જાતિઓ જો મૂળ આર્ય હતી તો પછી એ જાતિઓના તેમ જ યુરોપિયન અને ઇરાનિયન જાતિઓના પરંપરાગત ધર્મેતિહાસાદિને આપણા ધર્મેતિહાસાદિ સાથે સરખાવવો જોઇએ. એ સરખામણીએ જોતાં, આ જાતિઓનો, આપણી

૧. જેમ આપણા પ્રાચીન ઇતિહાસનું એક સીમાચિહ્ન મહાભારતયુદ્ધ છે તેમ એનું બીજું અને પ્રાક્‌મહાભારતકાલીન સીમાચિહ્ન તે આ પૂર છે.

આર્યજાતિ સાથેનો સંપર્ક પૂર પહેલાંનો હતો કે પૂર પછીનો હતો તે પણ નક્કી કરી લેવું જોઈએ.

(૪) આ ગ્રન્થમાં જે સમયાનુક્રમનો સ્વીકાર થયો છે તેના વિશે તો મારે કહેવું જોઈએ કે પુરાણોની પોતાની દૃષ્ટિએ એ સમયાનુક્રમ કયો હોઈ શકે તેનો નિર્ણય કરવાનો પ્રયત્ન મેં અન્યત્ર[૧] કર્યો છે; તેનાં પરિણામો સાથે આ સમયાનુક્રમને તજ્જ્ઞોએ સરખાવી જોવા જેવો છે. પણ અહીં સ્વીકારાએલા સમયાનુક્રમને માટે એક પ્રશ્ન તો સહજ થાય છે. જો આર્યો મૂળથી જ અહીં વસતા હતા અને જો આપણો પુરાણોક્ત ઇતિહાસ ઈ. સ. પૂ. ૨૯૫૦થી જ શરૂ થયો હતો તો પછી ઈ. સ. પૂ. ૨૩,૦૭૨ થી ઈ. સ. પૂ. ૨૯૫૦ સુધીના ઇતિહાસની પરંપરા ક્યાં ગઈ? એક જ પ્રદેશમાં ખાસ કોઈ મહાન ઉપદ્રવ વગર નિરંકુશપણે વિકસેલી સંસ્કૃતિનો ઇતિહાસ પહેલાં વીશ હજાર વર્ષ પછી જ શરૂ થાય તેનું કારણ શું?

(૫) આર્યોના પ્રબોધકાળે બ્રહ્મા ત્રિવિષ્ટપમાંથી સપ્તસિન્ધુમાં આવીને રહ્યા એમ માનીએ તો એને માટે શો આધાર છે. બ્રહ્માનું મૂળ સ્થાન પામીર હશે એમ તો મને પણ લાગે છે[૨], પણ સમાનધર્મી આર્યોનાં જીવનનું પુનર્વિધાન કરવાનાં કારણે જ માત્ર, બ્રહ્મા પોતાનું મૂળ રાજસ્થાન છોડી દે અને સપ્તસિન્ધુમાં આવીને વસે અને પછી એનો વંશ ત્યાં જ ચાલુ રહે એવું ધારવામાં યોગ્યતા કેટલી છે? મને પોતાને એવું ધારવાને એક પણ આધાર ઋગ્વેદમાં કે પુરાણમાં દેખાતો નથી.

(૬) પણિઓ જબરા વેપારીઓ હતા તે સાચું પણ ફિનિશિયામાં જવા માટે, હિન્દના વાયવ્યપ્રદેશમાં થઈને નહીં, અને પહેલાં દક્ષિણમાં

૧. જુવો મારા લેખોઃ (1) The Manvantara: Indian Historical Quarterly, September, 1942. (2) The Manvantara-caturyuga Method: Annals of BORI, Silver Jubilee Number: (3) Chronology of Kali Dynasties: The Poona Orientalist, Oct.' 42–Jan. 43.

૨. પામીર શબ્દમાં જ બ્રહ્મ શબ્દ સમાયો છે. બ્રહ્મ-બ્રમ્મ-બ્બામ એવા ક્રમ પછી, પૈશાચીમાં બ અને પ નો વ્યત્યય થાય છે તે આધારે પામ બને અને પછી કાફિર, કાશ્મીરાદિમાં મળતો ઇર ભળતાં પામીર થયું એમ હું ધારું છું.

જઈને પછી ત્યાંથી હિન્દના પશ્ચિમ કિનારાથી દરિયા વાટે ફિનિશિયામાં તેઓ ગયા એવો દ્રાવિડી પ્રાણાયામનો ક્રમ સ્વીકારવાની જરૂર શી છે? ચોલપાંડ્યોની અસર મધ્ય એશિયામાં થઈ હોય તો તે અસર પણિઓ દક્ષિણમાં જઈને વસે તે પછી જ થઈ હશે એમ માનવાને શો આધાર છે? એમ પણ શા માટે ન બન્યું હોય કે પણિઓ તેમ જ ચોલપાંડ્યો મૂળ સપ્તસિન્ધુમાં અથવા તેની આસપાસના કોઈ ઉત્તર હિન્દના પ્રદેશમાં રહેતા હોય અને એ ત્રણે જાતિઓનાં કેટલાંક ટોળાં વાયવ્ય માર્ગે મધ્ય એશિયામાં ગયાં હોય અને બીજાં ટોળાંઓ કાળાનુક્રમે દક્ષિણાપથમાં થઈ નીચે ગયાં હોય?

ઋગ્વેદના કાલનો ઇતિહાસ નિશ્ચિત થઈ શકે તેની પહેલાં આ અને આવા બીજા કેટલાક પ્રશ્નોનું નિરાકરણ આપણે કરી લેવું પડશે. તો જ કંઇક ચોક્કસ કહેવાય એવા નિર્ણયો આપણે બાંધી શકીશું એમ મને લાગે છે.

૫

પણ વિજયરાયનો આ ગ્રન્થ, આગલા સંશોધકોના નિર્ણયો ઉપર જ મંડાયો છે અને તેથી ઉપલા પ્રશ્નો એને પણ લાગુ પડે છે છતાં ગુજરાતી ભાષામાં આવા ગ્રન્થની ઉપયોગિતા કહી જાય તેમ નથી. એક તો જુદા-જુદા ત્રણ કે ચાર સંશોધકોના પરસ્પરપૂરક નિર્ણયોને યોગ્ય વિવેકથી સાંકળીને ક્રમબદ્ધ તવારિખ આપવાનો આ સબળ તેમ જ સહૃદય પ્રયત્ન છે અને તેથી પ્રાચીન ભારતીય ઇતિહાસ જીવન અને સંસ્કૃતિનો આખો પ્રશ્ન આપણાં દૃષ્ટિફલકમાં સારી રીતે ઊતરી જાય છે, અને બીજું, જે કંઈ હકીકત અહીં અપાઈ છે તેમાં સ્વજાતિગૌરવ તથા સ્વદેશગૌરવ પદેપદે તરી આવે છે. છતાં, લેખકની નિખાલસતા એટલી બધી છે કે અમૂલ એમણે કશું લખ્યું જ નથી તેથી કરીને મૂળ ગ્રન્થથી જુદાં પાડીને, પોતાનાં આધારસ્થાનોને એમણે દરેક પ્રકરણને અંતે પરિશિષ્ટમાં અને એટલાં લાઘવથી પણ સ્પષ્ટતાથી અને ચોક્કસાઇથી મૂક્યાં છે. આથી બે હેતુઓ સધાયા છે: મૂળ ગ્રંથની ચાલુ શૈલી ઘણાં સ્થળે રંગદર્શી ચમકારા મારતી દેખાય છે તેથી તે સામાન્ય વાચકને રોચક નીવડે તેવી છે, તો ટિપ્પણો પંડિતવર્ગને ઠીકઠીક સંતોષ આપે તેવાં છે. આમ સામાન્ય જનને તેમ જ

પંડિતજનને એકીસાથે સંતોષ આપી શકે એવો આ ગ્રંથ છે. પ્રાચીન હિન્દનો જ માત્ર નહીં પણ પ્રાચીન 'સુધરેલાં' જગત સમસ્તનો ઇતિહાસ, ખરેખર, સમજવા જેવો છે અને તેનો અભ્યાસ, ખરેખર, કરવા જેવો છે, એવી પ્રેરણા તો આ ગ્રંથ વાંચ્યા પછી દરેક વાંચનારને થાય તેમ છે. અને હું ધારું છું કે આવા ગ્રંથોનો આશય આથી વધુ બીજો કોઇ ન હોઈ શકે. આ આશયમાં, કહેવું જોઇએ કે, વિજયરાય સાંગોપાંગ સફળ થયા છે. ગુજરાતીમાં તો આ વિષયનું આ એકપૂરું પુસ્તક છે અને એનો જેમ બને તેમ વહેલો સત્કાર કરીને, ગ્રન્થકર્તાએ બતાવેલી દિશામાં આપણે આપણો અભ્યાસ વધારીએ તો જ આવા ગ્રન્થકારો પ્રત્યેનું આપણું ઋણ આપણે ફેડી શકીએ.

ગ્રન્થના મૂળ ભાગમાં (પ્રકરણોમાં) વિજયરાયની વિશિષ્ટ શૈલીની ઘણીખરી લાક્ષણિકતાઓ તરી આવે છે. કંઇક સંકુલ અને તેને લીધે ક્વચિત ક્લિષ્ટ બની જતી પણ ઘણે ભાગે તો તો ય પ્રાસાદિક રહેતી, રંગદર્શી ભભકની ઝાંય અવારનવાર ચમકાવતી, સમુત્ક્રાન્ત (loose) અને વ્યુત્ક્રાન્ત (periodic) વાક્યોના વિવિધ પ્રયોગો કરતી, ક્વચિત્ સારા વક્તાની છટાથી સમતુલાયુક્ત (balanced) દીર્ઘ વાક્યો ઘડતી તો ક્વચિત સ્પષ્ટતા ખાતર લઘુ વાક્યપ્રયોગો કરતી, ક્યાંક પ્રસાદયુક્ત, ઘણે સ્થળે દીપ્તિ અને ઓજસ્યુક્ત અને ક્વચિત જ માધુર્ય કે લાલિત્યયુક્ત બનતી, ક્યારેક લાઘવથી અર્થઘન થતી તો ક્યારેક વક્તવ્યને અનુરૂપ વિસ્તીર્ણ પટ ધારણ કરતાં પ્રાસાદિક બનતી વિજયરાયની રીતિ, ખરેખર અનેક વિશિષ્ટતાઓવાળી છે. ઇતિહાસ અને સંશોધનના ગ્રન્થમાં રીતિનું મહત્ત્વ, સામાન્ય રીતે, ઓછું ગણાય છતાં આવા સામાન્ય જનને રોચક બનવાના ઉદ્દેશથી લખાયલા ગ્રન્થમાં તો લેખકે રીતિને ખાસ લક્ષ રાખીને વિકસાવવી જોઈએ. એ દૃષ્ટિએ વિજયરાયની અહીંની રીતિમાં અભિનવ પ્રસાદ સાર્વત્રિક છે એટલે વિશિષ્ટ વિષયને વિશિષ્ટ રીતિમાં મંડિત કરતો આ ગ્રન્થ સર્વથા આવકાર્ય છે. ગ્રન્થને અન્તે આપેલી સૂચિ જોઈએ તેટલી વ્યાપક નથી છતાં એના તરફ ધ્યાન એટલા માટે દોરવું પડે છે કે આવા ગ્રન્થમાં સૂચિનું મહત્ત્વ બહુ મોટું છે એ સામાન્ય રીતે આપણે ત્યાં સ્વીકારાતું નથી. સૂચિ તો આવા ગ્રન્થનો આદર્શ છે. તેના વગર આવા ગ્રન્થો છપાઈ જ ન શકે એવી પ્રથા પશ્ચિમમાં તો પડી

૯

ગઈ છે; આપણે ત્યાં પણ એવું જલદી સ્વીકારાય એ ઇષ્ટ છે.

ડોલરરાય રંગીલદાસ માંકડ

નોંધઃ પ્રા. ડોલરરાય માંકડે લખેલી સ્વ. કે. હ. ધ્રુવના પુસ્તક ' સાહિત્ય અને વિવેચન 'ની વિસ્તૃત સમાલોચના ' માનસી 'ના ૧૯૪૩ના ઉત્તરાર્ધમાં લેવી એવું અનુલક્ષણ ગુજરાતી સાહિત્યની રૂપરેખામાં ( પૃ. ૨૬૮ ) અપાયું છે. પણ એ લેખ સ્થળસંકોચ–કારણે હમણાં નહિ છાપી શકાય; માટે અભ્યાસીઓએ એને માટે ૧૯૪૪નું ' માનસી 'નું દફતર ( 'ફાઇલ' ) તપાસવું; એમાંથી એ જરૂર મળશે.—સં. માનસી.

## કનુ દેસાઇનાં ત્રણ આલ્બમો

### નૃત્યરેખા : રંગચિત્રો : રંગલહરી

' માનસી 'ના વસંતપંચમી, ૧૯૯૨ના અંકમાં શ્રી. કનુ દેસાઇના ' જીવનમંગલ ' નામના આલ્બમનું વિવેચન કરતાં ( એ લેખ પછીથી મારા સંગ્રહ ' મીઠી નજરે 'માં પ્રસિદ્ધ થયો છે. ) મેં લખ્યું હતું કે :

> કનુ દેસાઇ હજી પોતાને પ્રયોગદશામાં માને છે એ ગુજરાતની ચિત્રકલા માટે આનંદનો વિષય છે. જુદી જુદી દિશામાં એમના પ્રયોગ ઓછી–વધતી સફળતા પ્રાપ્ત કરી શક્યા છે પીંછી દિનપ્રતિદિન દઢતા, સરલતા અને મૌલિકતાને વધુ પ્રમાણમાં વરતી જાય છે. એટલે ભવિષ્યમાં આથી વધુ કલામય કૃતિઓ તેમના પીંછીમાંથી પ્રકટ થશે જ એવી ગુજરાતને ખાતરી છે.

આ કથન પછીની આ ત્રણે ચિત્રાવલિઓ છે અને એ જોતાં આ કલાકારની પીંછીમાં ઉપર જણાવેલ ત્રણે ગુણો વધતા પ્રમાણમાં આવ્યા છે એ જોનાર સહજ જોઈ શકશે. કલાકારે પોતે પણ જેમ જેમ પોતાની શક્તિઓ વિકસતી ગઈ તેમ તેમ અમુક કાર્યક્ષેત્રોને પ્રાધાન્ય આપ્યું અને અમુકને ગૌણ ગણ્યાં. અને એમ કરવામાં એમણે યોગ્ય જ કર્યું છે એની કોણ ના પાડી શકશે ? પુસ્તકોનાં કવર–જેકેટો પ્રત્યેની એમની કાળજી ઓછી થતી ગઈ છે અને છાયાચિત્રોને પણ એમણે પોતાની ફુરસદની ક્ષણો માટે રહેવા દીધાં છે; કારણ કે છાયાચિત્રો આખરે પણ

બહુધા કારીગરી છે–કલા નથી. એ ચિત્રપ્રકારોને બદલે ચિત્રકારે પોતાની કલાને ચિત્રપટો દીપાવવામાં ઉપયોગમાં લીધી છે અને અત્યાર સુધીમાં પૂર્ણિમા–નરસી ભગત–રાધિકા–ભરતમિલાપ–વસંતસેના અને રામરાજ્યનાં ચિત્રપટોમાં તેમના સન્નિવેશે (સેટિંગ્ઝ) ચિત્રપટોની એ દિશામાં અતિ મહત્ત્વનું કાર્ય કરેલું છે.

આપણે ત્યાં 'સબમેં મેરા લગતા હય'ના અહંભાવમાં માનનાર સર્વજ્ઞો સહકારના ઉચ્ચ અને સર્વસ્વીકાર્ય સિદ્ધાંતમાં માનતા નથી અને જુદી જુદી વ્યક્તિઓની જુદી જુદી શક્તિઓના 'કોઑરડિનેશન'ને (પરસ્પર સાહચર્ય) તુચ્છ ગણતા આવ્યા છે એને પરિણામે તો આપણી રંગભૂમિ અને અન્ય ક્ષેત્રો વિકાસ સાધ્યા વગરનાં રહી ગયાં છે એ સત્ય કોઈથી ભાગ્યે જ અજાણ્યું રહી શક્યું છે. પણ ચિત્રપટની કલા અને તેનો ઉદ્યોગ આવતાં આ સહકાર અને પરસ્પર સાહચર્ય અનિવાર્ય ઉપયોગનાં થઈ પડ્યાં છે એટલે એમાં જુદાં જુદાં ક્ષેત્રના નિષ્ણાતો એ કલામાં સારો જેવો વિકાસ સાધી શક્યા છે.

અહીં કાંઈક અપ્રસ્તુત છે છતાં કનુ દેસાઈએ ચિત્રપટોના સન્નિવેશને પોતાની કલાનું એક અંગ માન્યું છે એટલે કહેવાનું પ્રાપ્ત થાય છે કે રશિયન 'બેલે'ના (નાટ્ય–રાસકના) ક્ષેત્રમાં જ્યાં સુધી ડિયાઘીલાફે પ્રવેશ નહોતો કર્યો ત્યાં સુધી ત્યાંના તે ક્ષેત્રમાં કાર્ય કરનાર આગેવાનો બધાંમાં જ માથું મારતા પણ ડિયાઘીલાફે એ બધું ફેરવી નાખ્યું અને સંગીત, અભિનય, સન્નિવેશ અને વસ્ત્રાભૂષણો એ નાટ્ય–રાસકનાં નિરનિરાળાં અંગો માટે એણે નિરનિરાળા નિષ્ણાતોને રોક્યા. એ સમયના તેને સન્નિવેશમાં મદદ કરનાર ચિત્રકારો બેન્વા, બાક્સ્ટ, નિકોલસ રોએરિક, કોરોવિન વગેરેની કલા યુરોપ–મશહૂર બની ગઈ. કહેવાનું તાત્પર્ય એટલું કે માત્ર કનુ દેસાઈ જેવા એકાદ બે નહિ પણ પચીસ–પચાસ પ્રથમ શ્રેણીના ચિત્રકારો પોતાની પીંછી રંગભૂમિ અને ચિત્રપટના સન્નિવેશ અને વસ્ત્રાભૂષણ તૈયાર કરવામાં રોકી લેશે, ઉસ્તાદ ગીતો રચનાર ગીતો રચશે અને ગાયકો તેમાં પ્રાણ પૂરવા તત્પર થશે, જુદી જુદી પ્રજાનાં ઉચ્ચ નાટકો અને ચિત્રપટોના અભ્યાસથી પરિણમતી પ્રેરણા પીને એવાં નાટકો અને ચિત્રપટ વાર્તાલાપ સરજનાર ઉત્પન્ન થશે ત્યારે ગુજરાત તેમ જ હિંદુસ્તાનનાં

રંગભૂમિ અને ચિત્રપટો પાશ્ચાત્ય રંગભૂમિ અને ચિત્રપટો સાથે હરીફાઈમાં ઊતરશે એટલું જ નહિ પણ વિજય પણ પ્રાપ્ત કરશે. આપણે ત્યાં હજી સન્નિવેશનું મહત્ત્વ ઘણાં ઓછાં મનુષ્યો સમજે છે. એને વિશે સુપ્રસિદ્ધ લેખક આરનોલ્ડ હાસ્કેલ એક સ્થળે લખે છે: "અભિનયની રેખાઓ અને સૂક્ષ્મ કારીગરીની તાદૃશ જણાઈ આવે એવી યોગ્ય પશ્ચાદ્‌ભૂ ઊભી કરવી એ સન્નિવેશનું મુખ્ય કાર્ય છે." અહીં તો સાધનને અભાવે રવીન્દ્રનાથ અને ઉદયશંકરે પોતાની કૃતિઓમાં રંગભૂમિ ઉપર ભૂરો કે કાળો પડદો લટકાવ્યો એટલે અનેકાનેક કહેવાતા નિષ્ણાતો છાપરે ચઢી ચઢીને બાંગ પુકારવા લાગ્યા કે ખરી કળા આ ભૂરા અને કાળા પડદામાં જ છે, અન્યમાં નહિ ! હશે.

'નૃત્યરેખા' 'રંગચિત્રો' અને 'રંગલહરી' એ ત્રણ ચિત્રાવલિ જોતાં એટલું જણાઈ જાય છે કે એમાંનાં જુદાં જુદાં વિધાનોમાંથી આ કલાકારની પીંછી 'રેખાચિત્રો'માં વધારે સફળ થતી જણાય છે. વાસ્તવભૂમિ કરતાં ભાવનામય ભૂમિ પ્રત્યે એમને વધુ આકર્ષણ છે. ચિત્રોના અનેક વિષયોમાં એમને નૃત્ય, ગરબા, રાસ, વેણુવાદન વગેરે પ્રિયતર વિષયો છે. 'રંગચિત્રો' ના પ્રાસ્તાવિક ઉલ્લેખમાં જેમ કહેવામાં આવ્યું છે તેમ કનુભાઈની કલાનું સ્વારસ્ય બંસી જેવું સરલ અને મધુર છે. વીણાની ઝીણવટો અથવા વાદ્યસમુદાયની રમઝટથી તે મુક્ત છે. આંથી કરીને જે ચિત્રનો વિષય પ્રચંડ ભાવોની ફલક માગી લે છે તે ચિત્રમાં આ કલાકારની પીંછી યશ પ્રાપ્ત કરી શકતી નથી, જે યશ એને સરલતાથી વરે છે એમના અન્ય જીવનના સામાન્ય પ્રસંગો વર્ણવતાં ચિત્રોમાં. માત્ર એક દૃષ્ટાંત આપું: 'નૃત્યરેખા 'માંનું છેલ્લું ચિત્ર 'પ્રલયનૃત્ય'. આલ્બમમાંના આગળના ઉલ્લેખમાં થયેલ ગુજરાતી ગદ્યમાં કરેલું એનું વર્ણન ક્યાં અને એનું આલેખન ક્યાં? માત્ર કાળી પશ્ચાદ્‌ભૂ ઉપર સિંદૂરિયા રેખાઓથી તૈયાર થયેલ એ ચિત્રમાં આકૃતિની સપ્રમાણતા સચવાઈ નથી એટલું જ નહિ પણ એ જોતાં 'જગતને વૈશ્વાનર ઘેરી વળ્યો છે...' વગેરે શબ્દવર્ણન કેવળ અર્થવિહોણું લાગે છે.

કનુભાઈની કળા સોળે પાંખડીએ ખીલે છે તે આવા 'પ્રલયનૃત્ય' આલેખતા ભવ્ય અને મહાન વિષયોનાં ચિત્રોમાં નહિ પણ—માત્ર એક ચિત્રનું

સૂચન કરું છું—'રાસધૂન' જેવાં ચિત્રમાં. એ રેખાચિત્ર છે. નાના ગોળ ચિત્રમાં એક પુરુષ બંસી બજાવે છે. બીજો પુરુષ ઢોલક ગજાવે છે. બે સ્ત્રીઓ એ બંસીના સૂરે, એ ઢોલકના તાલે રાસ–ધૂને ચઢેલી છે. એકના હાથમાં મંજીરા છે. બીજીના હાથમાં દાંડિયા છે. ચિત્ર જોતાં જ, રાસ જ્યારે પરાકાષ્ઠાએ પહોંચ્યો હોય ત્યારે ઉત્પન્ન થતી ગતિ અને એ ગતિથી રાસ ખેલતાં યુવક–યુવતીઓના યૌવનના તનમનાટ અને સ્વયંભૂ પ્રકટતા નૈસર્ગિક સૌંદર્યની તેજ:પ્રભા જોનારનાં હૈયાંને હરી લે છે. શું ચિત્રમાં કે શું શિલ્પાકૃતિમાં, નૃત્યમાં રહેલ ગતિને પકડી લઇને સ્થિર કરવી અને તે સ્થિરતામાં ગતિનાં પૂર બતાવવાં એ ચિત્રકારો અને શિલ્પીઓનો મોંઘો મનોરથ છે. એ ગતિનું તાદ્દશ આલેખન કરવાની ધૂનમાં જ આપણા ચિત્રકારો અને શિલ્પીઓએ 'નટરાજ'ના ચિત્રમાં કે શિલ્પાકૃતિમાં ઘણે ઠેકાણે બે કરતાં વધારે હાથ કલ્પ્યા છે. પણ માત્ર બે હાથ અને બે પગ વડે કરીને જ ચિત્રમાં કે શિલ્પમાં ગતિ બતાવાય એમાં જ કલાકારનો વિજય છે. આપણે ત્યાં કનુભાઈએ 'રાસધૂન' ઉપરાંત, 'મયૂર-નૃત્ય', 'બંસીતાલે', 'અર્જુન અને ઉર્વશી' (જે 'નૃત્યરેખા'માં આવવું જોઈતું હતું પણ આવ્યું છે 'રંગલહરી'માં), અને 'ઉત્તરાનું નૃત્ય' તેમજ 'જાગ' (જે પણ નૃત્યનાં ચિત્રો છે છતાં પ્રસિદ્ધ થાય છે 'રંગચિત્રોમાં'), રસિકલાલ પરીખે એમના 'દેવદાસી'માં ('ચિત્ર-સાધના'ના આલ્બમમાં) તેમ જ જગન્નાથ અહિવાસીએ અને ભાનુ સ્માર્તે પણ એમનાં એક કરતાં વધુ ચિત્રોમાં એ પ્રકારનો વિજય અમુક પ્રમાણમાં –ચિત્રકારોને યશ અપાવે તેટલા પ્રમાણમાં–પ્રાપ્ત કર્યો છે.

'નૃત્યરેખા'માંનાં ચિત્રોમાં 'પ્રલયનૃત્ય' ઉપરાંત 'નરસિંહ–રાસદર્શન' પણ કાંઇક નબળી કૃતિ જણાય છે. આ કેવળ સલિલચિત્રમાં સમતોલતા બરાબર સચવાઈ લાગતી નથી. ત્રણે કૃષ્ણને એક બાજુ લઇ લેવાથી કદાચ આમ પરિણામ આવ્યું હોય. નરસિંહની કરતાલ પણ બરાબર નથી લાગતી. ગતિની ઘણી ઊણપ છે.

'ઋતુ–નૃત્ય'માં વિષયની ભવ્યતા ધ્યાનમાં લેતાં આકૃતિઓમાં ગુજરાતણો કરતાં કનુભાઈની લાક્ષણિક ભાવનામય સ્ત્રીઓ આલેખાઈ હોત તો ઠીક થાત. 'વર્ષામંગળ'માં પશ્ચાદ્ભૂના ઘેરા રંગમાં ત્રણે સ્ત્રી-

સ્ત્રીઓનાં વસ્ત્રોના હળવા અને ચળકતા રંગ બંધબેસતા નથી. વળી, ગરબાનું મંડાણ જોતાં પણ આકૃતિ કાંઈક ઓછી લાગે છે અને તેમાંની એક સ્ત્રીની ઊંચે હાથે પણ જરા વિલંબિત તાળી નિરખતાં આશ્ચર્ય થાય છે. ' ટીપણી 'માં ' પરપેંક્ટિવ ' (યથાદર્શન) વગરનું તદ્દન ' ફ્લૅટ ' ચિત્ર-વિધાન સુંદર રીતે ચીતરાયેલું દૃષ્ટિગોચર થાય છે. જેમણે સ્વ. અમૃત શેરગિલનાં આવાં ' ફ્લૅટ ' વિધાનનાં ચિત્રો જોયાં હશે તેમને લાગશે કે આવું વિધાન પહેલી નજરે જોતાં જેટલું સહેલું લાગે છે તેટલું નથી. સિદ્ધહસ્ત કલાકારની પીંછી જ આવાં ચિત્રો રમ્ય બનાવી શકે. કનુભાઈનું આ ચિત્ર અતિસુંદર છે.

' મયૂર-નૃત્ય ' અને ' બંસીતાલે ' એ બંને રેખાચિત્રો છે અને કલાકારની લાક્ષણિક શૈલીનાં હોઈ રમણીય છે. પણ પહેલા ચિત્રમાં મોરનું આલેખન નબળું છે. પક્ષી અને પ્રાણીનાં આલેખન ઉપર આપણા નહિ જેવા ચિત્રકારોએ જ ધ્યાન આપ્યું છે. એ આપણી પશુપક્ષીઓ પ્રત્યેની ઉદાસીનતા બતાવે છે. ઇંગ્લંડમાં લૅંડસીઅર જેવા ચિત્રકારો તો પ્રાણી-આલેખનમાં આલમમશહૂર થઈ ગયા. બીજું ચિત્ર પણ નૃત્યની એક ક્ષણને પકડી લઈ આકર્ષક દૃશ્ય ઊભું કરી દે છે. પણ કનુભાઈ જેવા સંગીત-નૃત્યના જાણકારે નામમાં ' બંસીતાલે ' જેવું નામ કેમ પસંદ કર્યું હશે ? માત્ર શબ્દ લાલિત્યથી ભોળવાઈ જઈને ઘણા લેખકો અર્થનો ભોગ આપે છે એ ઠીક નથી. બંસી, પાવો, વીણા, સિતાર, દિલરુબા, તાઉસ, સારંગી એ બધાં સૂરનાં વાદ્ય છે; અને સૂરની ધૂન હોઈ શકે કે એનો નાદ હોઈ શકે. ' બંસીધૂને ' કે ' બંસીનાદે ' રાખ્યું હોત તો ઉચિત ગણાત. પખવાજ, મૃદંગ, ખોલ, ઢોલક, તબલાં, કરતાલ, મંજીરા એ તાલનાં વાદ્ય છે અને એમને માટે એમ લખી શકાય કે ' મૃદંગતાલે' પણ ખયર, આ તો ભાષાની વાત થઈ.

' રંગલહરી 'ની ચિત્રાવલીમાં બે રેખાચિત્રો છે. બાકીનાં સલિલ-ચિત્રો છે. ' ગંગા-યમુના ' અને ' ઉષા-નિશા ' ચિત્રકારનાં શાંતિનિકેતન-નાં સંસ્મરણો લાગે છે. ' તું અને હું ' તથા ' દિવ્ય સંગીત ' એક જ સૂર કાઢનારૂ બે ચિત્રો છે-એક જ મધુર ગીતની જાણે બે કડી હોય ! પ્રણયી એક ને એક પણ પ્રણયરીત નિરનિરાળી ! ' દિવ્ય સંગીત 'માં

ચિત્રકારે ગાયના મુખના ભાવ સરસ આલેખ્યા છે.

'ગીતમાધુરી' જુદા દૃષ્ટિકોણથી આલેખાયેલ ચિત્ર છે. એવા જુદા જુદા દૃષ્ટિકોણો લેવા પશ્ચિમમાં સામાન્ય છે પણ અહીં તો અ-સામાન્ય ખરું. 'અર્જુન-ઉર્વશી'માં પુરુષનું નૃત્ય કલાકારે અસાધારણ કૌશલ્યથી ચીતર્યું છે; બાકી પુરુષના નૃત્યમાં પણ સ્ત્રીત્વ આવી જાય એ દોષ સારા સારા નૃત્યકારોમાં પણ જોવામાં આવે છે. પાછળ રહેલ સન્નિ-વેશનું આલેખન એ ચિત્રની બે આકૃતિને વધુ સફળ બનાવે છે અને કલાકારની ચિત્રપટોના સન્નિવેશ તૈયાર કરવાની પ્રતિભાશાળી શક્તિનો અચ્છો ખ્યાલ આપે છે.

'વર્ષા' લાક્ષણિક ગુજરાતી ચિત્ર છે જ્યારે 'લહર' એ કનુભાઈએ પોતાની જાદુગરની ઝોળીમાંથી કાઢેલ, જુદા જ પ્રકારની શૈલી બતાવતું અતિમોહક ચિત્ર છે. સાધારણ રીતે આ ચિત્રકાર વાસ્તવિકતાના આલેખનમાં બહુ સફળતા પ્રાપ્ત કરતા નથી પણ એ કથન આ ચિત્રથી અસત્ય ઠરતું જણાય છે. પાછળની પશ્ચાદ્ભૂ, વૃક્ષનું થડ અને તેની બે-ત્રણ શાખા અને થડને અઢાંગીને ઊભેલી યૌવન ઝરતી ગુજરાતણ! કેટલું સરલ અને સ્વચ્છ આલેખન અને છતાં કેટલું હૃદયના તાર અને તરફોને ઝણઝણાવી મૂકે તેવું! ચિત્રકારને આપણે પૂછી શકીએ કે આવાં અન્ય ચિત્રો ક્યારે?

'રંગચિત્રો'ની ચિત્રાવલિમાં 'પ્રકાશ અને છાયા' તથા 'ઉન્માદ અને વિષાદ' એ બે પ્રતીકચિત્રો છે છતાં કનુ દેસાઈની લાક્ષણિક શૈલીથી ભિન્ન પ્રકારનાં-કાંઇક બંગાળી અસર બતાવતાં ચિત્રો છે. 'મિલનસ્થળ' હિન્દુસ્તાની ધાર્મિક પદ્ધતિનું પણ જરા નબળું આલેખન જણાય છે અને સ્ત્રીની આકૃતિમાં પણ સપ્રમાણતા અને વેગનો અભાવ લાગે છે. કનુની સચોટ રેખાઓ આમાં નથી.

'ઉત્તરાનું નૃત્ય' રેખાચિત્ર છે અને સરસ છે. એમાં નૃત્યનો પ્રકાર શાંત છે જ્યારે 'જાગ'માં એ હેલે ચઢેલ છે. બે જ સ્ત્રીઓ અને એક પુરુષનું આલેખન છતાં ચિત્ર ભર્યું લાગે છે. ગતિનું ભાન યથેચ્છ થાય છે. પશ્ચાદ્ભૂ ચિત્રની મોહકતામાં ઓર વધારો કરે છે. આ બે ય ચિત્રો

'ફ્રેસ્કો' જેવા જ લાગે છે. આ ચિત્રાવલિમાં 'જાગ' સૌથી વધુ સામર્થ્યયુક્ત ચિત્ર છે.

'એકાકી' સોમાલાલની શૈલીનું સ્મરણ કરાવે છે અને 'મુરલી' કનુના પ્રિય વિષયનું નવું સ્વરૂપ છે. 'શશિ સંગીત અને સૌંદર્ય' એ આ ચિત્રાવલિનું સૌથી વધુ કોમળ ભાવ જગાડતું ચિત્ર છે અને ઉમર ખય્યામની રૂબાઇનું ભાન કરાવે છે. "તું, હું, શશિ અને સંગીત; એટલું મળ્યે આ પૃથ્વી પણ સ્વર્ગ બની રહે* કાંઇક આવી ઊર્મિઓની પરંપરા જગાડતું આ રમ્ય ચિત્ર આપણને પ્રશ્ન પુછાવે છે કે એ 'રૂબાઇ'ને આલેખતાં આવાં જ ચિત્રો આ કલાકાર કેમ ન દોરે? અને કોઈ સાહસિક પ્રકાશનસંસ્થા એને પુસ્તકાકારે પ્રગટ કેમ ન કરે?

'રંગચિત્રો'ના આમુખમાં લખ્યું છે તે પ્રમાણે 'શેઇડ-લાઇટ, પર્સ્પેક્ટિવ, ઓઇલ પેઇન્ટિંગ. લાઇફ સ્ટડી વગેરે કલાકારના રૂઢ અને આવશ્યક મનાએલા અભ્યાસક્રમો' કનુભાઈએ વર્જ્ય કરેલ છતાં એમણે આટલી સિદ્ધિ પ્રાપ્ત કરી એ એમની પ્રતિભા અને નૈસર્ગિક શક્તિનું પરિણામ. પણ એથી એ કલાના ક્ષેત્રમાં વિહરવા ઇચ્છનાર એમ રખે માની લે કે આટલું વર્જ્ય કરવાથી એઓ પણ આટલી પ્રભુતા આ કલામાં પ્રાપ્ત કરશે. ઇંગ્લંડના આધુનિક ચિત્રકારોમાંના એક અગ્રગણ્ય ચિત્રકર સી. આર. ડબલ્યુ. નેવિનસન પોતાની આત્મકથામાં લખે છે કે મેં મારા અભ્યાસમાં ચિત્રકલાનો એક પણ પ્રકાર-ઓઇલ વોટર કલર-ટેંપેરા-પેસ્ટલ-બ્લૅક ઍંડ વ્હાઇટ-એચિંગ્ઝ-લિથો વગેરે-બાકી નથી રાખ્યો અને તે દરેક પ્રકાર શીખવાથી-તેમાં ઊંડા ઊતરવાથી મારી શક્તિ વધુ વિકસિત થઈ હોય, દ્રઢતર અને વિશાલતર થઈ હોય એવી મને ખાતરી થઈ છે. આપણા શીખતા ચિત્રકારો આટલું યાદ રાખે.

ધનસુખલાલ કૃષ્ણલાલ મહેતા

---

*પેલા મુગલ બાદશાહે પોતાના મહેલમાં લખાવ્યું હતું તે પ્રમાણે "અગર ફિરદૌસ બર રૂએ જહાનસ્ત, હમીનસ્તો, હમીનસ્તો હમીનસ્ત."

# ધ્વ નિ

**દી. બ. ઝવેરીનાં સંસ્મરણો**

દીવાન બહાદુર કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીના સાહિત્ય, શિક્ષણ તથા સમાજની સેવામાં ઓતપ્રોત જીવનની પોણી શતાબ્દીના[1] શુભ પ્રસંગે અમે અમારા ગયા માર્ચના અંકમાં (ને પછી રૂબરૂ) કરેલી વિનંતિને માન આપી, તેમણે લખી આપેલાં પોતાનાં સંસ્મરણોની લેખમાળા આ અંકથી શરૂ કરીએ છીએ. એ પ્રકારના અલ્પધન ગુજરાતી સાહિત્યમાં એ લેખો એક કરતાં વધારે દૃષ્ટિએ કેવો કીમતી ઉમેરો કરે છે એ તો વાચકો તુરત જોઈ શકશે. માળાનો બીજો મણકો પણ આવતા અંક માટે તૈયાર જ છે અને પછીના સર્વ પણ, 'માનસી'ના એ અત્યન્ત માયાળુ મુરબ્બી, એમનાં એક સો ને એક કહી શકાય તેટલાં રોકાણોમાંથી વખત કાઢીને પણ લખી આપશે એવી અમને પાકી આશા બલ્કે ખાતરી છે; અને અંકેઅંકના વાચકો પણ રસિક માહિતી ને અનુભવપૂર્ણ દૃષ્ટિબિન્દુ તથા વિચારમયતાવાળાં એ સંસ્મરણો રસથી ને ધ્યાનથી વાંચી એનો પૂરો લાભ પામશે એ વાતની પણ ખાતરી છે.

**પ્રા. ઠાકોર ભાવનગરમાં**

સપ્ટેમ્બરથી ડિસેંબર દરમ્યાન પ્રા. બળવન્તરાય ક. ઠાકોરની પોણી શતાબ્દી સ્થળે સ્થળે ઉજવાઈ તેની નોંધ લેતાં આનન્દ થાય છે. શિક્ષિત ગુજરાતે એ પ્રસંગોએ જેવો સાચા દિલનો ઉત્સાહભર્યો ગુણાનુરાગ દર્શાવ્યો તેવો આપણા સાહિત્યજીવનમાં ક્વચિત જ નજરે પડે છે. અનેક કારણે, અનેક દૃષ્ટિએ, આપણા અર્વાચીન વાઙ્મયના અતિરથી ગણાવાને પાત્ર એ આપણા અનન્ય સર્જક તથા ચિન્તકની સેવામાં અમારો નાનો શો સન્માનાર્ઘ્ય પણ અર્પીએ છીએ.

ભાવનગરમાં યોજાએલા એ પ્રવૃત્તિના સમારંભમાંનું રા. મુનિકુમારનું વ્યાખ્યાન આ અંકનું એક વિશિષ્ટ અંગ બન્યું છે એ વાચકો જોઈ શકશે.

---

1. સ્વ. આ. આનન્દશંકર ધ્રુવનો આ શબ્દ છપ્પનમા વર્ષના ઉત્સવ માટે વપરાવો ઘટે. કેટલાકે વગર-વિચાર્યે વાપરેલો "મણિમહોત્સવ" તો ૬૦મા વર્ષના એવા પ્રસંગ માટે, અમને યાદ છે કે, સ્વર્ગસ્થે યોજેલો. એટલે તે એ ઉત્સવ માટે વાપરવો યોગ્ય છે.

સમારંભમાં સાતઆઠ ભાષકોએ[1] તથા વ્યાખ્યાનકારોએ જુદેજુદા દૃષ્ટિબિન્દુથી પ્રા. ઠાકોરના જીવન, વ્યક્તિત્વ અને વાઙ્મયસેવા વિશે ભાષણો કર્યાં કે વ્યાખ્યાનો વાંચ્યાં હતાં.[2] તેમનાં પોતાનાં એ પ્રસંગનાં ઉચિત અર્થગર્ભ વચનોમાંથી થોડાંક સુલભ હતાં તેનાથી અમે આ વખતે અંકનો આરંભ કરીએ છીએ, જે ભણી ધ્યાન ખેંચવાની જરૂર ભાગ્યે જ હોય.

ભાવનગરનો મુખ્ય પ્રસંગ તો કૉલેજમાં રા. યશવન્ત સ. પંડ્યાએ ભેટ કરેલા સ્વ. ગોવર્ધનરામના તૈલચિત્રનો ઉદ્‌ઘાટન-સમારંભ હતો. એ ચિરયશસ્વી સાહિત્યસ્વામીના "અક્ષરદેહની સેવા કરવાનું સદ્‌ભાગ્ય" ગયા ચાળીસેક વર્ષમાં જેમને જુદે જુદે સમયે સાંપડેલું[3] તે એ દિવસના માનવન્તા મહેમાને "શ્રી ગોવર્ધનરામના સર્જનશક્તિનું ગૌરવ આપણા સાહિત્યમાં શા પ્રકારનું છે" એ દર્શાવતું જે સંક્ષિપ્ત વ્યાખ્યાન કર્યું તેમાં તેમણે આ પેઢીનાં યુવક-યુવતીઓને ગોવર્ધનરામની તથા એમના ગ્રન્થમણિની ખરી મહત્તા સમજાય એ દૃષ્ટિએ વ્યાખ્યાનવિષયના વ્યક્તિત્વ, સમયાદિ વિશે; એ કૃતિની એ જમાનામાં જે આત્મીય ભાવ તથા અભિનિવેશથી ચર્ચાઓ થતી એનું સ્વાનુભવમાંથી પણ રસિક ઉદાહરણ આપી એ વિશે; કૃતિની અમરતા આભારી છે એ તો, સૌથી અધિક અંશે, એમાંનાં સ્ત્રીપાત્રોની સજીવનતાના પ્રભાવે એ પોતાના મન્તવ્ય વિશે: એમ વિવિધ પ્રકારનાં વિચારણીય વચનો સરલ પણ સગૌરવ, અસરભરી ભાષામાં ઉચ્ચાર્યાં હતાં.

---

૧. 'સ્પીકર્સ'; 'વક્તા' 'ઑરેટર' માટે વાપરવામાં અધિક ઔચિત્ય રહેલું છે. બીજું, બોલનારે લખી આણ્યું હોય ને સભામાં એ વાંચે તે 'વ્યાખ્યાનકાર' અને કૉલેજનો 'લેક્ચરર' તે 'વ્યાખ્યાતા' એ ભેદ પણ વિચારવા-પાળવા જેવો લાગે છે.

૨. એ સભાનો અહેવાલ ૩૦-૯-૪૩ના 'ભાવનગર સમાચાર'માં છે. એનો ૧૫-૧૦-૪૩નો અંક પણ જોવો.

૩. "સમાચાર સાંપડ્યા છે." એમ રોજરોજ છાપી મારતા આપણા છાપાંવાળાને પણ શું કહેવું ? સાંપડે તે તો પુત્રરત્ન કે સદ્‌ભાગ્ય કે કીમતી જૂની હાથપ્રત. નિરાશા ('ફૂલછાબ': ૧૭-૧૨-૪૩; પૃ. ૪), રમખાણો કે ઘોર-સંહારની ખબરોમાં એવું તે શું બન્યું છે કે એ લોકો આ મૂલ્યવાન શુભવાચક શબ્દને એમ હાલતાં-ચાલતાં હેઠે ચઢાવવાના રસિયા બની બેઠા છે ? એ જ વર્ગનો છે વર્ષોથી ચાલુ થએલો 'સુન્દર' શબ્દ પરનો અત્યાચાર. જ્યાં 'સરસ' કે 'મજાનું' જેવા શબ્દપ્રયોગ જ યોગ્ય છે ને ખુશીથી વાપરી શકાય, ત્યાં 'સુન્દર' લખતાં ઘણી વાર સુલેખકો પણ શરમાતા નથી !

તેમણે સ્થાનિક મહિલામંડળની સભામાંની પ્રશ્નોત્તરી વખતે પણ "ઐતિહાસિક દૃષ્ટિએ સ્ત્રીજીવનને લગતા પ્રશ્નોની તલસ્પર્શી ચર્ચા કરી હતી." ('ભાવ. સમાચાર')

અંગત

ખરી રીતે જુલાઈના ત્રીજા અઠવાડિયાથી શરૂ થએલા ને આજે ડિસેંબરના બીજા અઠવાડિયામાં પણ અર્ધગંભીર રૂપે તો ચાલુ છે તેવા આ લખનારના 'ક્રૉનિક મૅલેરિયા' તથા 'ઍનીમિયા'વાળા મંદવાડનો ઉલ્લેખ અહીં કરવો પડે છે તે બે-ત્રણ કારણેઃ (૧) એ દુઃસહ ઉપાધિને પરિણામે કુદરતે તેની શિક્ષણ-સાહિત્ય-પ્રવૃત્તિને મજકુર ગાળાના મોટા ભાગ સુધી સ્થગિત કરી તેથી 'માનસી'-પ્રકાશન ખોરવાયું ને આ અંક બારસોં ત્રણ માસ મોડો પ્રકાશિત થાય છે. (૨) તેના (તેમ જ પુત્રીના પણ) લાંબા મંદવાડે તેને આર્થિક દૃષ્ટિએ એવી કરજદારી દશાએ પહોંચાડેલ છે કે તેનાથી 'માનસી'ને ટકાવી રાખવા માટે પોતાની પગારી કે અનુષંગી આવકમાંથી પંદરની પાઇ પણ કેટલાક વખત સુધી આપવી અશક્ય છે. તેનાં પુસ્તકોની ટૂંકી આવકમાંથી, અલબત્ત (જો કે અગાઉ કરતાં ઓછું) બનશે તેટલું ત્રૈમાસિકની ખોટનો ઊંડો બનતો જતો ખાડો પૂરવામાં વપરાશે જ. (૩) ઉપર (૧)માં નોંધ્યું એ જ કારણે તંત્રીનાં અવલોકનો ને અવલોકનનોંધો આવતા અંક પર મુલતવવાં પડ્યાં છે.

આ સુપ્રસંગે અંગતભાવી ખુલાસો જરા લાંબો થઈ ગયો પણ અમારા માયાળુ ને સહનશીલ વાચકો-ખાસ કરી, ગ્રાહકો-પ્રત્યેની ફરજ તરીકે એ કર્યો છે.

## ઉપધ્વનિ

તા. ૨૪મી નવેંબરે શ્રીઅરવિન્દનો[1] ૧૭મો સાક્ષાત્કારદિન હતો. એ સુભગ પ્રસંગ પછીના મહિનામાં જ આ અંકમાંનું 'સુન્દરમ્'નું

---

૧. (ક) આ રીતે જ એ પુણ્યનામ તેના હરકોઈ વાપરનારે લખવું જોઈએ. ક્યારનું ત્યાગ્યું તીત થઈ ચૂકેલ 'અરવિન્દ ઘોષ' હજી વારંવાર સામયિકોમાં નજરે ચઢે છે એ જરા પણ યોગ્ય નથી. (ખ) તેમની પ્રવૃત્તિ તથા આશ્રમ વિશે બેજવાબદાર આક્ષેપ હિ તાજેતરમા થયા છે. (તા. ૨૮-૧૧-૪૩ના 'ગુજરાતી'માં), જો બહુ ખેદજનક ગણાય. પછીના અંકમાં એ લખાણ સામેનો સંયમયુક્ત વિરોધ પણ છપાયો છે.

ચોંડીચરી તથા પૂર્ણયોગ વિશેનું, ઉન્નતભાવે ભર્યું કાવ્ય પ્રકટ કરી શકીએ છીએ એ અમારું સદ્ભાગ્ય છે.

પરાક્રમી તથા વિદ્યાકલાના મહાન પોષણહાર મહારાજા વિક્રમની દ્વિ-સહસ્રાબ્દીના ઉત્સવ દેશમાં થયા ને થાય છે એનું ખાસ સન્તોષપૂર્વક સ્મરણ અહીં એટલા સારુ કરવું ઘટે છે કે દેશ અસાધારણ વિપત્તિમાંથી પસાર થતો હોવા છતાં (વિપત્તિનિવારણના કાર્યને ઉવેખીને નહિ પણ એ યથાશક્તિ કરવાની સાથે સાથે) આપણા સંસ્કારજીવનના કર્તવ્યરત નેતાઓ એ પ્રદેશમાં પણ તાત્કાલિક તેમ જ સ્થાયી પ્રવૃત્તિ કરવાનું ચૂક્યા નથી.

અર્વાચીન ગુજરાતના એક મહાપુરુષ, એક અપ્રતિમ વિદ્વાન પં. ભગવાનલાલ ઇન્દ્રજીનું આવલું મુંબાઇ યુનિવર્સિટીમાં ગુજરાતસંશોધન-મંડળના પ્રશંસનીય પ્રયાસથી ખુલ્લું મુકાયું તે પણ ગયા થોડા માસના નોંધપાત્ર બનાવોમાંનો જ એક ગણાય. એ સંસ્થાએ પોતાની મુકાબલે ટૂંકી કારકીર્દિમાં પોતાના ક્ષેત્રમાં (અન્ય કાર્યોથી, ત્રૈમાસિક મુખપત્ર દ્વારા) જે સરસ સેવા કરી બતાવી છે તે આપણા સૌના આનન્દનો વિષય હોવો જોઈએ અને છે. એવાં બીજાં કાર્યો કરી એ સવિશેષ યશોભાગી પણ ભવિષ્યમાં થશે એવી આશા રાખીએ છીએ.

ભારતવર્ષનો રાષ્ટ્રીય દૃષ્ટિએ ઇતિહાસ લખવાની ઇન્ડીઅન હિસ્ટોરિકલ કૅાંગ્રેસવાળી (ડૉ. રાજેન્દ્રપ્રસાદ, સર જ. સરકાર વગેરેના નેતૃત્વ હેઠળની, આ પત્રના ગતાંકમાં વાચકોને પરિચયિત) તેમ જ એક બીજી, એમ બે યોજનાઓ તો આ વિષયમાં દેશ સમક્ષ રજૂ થએલી હતી જ. હવે રા. ક. મા. મુનશીની એવા ઇતિહાસ માટેની યોજના ગયા ચરણમાં જાહેર થઈ છે, એટલે કુલ સંખ્યા બને છે ત્રણની. "અધિકસ્યાધિકં ફલમ્" એ ન્યાય આ વસ્તુસ્થિતિને લાગુ પાડવો? ભગવાન અનન્તરૂપ વિશ્વ સર્જી આનન્દ માણે છે તો એના ભાગ્યશાળી અંશો જે આપણે, તે બહુરૂપ ઇતિહાસવિશ્વ સર્જ્યાનો આનન્દ કાં ન માણીએ એમ સમજવું? પ્રશ્નોના ઉત્તર તો ત્રણેનાં પરિણામ પરથી જે મળશે તે જ સાચા. 'નીવડ્યે વખાણ'.

પ્રજાના 'સર્વતોમુખી સમુલ્લાસ'માં પોતાનો હિસ્સો આપતું લોક-સાહિત્ય તો સંસ્કારિતાયુક્ત પણ હોઈ, એ "તદ્દન અનુચ્છિષ્ટ અને મૌલિક પ્રવાહે કાળાન્તરથી વહેતું" આવતું "સદા ય સજીવન" સ્રોતરૂપ સાહિત્યઃ

આવું દૃઢતાયુક્ત મન્તવ્ય રજૂ કરતાં રા. મેઘાણીનાં ઠક્કર-વસનજી વ્યાખ્યાનો ઑગસ્ટમાં આપણી યુનિવર્સિટીના આશ્રયે અપાયાં હતાં. એમાં વિશાલ વાચનના ફલરૂપ જે ભરપૂર માહિતી, સચોટ વાદસરણી તથા હિંમતભરી, અપરતંત્ર ને કેટલેક અંશે અભિનવ દૃષ્ટિ છે તે એને ગ્રન્થસ્થ રૂપે વાંચવાનો સહજ તેટલો જ ક્ષમ્ય લોભ જાગ્રત કરે છે.

પૂરું થતું ૧૯૪૩નું વર્ષ આપણા સાહિત્યિક જીવનમાં એક ગણનાપાત્ર વિવાદ વડે ગાજી રહેલી બનાવ-પરંપરાને કારણે યાદગાર રહેશે. વર્ષના પૂર્વાર્ધમાં જ હવે તો સુપ્રસિદ્ધ થઈ ચૂકેલા રા. ભીખાભાઈ શિ. શુક્લે 'બુદ્ધિપ્રકાશ'ના સહજ પ્રકાશને જાણે સહસ્રગણો બનાવી મૂકતો વીજકડાકો કર્યો કે પેલાં (અ)પ્રેમાનન્દી નાટકાદિ તો છે શાસ્ત્રી નાથાશંકરની જ કૃતિઓ. ત્યાર પછી આગળ ચાલેલ, એ તથા વિરુદ્ધ પક્ષનાં ગાજવીજ ને વૃષ્ટિધારા હજી જોસમાં ચાલુ છે. '૪૪નું' વર્ષ પણ, ગઈ પેઢીના વિચિત્ર વારસારૂપ આ વિવાદ દેખશે એમાં શંકા નથી. આ વિષયમાં અમારે રસ લેવાનું શરૂ થયું 'કૌમુદી' ત્રૈમાસિકમાંના (હવે, 'પ્રભાતના રંગ' એ પુસ્તકમાં પણ વાચકોને સુલભ) સંવાદ 'પ્રેમાનન્દ અને નાથાશંકર'થી; એ રચનામાં તેમ જ એ સામયિકમાં અન્યત્ર થએલા હાથપ્રતો સંબન્ધી આગ્રહને આ સમયમાં પં. કેશવરામ કા. શાસ્ત્રી સરખા મધ્યકાલીન સાહિત્યના માનનીય નિષ્ણાત પણ ટેકવે છે એ હકીકત વાચકોના ધ્યાન પર લાવી, એ વિદ્વાનના આ શબ્દો ભણી વિષયરસિકોનું ધ્યાન ખેંચવું આવશ્યક ગણીએ છીએ:

> હું હાથપ્રતોના પ્રશ્ન કરતાં પણ તત્કાલીન ભાષાસ્વરૂપ-શબ્દપ્રયોગો વગેરે ઉપર તે તે કૃતિની પ્રામાણિકતાનો નિર્ણય કરવો વધુ આવશ્યક અને ન્યાય્ય માનું છું. ('ગુજરાતી' તા. ૫-૧૨-૪૩, પૃ. ૬૬૦).

પં. કેશવરામ શંકાસ્પદ કૃતિઓમાંની અમુક સ્વ. છોટાલાલ ન. ભટ્ટની હોવાનું માને છે એ જુદી વાત, પરન્તુ તેમણે સૂચવેલો (ને ૧૯૪૨-૪૩ની ગુજ. સા. સભાની કાર્યવહીમાં અમલમાં મૂકેલો) આન્તર પ્રમાણોનો માર્ગ જ આ વિષયમાં અભીષ્ટ છે. આપણા એક યુવાન વિદ્વાન પ્રા. પ્રસન્ન વકીલના આ વિષયના શ્રમયુક્ત પ્રયાસો પણ આનાર્હ છે—જેમ, રા. નટવરલાલ ઈ. દેસાઈ તથા 'ગુજરાતી'ની ઉપયોગી કામગીરી પણ ભુલાવી જોઈએ નહિ.

કાળબળે હિજરતી બનેલા પત્ર અને પત્રકારબન્ધુ, 'નવચેતન'કાર શ્રી. ચાંપશી વિ. ઉદેશીને સંગીન સાહાય્યરૂપે જે દ્રવ્યસંપાદન એમના માસિકના બે દસકા જેટલા સમયના મનોરંજનપ્રધાન, અમુક અંશે અભ્યાસોત્તેજક પણ, કાર્યની કદરશનાસી લેખે શિક્ષિત ગુજરાતે કરાવ્યું તેનાથી સન્તોષ વ્યક્ત કરવો એ પણ અમારાં આ વખતનાં આનંદદાયક કર્તવ્યોમાંનું એક છે.

ગયા કેટલાક માસમાં નીપજેલાં અવસાનોથી—સુશિક્ષક અને સુયોગ્ય 'કાન્ત'શિષ્ય કરુણાશંકર માસ્તર; 'પત્રકારોના ઋષિરાજ'નું સર્વથા ઉચિત બિરુદ પામેલા, મોડર્ન રીવ્યુકાર બાબુ રામાનન્દ ચેટર્જી; ઘણાક એશિયાઈ પ્રદેશોના મહાન શ્રમશાળી તથા યશોધન પુરાતત્ત્વવેત્તા સર ઑરેલ સ્ટાઈન; અર્વાચીન યુરપના ભાવનાભક્તોના શિરોમણિ, ઝાં ક્રિસ્ટોફ સરખી મહાનવલના કર્તા રોમેં રોલાં; અને 'મશહૂર હાસ્યકાર' ડબ્લ્યુ. ડબ્લ્યુ. જેકબ્જનાં અવસાનોથી તે તે ક્ષેત્રની પ્રવૃત્તિને ગએલી ખોટની નોંધ ખેદપૂર્વક લઈએ છીએ.

તા. ૨૫મી ડિસેમ્બરથી વડોદરામાં શરૂ થશે એ પંદરમા સાહિત્ય-સંમેલનની સર્વસામાન્ય તેમ જ પ્રકાશનવિભાગની પત્રિકાઓ મળી છે: એ માટે કાર્યવાહકોના આભારી છીએ. સંમેલન સંબન્ધી લેખ કે લેખો આવતા અંકમાં છપાશે.

વિ. ક. વૈ.

## સ્વ. મુરબ્બી શ્રી વિઠલરાયભાઈ

(પ્રા. વિઠલરાય મહીપતરામ મહેતા, અવસાનઃ ૧૨મી ડિસેમ્બર, ૧૯૪૩)

Fear no more the heat o' the sun
  Nor the furious winter's rages;
Thou thy worldly task hast done,
  Home art gone and ta'en thy wages:

તે તો ગયા, આપણું સૌનું જે સાચું ઘર છે, તે પ્રભુને ઘેર ગયા—તેના પરમ શાન્તિદાયક સાન્નિધ્યમાં, ત્યાં-એ 'ભૂમિ અધિક વિકાસ'ની છે ત્યાં—'અધિક અધિક વિકાસ' પ્રભુકૃપાએ સાધવા. પોતાનું સંસ્કાર-

૧. પ્રસંગોપાત્ત અમારા વાચકોને કહી લઈએ કે એ માસિકમાં 'આથમતે અજવાળે'નો ખં. ૩જો છપાય છે એ તેઓ જરૂર વાંચે. લેખકના મુંબાઈ-નિવાસ સંબન્ધી છે. ખં. ૨જો (સૂરત વિશેનો) 'માનસી'માં માર્ચ ૧૯૪૪થી છપાશે.

સેવાનું કાર્ય ઊંચી કર્તવ્યનિષ્ઠાથી સિદ્ધ કરીને, ગુજરાતમાં વિરલ થતી જાય છે તેવી અમર અંગ્રેજી સાહિત્ય પ્રત્યેની પ્રીતિ સમૃદ્ધ ને નૈસર્ગિક રસવૃત્તિથી કેળવીને, સાહિત્યાનુરાગી શિષ્યોમાં એ વર્ષો ને વર્ષો લગી અંગ્રેજી સાહિત્યના પ્રાધ્યાપકપદેથી એકસરખી તન્મયતાથી એ પ્રીતિ, એ જ્ઞાન, એ સંસ્કારપોષણ સંક્રાન્ત કરીને, રાજ્યના વિદ્યાધિકારીનું સ્થાન પણ શોભાવીને, અમારા વિઠ્ઠલરાયભાઈ અમને છોડી ગયા. પાંચેક વર્ષ પર સ્વ. માનશંકરભાઈ વિદેહ થતાં અહીંના સર્વ જ્ઞાનપિપાસુઓએ વૈદિક વાઙ્મયનો એક સમર્થ વિદ્વાન ખોયો હતો; સમસ્ત શિષ્ટ ગુજરાતની પણ એ જેવી તેવી ખોટ નહોતી. તેમના જવાથી ઉચ્ચતર વિદ્યાવિષયમાં ભાવનગર સૂનું લાગવા માંડ્યું હતું જ; આજે તે વધારે સૂનું લાગે છે, અમારો આ વહાલસોયો પ્રેરણહાર અમારી વચ્ચેથી પાકી વયે પણ જતાં.

એ આત્માની પુણ્યસ્મૃતિ પ્રત્યે હવે એમના પ્રત્યેક પરિચિત તેમ જ નિકટના સંસ્કારિતાના પ્રેમીની તથા સેવકની એ જ ફરજ રહે છે કે તેમણે જીવનભર જે કાર્યસિદ્ધિ કરી બતાવી તેમાં જ ઓતપ્રોત રહેવું, આ જીવનના સુરજતાપ અને ભયાવહ શિયાળુ વાયરા તેમ જ આધિવ્યાધિ ને ઉપાધિ સ્થિર ચિત્તે સહેતાં સહેતાં પણ. -વિ.

ભાવનગર : ૧૩-૧૨-૪૩

## નિકષ-પૂર્તિ

ગતાંક બાદ મળેલાં પુસ્તકોની મોટીનાની નોંધો, તેમ જ પ્રાપ્તિ-સ્વીકાર; આવતા અંક પર મોકૂફ રાખવાં પડે છે; દરમ્યાન, એમાંનાં મુખ્ય-તમનાં નામ ને કર્તાઓ પ્રત્યે વાચકોનું લક્ષ દોરવાની ફરજ બજાવી લઈએ:

૧. નવીન કવિતા વિષે વ્યાખ્યાનો (પ્રા. બ. ક. ઠાકોર)
૨. મારી બિનજવાબદાર કહાણી (કનૈયાલાલ મા. મુનશી)
૩. ઈતિહાસની રૂપરેખા (અનન્તરાય પ્ર. પટ્ટણી: દીવાનસાહેબ, ભાવનગર રાજ્ય)
૪. ધરતીની પુત્રી (કિશનસિંહ ચાવડા)
૫. ઊર્મિલા (મુકુન્દ પારાશર્ય)
૬. પ્રભુ પધાર્યા (ઝવેરચંદ મેઘાણી)
૭. ચારણો અને ચારણી સાહિત્ય (" ")
૮. સંસ્કૃત નાટ્યશાસ્ત્રના વિકાસની રૂપરેખા (પ્રા.ડોલરરાય ર.માંકડ)
૯. દયારામ-રસસુધા (શંકરપ્રસાદ છ. રાવળ)

૧૦. શ્રીમંત સયાજીરાવ ગાયકવાડ, ભા. ૧,૨. (ચિમનલાલ ડૉકટર)
૧૧. સ્વ. મોતીભાઇ ન. અમીનઃ જીવન અને કાર્ય (ચુનીલાલ શાહ)
૧૨. આપણું હિન્દુસ્તાન (પુરુષોત્તમ ત્રિકમદાસ)
ઉપરાંત, નવાં ૪ 'નવજીવન' કાર્યાલયનાં પુસ્તકોમાંનું 'અહિંસાની કેળવણી.'

**સહયોગીઓ :** આ ચાર સહયોગી પત્રોના, દિવાળી–અંકો મળ્યા છેઃ 'ગુજરાતી' 'બે ઘડી મોજ' 'દાંડિયો' 'અભિરુચિ' (મરાઠી). એ પ્રત્યેકે, આ વિષમ કાળમાં પણ શકય તે વધુમાં વધુ પ્રયાસે સુવાચન તથા ચિત્રો સહિતના સારા અંકો આપી વાચકો પ્રત્યે ફરજ બજાવી છે એ માટે એમને અભિનન્દન. ... સૂરતના 'નૂતન શિક્ષણ'નો નવેંબર અંક (એ તેનો એકસોમો[1] અંક હોઈ) વિશેષાંક તરીકે કાઢવામાં આવ્યો છે. સુવ્યવસ્થિત અંકયોજનાથી રચાયલા એ વિશેષાંકમાં શિક્ષણના ભાવનાશીલ તેમ જ વ્યાવહારિક અનુભવલક્ષી જ્ઞાનવાળા લેખકોનાં મનનનો નિચોડ સરસ છે. એમાંનું કેટલુંક સ્થાયી મહત્ત્વનું પણ છે. ઉત્તમ વિશેષાંકના એ અનુકરણીય નમૂના માટે તંત્રીઓ હરભાઇ ત્રિવેદી તથા ચન્દ્રવદન ચૂ. શાહ ધન્યવાદને પાત્ર છે. ... સાહિત્યપરિષદની માસિકપત્રિકા નવેસર પ્રકટ થવા માંડી છે. તેના પહેલા ત્રણ અંક જોતાં, તે ભવિષ્ય માટે–ખાસ કરી, સારા સમયમાં કદ વધારી શકાય ત્યારે–ઘણી આશા આપે છે. હાલ પણ, ચિન્તનપૂર્ણ ને સુચર્ચાવન્ત ટૂંકા લેખો ને અવલોકનો એ એનાં વિશિષ્ટ અંગો છે ... મોં. સ્તાલિનનું લેખકો માટે લાક્ષણિક પદ છે "આત્માના[2] ઇજનેરો." એ પદને પોતાના વિશિષ્ટ રીતે સાર્થ

---

૧. એને 'શતાંક' કહેવામાં આવ્યો છે. સંસ્કૃતના નિષ્ણાતો જરા નક્કી કરી આપે તો સારું કે વધારે સાચો શબ્દપ્રયોગ તો 'શતતમાંક' છે કે કેમ; અને એમ હોય તો એકસોમા અંક માટે આપણે એ પ્રચલિત કરવો જોઇએ. અમારી સમજ પ્રમાણે તો, એકસોમો એક જ અંક શતાંક કહેવાય નહિ પણ ૧૦૦ અંકનો જે સમૂહ, તે જ 'શતાંક.'

૨. આવા સંદર્ભમાં soulનું ભાષાન્તર 'આત્મા'થી કરીએ છીએ, પણ, આ શબ્દ (આત્મા) "નિત્યઃ શુદ્ધઃ પ્રલગાત્મા શિવોઽહં" એ વિશુદ્ધ નિષ્કલ આત્મતત્ત્વ માટે (spirit માટે) રાખી, ઉક્ત soul (જીવાત્મા) કે એના સમાનાર્થ ભાવો કે સ્વરૂપો ઇત્યાદિ દર્શાવવા, પ્રો.વિ. ર. ત્રિવેદીએ વાપર્યો છે (ઉપર્યુક્ત નૂતનશિક્ષણાંકમાં, પૃ. ૧૮૨મે) તે 'સંવિત્' (સકલ–સકળ આત્મા) ચાલે કે કેમ એ વિચારવા જેવું લાગે છે. આ સૂચના સ્વીકારાય તો પછી 'એન્જીનીઅર્સ ઓફ

કરતા એમના ગુજરાતી અનુયાયીઓ. 'લોકયુદ્ધ'ના સોવિયેત-ક્રાન્તિ-અંકમાં, (વ. ૨, અં. ૧૯) એ દૃષ્ટિ તથા પ્રદેશોના સાહિત્યકારોને-"હાથમાં કલમ, ખંભે બંદૂક" રાખનારાને-તેમ જ કલાસેવકોને ભૂલ્યા નથી, તેમની યુદ્ધસમયની પ્રવૃત્તિ આદિનો ખ્યાલ અહીં મળે છે એ સ્વાભાવિક છે. અંક-વિષયને લગતી ઉપયુક્ત માહિતી તથા વિચારો અંકમાં સારા પ્રમાણમાં છે.

સમકાલીન તથા ગયા વર્ષની મરાઠી વાઙ્મયપ્રવૃત્તિ વિશે આધારભૂત ને રસપ્રદ માહિતી 'મહારાષ્ટ્ર-સાહિત્યપત્રિકા'ના ચાલુ-સાંગલી સાહિત્ય-સંમેલનના પ્રસંગે પ્રગટેલા-અંકમાંના (ઓક્ટો. '૪૩) ત્રણ લેખોમાંથી મળે છે: 'ગેલ્યા સતરા વર્ષાંતીલ શારદોપાસના' 'ગેલ્યા વર્ષાંતીલ અધ્યક્ષીય ભાષણેં'' તથા લલિતવાઙ્મયવિષયક 'વાર્ષિક સાહિત્યસમાલોચન'. સ્થાયીભાવ એ 'સેન્ટિમેન્ટ' છે કે 'ઇન્સ્ટિંક્ટ' એ વિશેનો અભ્યાસ-યુક્ત લેખ પણ મહત્ત્વનો છે.

વિ. કૃ. વૈ.

## મન્દિર-વૃત્ત

૧. આ અંક (અ. ખ.નાં પૃષ્ઠો સહિત) દસ જ ફોર્મ એટલે કુલ ૮૦ પાનાંનો કરવાનો હતો. એ મર્યાદા ઓળંગ્યા છતાં બીજાં તેમ જ તંત્રીનાં લખાણ સમાવી શકાયાં નથી એ માટે લેખકો દરગુજર કરશે એવી આશા છે.

૨. ફેબ્રુઆરી ૧૯૪૪માં પહેલી તકે પ્રકટ થશે એ આવતા (ડિસેં. '૪૩ના) અંકમાં એ લખાણોમાંથી બને તેટલાં છાપીશું જ. માર્ચ ૧૯૪૪નો અંક માર્ચની આખર લગીમાં સૌને પહોંચાડવા હરેક યત્ન થશે જ.

૩. ગવાક્ષ પછી મળેલી આ વિશેષ મદદનો સાભાર સ્વીકાર કરીએ છીએ: એક મુસ્લિમ 'માનસી'પ્રેમી, રૂા. ૭૫.

૪. એમની જેમ, ઈશ્વરકૃપાએ ધનાઢ્ય હોય અથવા આવા સમયમાં પણ ખુશીથી સારી રકમો આપી શકે તેવા, મધ્યમ વર્ગના ઉપલા થરના શિક્ષિત ગુજરાતીઓ ત્રૈમાસિકને એની વધ્યે જતી આર્થિક સંકડામણમાંથી છૂટકારો મળે તેટલી મદદ સંસ્કારસંવર્ધનના આ નાના (પણ ઘણા સમજુ શિષ્ટોની નજરે આ કારમા કાળમાં પણ સંસ્કાર-સાતત્યને ખાતર આવશ્યક) પ્રયાસને વારંવાર કરતા રહેશે એવી શ્રદ્ધા છે.

---

ધ સોલ' નો ભારતીય પર્યાય (લલિત, લલિતેતર ઉભય) વાઙ્મયના ને કલાના પણ ઉપાસકો માટે 'સંવિત્-શિલ્પીઓ' જેવા સુપક રૂપે યોજી શકાય.

૫. ગુજરાતી સાહિત્યની રૂપરેખાની મુખ્ય જ.ખ. આ અંકના છેલ્લા પૂંઠા પર છે. એનો દરેક ખરીદનાર 'માનસી'ને પણ કેટલોક સીધો આર્થિક લાભ કરાવશે એ હકીકત તરફ સૌનું ધ્યાન ખેંચીએ છીએ. તંત્રીનાં ગયાં પાંચ વર્ષનાં પુસ્તકોમાંનાં નાજુક સવારી, ઋગ્વેદકાલીન જીવન અને સંસ્કૃતિ તથા લીલાંસૂકાં પાન તેમ જ રા. ધનસુખલાલ કૃ. મહેતાકૃત મીઠી નજરે: એ સર્વેને પણ આ છેલ્લું કથન લાગુ પડે છે. મતલબ, જેઓ 'માનસી'પ્રીત્યર્થ મધ્યમ કે મોટી (રૂા. ૨૫) થી માંડીને હરકોઇ) રકમ વાપરવા ખરેખર અશક્ત હોય તેઓ એ પુસ્તકોનું જુમખું માત્ર રૂા. સવાનવમાં (ટ. ખ. અલગ) ખરીદીને પણ ત્રૈમાસિકના નિભાવમાં સંસ્કારી સજ્જનો તરીકે પોતાનો ભાગ ભરી શકે તેમ છે જ.

૬. ડિસેંબરના અંકની મુખ્ય સામગ્રી: કાવ્યો (પૂજાલાલ તથા રતિલાલ છાયા); ૨૧. પ્રો. વિઠ્ઠલરાય (ઈન્દુપ્રસાદ મહેતા): વિસ્તૃત ચરિત્રરેખા; દી. બ. ઝવેરીનાં સંસ્મરણો; ચિકિત્સાસંકટ: વિનોદાત્મક નવલિકા (ભાઈલાલ પ્ર. કોઠારી); પ્રાધ્યાપકો કે. હિં. કામદાર, વિ. ર. ત્રિવેદી, હી. ર. કાપડિયા તથા ડૉ. ભદ્રસુખનાં ગ્રન્થાવલોકનો.

ભાવનગર: ૨૨-૧૨-૪૩ —સંચાલક માનસી

## ત્રેંતાળીસનું ગ્રન્થસ્થ વાઙ્મય

ગુજરાત સાહિત્યસભા તરફથી કરાવાતી એ વાર્ષિક સમીક્ષા માટેનાં ૧૯૪૩નાં ગ્રન્થપ્રકાશનો, યથાવિષય, આ ત્રણ સમીક્ષકોને લેખકો અને-કે પ્રકાશકોએ મોકલવાં એવી લેખી વિનંતિ અમોને એ સંસ્થાના 'માનદ' [? 'માનાર્હ' જોઈએ-સં. માનસી] મંત્રી તરફથી કરવામાં આવી છે: (૧) લલિતવાઙ્મય પ્રા. 'ભાનુપ્રસાદ' [? ભાનુશંકર] બા. વ્યાસ (પ્રભુ-[ભુવન નહિ પણ]-ભવન, સી. પી. ટેંક મુંબાઈ ૪). (૨) 'સાયન્સ' [સિવાયનું લલિતેતર વાઙ્મય: પ્રા. હસમુખલાલ મ. કાજી (સિવિલ સ્ટેશન, રાજકોટ). (૩) ભૌતિક શાસ્ત્ર ('સાયન્સ') ડૉ. રમણિક કે. ત્રિવેદી ('પંકજ', પ્રતાપગંજ; વડોદરા)

## શુદ્ધિપત્રક

આ અંક ઘણી હતાવળે છાપવો પડ્યો હોઇને, કેટલાક લેખોમાં સામાન્ય છાપ-ભૂલો કદાચ ઠીક સંખ્યામાં તથા ગંભીર ભૂલો પણ કોઈ કોઈ માલૂમ પડશે. એથી વાચકોને અગવડ પડશે એ માટે દિલગીર છીએ, પરન્તુ એવે સ્થળે તેમને સહેજ શ્રમ લેવાથી, ભૂલ સુધારી લેવામાં પણ હરકત નહિ આવે એમ માનીએ છીએ.

ગયા અંકમાંના શ્રી. પૂજાલાલના કાવ્ય 'દવ'ની આઠમી પંક્તિનો પહેલો જ શબ્દ ખોટો છપાઈ જવાથી કવિને થએલા અન્યાય માટે ક્ષમાપ્રાર્થી છીએ. એ શબ્દ 'દુષ્ટ' નહિ પણ રુષ્ટ જોઈએ. આ અંકમાંના [ અનુસંધાન, પૃ. ૨૮૨ ]

ડૉ. અશ્વિનકુમાર દિનકરરાય મહેતા

# ગુણમૂર્તિ વિદ્વાન

[ભાવનગરની ૫૦ વર્ષની જૂની, રમતગમતો તેમ જ સંસ્કારપોષણની પણ પ્રવૃત્તિ કરતી,જ્ઞાતિની સંસ્થા નાગર જીમખાનામાં એક સભા તા.૧૯-૧૨-૪૩-ના રોજ,તેના લાંબા સમય સુધી એક અગ્રણી સેવક હતા એ શ્રી.વિઠ્ઠલરાય મ. મહેતાના દુઃખદ અવસાન નિમિત્તે શોક પ્રદર્શિત કરવા મળી હતી. તેમાં એ સંબન્ધી મુખ્ય ઠરાવ રજૂ કરતાં ડૉ. અ. દિ. મહેતાએ વાંચેલું વ્યાખ્યાન (સ્વર્ગસ્થને અપાયલી એ એક સુયોગ્ય નિવાપાંજલિ હોવાથી) અહીં છાપ્યું છે. એમાં જે 'આદર્શપત્ર'નો ઉલ્લેખ આવે છે તે ૧૯૧૮માં ઉજવાયલા સંસ્થાના રજતપર્વ('સિલ્વર જ્યુબિલી')ના પ્રસંગે બનેલા બે પક્ષો વચ્ચેના એક ખેદકારક બનાવને લગતો છે, એટલો ખુલાસો સર્વે ભિન્નસ્થાનિક તથા નાગરેતર વાચકોની જાણ માટે કરવો આવશ્યક છે. લેખમાં 'મુ. માનભાઈ મામા' તરીકે જેમનું નામ આવે છે, તે ભાવનગરના એક પ્રસિદ્ધ વયોવૃદ્ધ ડૉક્ટર (હાલ નિવૃત્ત) તથા ધર્મરત સદ્ગૃહસ્થ, સમર્થ વેદાન્તી ચતુર્વેદવિદ તથા થીઓસૉફિસ્ટ રા. રા. શ્રી માનશંકર ગૌરીશંકર ઓઝાનું છે. આ અગત્યનો લેખ સંજોગવશાત્ છેલ્લો મૂકવાની જરૂર પડે છે એ માટે લેખક તથા વાચકો દરગુજર કરશે એવી આશા છે.—સં. માનસી]

આજની સભામાં સ્વ. વિઠ્ઠલરાયભાઈના દુઃખદ દેહાવસાન માટે શોક પ્રદર્શિત કરતો ઠરાવ મારે વાંચવો એવો આદેશ છે. તે ઠરાવ વાંચતાં પહેલાં મારે સદ્ગત માટે કંઈ કહેવાનું છે તે કહી લઉંછું. પ્રત્યેક જ્ઞાતિજનનું હૃદય આજે શોકની લાગણીથી ભરેલું છે અને સ્વાભાવિક રીતે જ એ લાગણીને શબ્દો દ્વારા બતાવવાનું મન થાય-જો કે ગમે તેટલો પ્રયાસ કરીએ તો પણ ખરેખરી અંતરની લાગણીને વ્યક્ત કરવા માટે શબ્દકોષના શબ્દો પણ અધૂરા લાગે છે.

સામાન્ય સ્થિતિના કુટુંબમાં જન્મી સ્વાવલંબન અને સ્વાશ્રયથી

એઓ ગ્રેજ્યુએટ થયા, પણ એટલેથી અટકવું એમના જેવી ભવિષ્યની મહાન વિભૂતિ માટે શક્ય ન હતું. એમ. એ. થયા અને એલએલ. બી. થયા. જુનાગઢ કૉલેજમાં ફારસીના અધ્યાપક થયા. એ ભાષાના તેઓ અધ્યાપક હતા એટલું જ નહિ પણ એ ભાષાના નિષ્ણાત તરીકે મૌલવીઓ અનેક વાર કુરાનના અભ્યાસમાં પણ એમની સહાયતા લેતા—એમનો આધાર ટાંકતા; પણ વતનની સેવા કરવી એ એમનું ધ્યેય હતું. એટલે અનુકૂળ સંજોગ મળતાં શામળદાસ કૉલેજમાં અંગ્રેજીના અધ્યાપક થયા. એ જ કૉલેજમાં પ્રિન્સિપાલ થઈ શક્યા હોત પણ કેટલાંક કારણોને લીધે પ્રિન્સિપાલ ન થતાં વિદ્યાધિકારી થયા. કૉલેજે જે વિદ્યારત્ન—નરરત્નને ગુમાવ્યું તે પ્રાથમિક અને માધ્યમિક કેળવણીની સંસ્થાને સાંપડયું. કૉલેજમાં અમુક જ વર્ગને એમની શક્તિનો લાભ આપી શકાયો હોત પણ કેળવણીખાતાના ઉપરી અધિકારી થવાથી રાજ્યની સારી યે સામાન્ય જનતાને એમની શક્તિનો લાભ મળ્યો. આર્થિક અસહાયતાને લીધે કોઈ વિદ્યાર્થી શિક્ષણવિહોણો રહી ન જાય તેનું તેઓ ખાસ ધ્યાન રાખતા. એમની ગ્રહણશક્તિ કેટલી હતી એ આપણને એમની જુદી જુદી ભાષાઓ ઉપરના પ્રભુત્વ ઉપરથી સમજાશે. પ્રારંભમાં ફારસીના નિષ્ણાત હતા છતાં જીવનના ઉત્તરાર્ધમાં સંસ્કૃત શીખી સંસ્કૃતમાં લખાયેલાં પુસ્તકો વાંચતા એટલું જ નહિ પણ વેદ અને ઉપનિષદ્ જેવા સંસ્કૃત ગ્રંથોનું વિવેચન અને ભાષ્ય પણ સંસ્કૃતમાં વાંચતા. એ બાબતની ખરી પ્રતીતિ તો આપણને મુ. માનભાઇમામા પાસેથી મળી શકે. રા. નાનાભાઈ (નૃસિંહપ્રસાદ) ભટ્ટે એમના માટે શું કહ્યું છે તે કહું. વિદ્યાધિકારી તરીકે મુ. શ્રી વિઠ્ઠલરાયભાઈ નિમાયા ત્યારે નાનાભાઈએ કહેલું કેઃ વિઠ્ઠલરાયભાઇ,તમને તો અંગ્રેજી ભાષાનો જ મહાવરો છે.જ્યારે કેળવણી ખાતાનું સંચાલન તો ગુજરાતીમાં કરવું પડશે. તમારાથી નહિ થઈ શકે એમ મહને લાગે છે. થોડા જ સમયમાં એ જ નાનાભાઇએ કહ્યું હતું કે વિઠ્ઠલરાયભાઇ તો ગુજરાતી ભાષામાં પણ પારંગત લાગે છે અને ખાતાના ઉપરી તરીકે, કેળવણીકાર તરીકે તો એક અનોખી ભાત પાડી છે.

તેમના સંસર્ગમાં જે આવતા તેના ઉપર તેઓ પોતાના સૌજન્ય, ભાવનામય ઉચ્ચ આશય અને જીવનની સરલતા માટે ન ભૂંસાય તેવી છાપ પાડી શક્યા હતા. નાગર કુટુંબખાનાને યોગ્ય માર્ગાનુગામી કરી ઉન્નત આદર્શના

શિખરે પુહોંચાડનાર મુરબ્બીઓમાંના તેઓ એક મુખ્ય હિતૈષી હતા.

સેવા એ એમના જીવનનો મહામંત્ર હતો. પછી ભલે તે વ્યક્તિ માટે હોય, સંસ્થા માટે હોય રાજ્ય કે દેશ માટે હોય. "સેવા" વિષે એમના શા વિચારો હતા, એ બતાવવા હું અત્રે એમના જ શબ્દો ટાંકીશ: "અખિલ વિશ્વ એ પ્રભુનું મંદિર છે. સેવા એ એની પૂજા છે. અત્યંત સામાન્ય સેવા એ પણ દિવ્ય પૂજા છે. જીવનનો ખરો ઉદ્દેશ સેવા છે. તેનો આધાર ઇચ્છા શકિત ઉપર,હૃદય બળ ઉપર રહે છે;પૈસા પર નહિ. સ્વાર્થને બદલે સમાજનું હિત જ્યારે આપણે વિચારીએ છીએ ત્યારે જ આપણે સાચા મનુષ્ય બનીએ છીએ. દુનિયામાં આપણે લેવા અને સંગ્રહ કરવા નથી આવ્યા પરંતુ આપવા અને વાવવા આવ્યા છીએ. બીજા પાસેથી સેવા સ્વીકારવા નહિ પણ સેવા કરવા આવ્યા છીએ.

"આ ભાવના દ્વારા માનવજીવન અદ્ભુત પવિત્રતા પ્રાપ્ત કરે છે. આપણા શાસક સ્વભાવને સ્થાને મૃદુતા દેખાય છે. જીવનકલહમાં પ્રત્યક્ષ સહાયતા ઓછા પ્રમાણમાં મળે તો પણ વિકટ પ્રસંગે મળતું પ્રોત્સાહન અમૃતસિંચન સમાન છે."

આવા એમના વિચાર અને આચરણે સંસ્થાને શારીરિક–માનસિક–નૈતિક અને આધ્યાત્મિક એમ બધા પ્રકારની પ્રવૃત્તિઓનું કેન્દ્રસ્થાન બનાવી મૂક્યું. 'આદર્શપત્ર'ના સમયે તોફાને ચઢેલી સંસ્થાની નૌકાને સહીસલામત કિનારે પહોંચાડવામાં પણ એમનો અગ્રભાગ હતો. સ્કાઉટિંગની પ્રવૃત્તિઓમાં જ્યારે પોતે રસપૂર્વક ભાગ લેતા ત્યારે પણ એમના આદર્શો અને સિદ્ધાંતોદ્વારા સેવાનો મહામંત્ર એઓ શિખવતા હતા.

જ્ઞાતિની રૂઢિઓ અને ધારાધોરણમાં સુધારા કરવામાં પણ મુખ્ય માર્ગદર્શક હતા. તેઓ જ્યારે બોલવા ઊભા થતા ત્યારે કેમ જાણે પ્રભુ તરફથી તેમને પ્રેરણા મળતી હોય એમ જ લાગ્યા કરતું. કોઈ દુર્ઘટ કે દુર્વિજ્ઞેય વિષયને દૃષ્ટાંતો અને દલીલો સાથે જ્યારે તેમની વિનોદવાળી ભાષા અને શૈલીમાં સમજાવતા ત્યારે સાંભળનારાને બહુ જ આકર્ષક અને હૃદયગામી લાગતા. ક્ષણજીવી હકીકતો કરતાં અવિચલ સિદ્ધાંતો ઉપર એઓ હંમેશાં વધારે ભાર મૂકતા. વિચારપ્રૌઢતા અને બુદ્ધિવૈભવનું સંમિશ્રણ કરી સુવર્ણમય મધ્યમ માર્ગને એમણે હંમેશ

વ્યક્ત કર્યો છે. આવેગનું સંયમન કરી, મનનપૂર્વક કાર્યનો નિશ્ચય કરવો એ એમની શાંત સપ્રકાશ અને સુવ્યવસ્થિત ઇચ્છાશક્તિનું લક્ષણ હતું. તેમનામાં લોકાપવાદથી ભયમુક્તિ સ્વત્વ, તેમ જ સુખદુઃખનો સ્વલ્પ જ વિચાર હોવાને લીધે નગ્ન સત્ય પ્રદર્શિત કરતાં કદી પણ અચકાતા નથી છતાં પણ એમની વિષય રજૂ કરવાની શૈલીએ ને વ્યક્તિપ્રભાવને લીધે એ નગ્ન સત્યો કદાપિ કોઇને કઠોર કે કઠિન લાગ્યાં નથી.

પ્રાથમિક શિક્ષણ અને શિક્ષકોને થતો અન્યાય તેમનાથી ઘડીભર સાંખી શકાતો નહિ. શિક્ષકોની આર્થિક સ્થિતિ સુધારી એમનું સ્થાન ઉચ્ચ અને ગૌરવવંતું બનાવવા પણ એમણે એ કાર્યમાં સિદ્ધિ મેળવી હતી.

સ્ત્રીશિક્ષણ અને પ્રૌઢશિક્ષણને પણ મહત્ત્વનું લેખી શક્ય પ્રયાસો કર્યા છે અને પરદેશમાં પણ દરેક સમયે આપણા રાષ્ટ્રના સ્ત્રીશિક્ષણ અને પ્રૌઢશિક્ષણનો કીર્તિધ્વજ અણનમ રાખ્યો છે.

કોઇ ગ્રેજ્યુએટ શિક્ષક નોકરી માટે આવે તો તેને સામેથી કહેતા કે ૬૦) રૂ.થી ઓછા પગારમાં રહેવા હા પાડશો તો બીજે જ મહિને નોકરી માટે અયોગ્ય ઠરાવી તમને રજા આપી દઈશ. આજે એમના મૃત્યુના સમાચાર સાંભળી ફક્ત શહેર કે મહાલના શિક્ષકો જ નહિ પણ ગામડે ગામડે દરેક શિક્ષક એમના સુકૃત્યોને સંભારી રડે છે.

એક પ્રખર કેળવણીકાર તરીકે જીનીવામાં ભરાયેલી ' વર્લ્ડ કૉન્ફરન્સ'માં તેમણે આપણા દેશનું ગૌરવભર્યું ઉચ્ચ સ્થાન સ્થાપિત કર્યું હતું. વિદેશથી પાછા ફર્યા ત્યારે કેળવણીનો પ્રવાહ વધેરાવવાનો સંકલ્પ કરી એ જ કાર્યને પોતાના જીવનનું ધ્યેય બનાવવાની દીક્ષા લઈ તેની સિદ્ધિને માટે તેમણે અનુકરણીય એકાગ્રતા સેવી હતી.આજે આપણે તેમની સેવાઓનું પૂરેપૂરું મૂલ્ય આંકી શકીએ તેમ નથી પણ એમણે રોપેલાં વૃક્ષનાં ફળ જ્યારે ભવિષ્યની પ્રજા ભોગવશે ત્યારે જ ઇતિહાસ તેની ખરી કિંમત આંકશે. એક સામાન્ય મનુષ્ય કર્તવ્યનિષ્ઠતા અને સતત પરિશ્રમથી કેટલી ઊંચી કોટિએ પહોંચી શકે એનો એમણે એક ઉજ્જવલ આદર્શ સ્થાપ્યો છે. કર્તવ્યની કૂખથી જ્ઞાનનો જન્મ થયેલો છે એમ માની કર્તવ્યને એઓ હંમેશ જ્ઞાનની માતા સમાન ગણતા.

પૂર્વની રક્ષક અને પશ્ચિમની વિકાસક સંસ્કૃતિના પોતે ભક્તિપૂર્ણ

ઉપાસક હતા. પશ્ચિમના પાર્થિવતાવાદ કરતાં પૂર્વના આધ્યાત્મવાદને એમણે ઉચ્ચતર સ્થાન આપ્યું હતું, છતાં એક ત્રાહિત દ્રષ્ટાની દૃષ્ટિથી બન્ને સંસ્કૃતિની ન્યૂનતાઓ પારખીને કહેતા કે "સૃષ્ટિની પ્રગતિનો મહામન્ત્ર ત્યારે જ સિદ્ધ થશે કે જ્યારે પશ્ચિમવાસીઓના પાર્થિવ વિકાસની યમુનાનો સુભગ સંગમ પૂર્વવાસીઓના જીવનના આત્મવિકાસની ગંગા સાથે કોઈક દિવસ થશે."

કેળવણી ઉપરાંત ઉદ્યોગના ક્ષેત્રમાં પણ એમની દૃષ્ટિ દિશાસૂચક અને દીર્ઘ હતી, એ આપણા કોઈથી અજાણ્યુ નથી. એમના ગુણોને લીધે એમનામાં એક પ્રકારનું લોહચુંબકત્વ નજરે પડતું એ એમના માનસિક બળનું ચિહ્ન હતું એટલું જ નહિ પણ એમની આધ્યાત્મિક વૃત્તિનું બાહ્ય દર્શન હતું. ખુદ વિશ્વવંદ્ય ગાંધીજી પણ એમની શક્તિ અને ગુણોથી આકર્ષાયા હતા તેમજ અનેક વાર એમની સાથે ચર્ચાઓ કરતા અને સામાન્ય માણસને આશ્રમમાં ન મળતી અનેક છૂટ અને સગવડ એમને મળતી હતી.

તેઓ અવિભક્ત કુટુંબના આદર્શ નિયંતા હતા. સ્વાર્થત્યાગ અને "othrs first, self last" એ સૂત્રનું પાલન જાણે કે એમની એક hobby (પ્રિય પ્રવૃત્તિ) હતી. એમની ખાનગી નોંધપોથીઓ, એમણે લખેલા પત્રો અને એમની પ્રકટ અને અપ્રકટ યોજનાઓનો અભ્યાસ કરતાં એમના વિષેના ખ્યાલોનો બરાબર તાળો મળી રહે છે.

સત્ય પ્રતિ આગ્રહ, ઉચ્ચાશયો, નૈતિક ધારણાઓ અને એ સર્વેને અમલમાં મૂકવા માટેની સમભાવ–દૃષ્ટિવાળી પ્રેમ અને સ્નેહની સુવર્ણસાંકળની સાધનસંપત્તિ એ સદ્ગતના જીવનની ગુરુકૂંચીઓ હતી. એવી શક્તિશાળી વિરલ વ્યક્તિને સંભારી સંભારી અંજલિ આપતાં આજે કોનું હૈયું રડતું નહિ હોય!

ઠરાવ ઘડીને તો ફક્ત આજે આપણે તર્પણ કર્યું છે. એમનું સાચું શ્રાદ્ધ જો જ્ઞાતિએ કરવું હોય તો એમનું કંઈક સ્મારક કરવું જોઈએ.